# ગુજરાતનો ઇતિહાસ

## ( પ્રાચીન કાળ )


**હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી**



ચોથી આવૃત્તિ (પુનર્મુદ્રિત) 2015






યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ, ગુજરાત રાજ્ય, અમદાવાદ—૬.

*History of Gujarat : Ancient Era*
*by*
Late Dr.H.G.Shastri

પ્રકાશક :
શ્રીમતી ભાવનાબેન દવે
**ઉપાધ્યક્ષ**
યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ, ગુજરાત રાજ્ય,
અમદાવાદ - ૩૮૦૦૦૬
*website: www.granthnirman.com*
*email : granthnirman1970@gmail.com*



પ્રથમ આવૃત્તિ : ૨૦૦૧
દ્વિતીય આવૃત્તિ (પુનર્મુદ્રિત) : ૨૦૧૨
તૃતીય આવૃત્તિ (પુનર્મુદ્રિત) : ૨૦૧૪
ચોથી આવૃત્તિ (પુનર્મુદ્રિત) : ૨૦૧૫

ISBN : 978-93-81265-53-6
નકલ : ૧૧૦૦
કિંમત : ₹ 120/-

"Published by the University Book Production Board, Gujarat State; under the Centrally Sponsored Scheme of Production of Books and Literature in Regional Languages at the University level, of the Commission for Scientific and Technical Terminology (CSTT) Government of India in the Ministry of Human Resource Development (Department of Higher Education), New Delhi."

મુદ્રક :
*મુદ્રેશ પુરોહિત*
***સૂર્યા ઑફસેટ,*** *આંબલી ગામ, સેટેલાઈટ-બોપલ રોડ,*
*અમદાવાદ-૩૮૦૦૫૮*

## પ્રકાશન પર્વે



ગુજરાતમાં ૧૯૭૦માં યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ અસ્તિત્વમાં આવ્યું. ઉચ્ચ શિક્ષણ માટે પાઠ્યપુસ્તકો તેમજ સંદર્ભસામગ્રી પ્રકાશિત કરવા માટે કેન્દ્ર સરકારનું અનુદાન પ્રાપ્ત થયું હતું. વિવિધ વિદ્યાશાખાઓના યુનિવર્સિટી કક્ષાએ ચાલતાં અભ્યાસક્રમોને અનુરૂપ પાઠ્યપુસ્તકો તેમજ સંદર્ભસામગ્રીનું બોર્ડ નિર્માણ કરે છે. તેનાં પ્રકાશનો નહી નફો, નહી નુકસાનના ધોરણે થતાં હોવાથી પુસ્તકની કિંમત પણ વિદ્યાર્થી કે સામાન્ય વાચકને પરવડે તેવી હોય છે.

આ સંદર્ભમાં વિનયન વિદ્યાશાખાના વિદ્યાર્થીઓ તથા અભ્યાસીઓને ધ્યાનમાં રાખીને જાણીતા ઈતિહાસવિદ ડૉ.હરિપ્રસાદ ગં.શાસ્ત્રી પાસે ગુજરાતનો ઈતિહાસ-પ્રાચીનકાળ પુસ્તક તૈયાર કરાવવામાં આવ્યું હતું. ઈતિહાસ અને ભારતીય સંસ્કૃતિના ઉચ્ચ શિક્ષણમાં ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ ઘણો જ મહત્ત્વનો ગણાય છે. ડૉ.શાસ્ત્રીએ આ પુસ્તકને ચાર ખંડોમાં વહેંચ્યું છે. તેમાં પ્રાગ્-ઐતિહાસિક કાળ, મૌર્ય-ગુપ્તકાળ, મૈત્રકકાળ તેમજ સોલંકી-વાઘેલાકાળની છણાવટ કરવામાં આવી છે.

ગુજરાતના ઈતિહાસ અને સંસ્કૃતિના અધ્યાપન, સંશોધન અને લેખનના ક્ષેત્રે સ્વ.ડૉ.હરિપ્રસાદ ગં.શાસ્ત્રીનો ફાળો આગળ પડતો છે. ગુજરાતની યુનિવર્સિટીઓના અભ્યાસક્રમોમાં આ વિષયનો સમાવેશ થયો હોવાથી આ સંક્ષિપ્ત છતાં વિગતપૂર્ણ પુસ્તક સર્વ વિદ્યાર્થીઓ તથા અન્ય અભ્યાસીઓને ઘણું ઉપયોગી જણાયું છે.

૨૦૦૧માં પ્રકાશિત આ પુસ્તકની અત્યાર સુધીમાં ત્રણ આવૃત્તિઓ થઈ ચૂકી છે. તેની માંગ સતત ચાલુ હોવાથી હવે તેની ચોથી પુનર્મુદ્રિત આવૃત્તિ પ્રકાશિત કરતાં હું આનંદ અનુભવું છું.

**યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ,**
**ગુજરાત રાજ્ય,**
**અમદાવાદ-૬**

**શ્રીમતી ભાવનાબેન દવે**
**ઉપાધ્યક્ષ**

# પ્રસ્તાવના

આપણા આ પ્રદેશ માટે 'ગુજરાત' નામ પ્રયોજાયું છેક સોલંકી કાલ (૧૦મી-૧૩મી સદી) દરમ્યાન. પરંતુ આ પ્રદેશનો ઈતિહાસ એ અગાઉ અનેક શતકો પહેલાં શરૂ થયો હતો. છતાં અનુકૂળતા માટે અહીં 'ગુજરાત' નામ સમસ્ત પ્રાચીન કાલ માટે પ્રયોજાયું છે.

ગુજરાતના ઈતિહાસમાં પ્રાચીન કાલનો આરંભ મૌર્યકાલ(ઈ.પૂ. ૩૨૨-૧૮૫)થી થાય છે. એ અગાઉના આદ્ય-ઐતિહાસિક કાલની માહિતી અંશતઃ પૌરાણિક અનુશ્રુતિમાંથી અને મુખ્યતઃ પુરાતત્ત્વીય ઉત્ખનનો પરથી ઉપલબ્ધ થાય છે. એ કાલ દરમ્યાન શાર્યાતોના શાસનકાલમાં હાલનું ગુજરાત 'આનર્ત' નામે ઓળખાતું ને એની રાજધાની હતી સૌરાષ્ટ્રમાં આવેલી કુશસ્થલી (અર્થાત્ પછીની દ્વારવતી કે દ્વારકા). સંસ્કૃતિનો ઊગમ તો ઐતિહાસિક કાલથી ય અગાઉ થયો હોય છે. એ કાલને પ્રાગૈતિહાસિક કાલ તરીકે ઓળખવામાં આવે છે. એની માહિતી માત્ર પુરાવશેષો પરથી ઉપલબ્ધ છે. એ સમયે લેખનકલા અસ્તિત્વ ધરાવતી નહિ. આથી એ કાલનાં કોઈ મનુષ્યો કે સ્થળોનાં નામ જાણી શકાય એમ છે નહિ. આ પ્રદેશને એ કાલના લોકો ક્યા નામે ઓળખતા હશે એ પણ અજ્ઞાત છે. પ્રાચીન કાલની ભૂમિકારૂપે અહીં પ્રાગ્-ઐતિહાસિક તથા આદ્ય-ઐતિહાસિક એ બંને કાલનોય સંક્ષિપ્ત પરિચય આપવામાં આવ્યો છે.

પ્રાચીન કાલની વિગતે વાત કરીએ, તો મૌર્ય કાલમાં આ પ્રદેશનું પાટનગર હતું ગિરિનગર (હાલનું જૂનાગઢ). ક્ષત્રપ કાલ (ઈ.સ. ૭૮-૪૦૦) ગુજરાતના પ્રાચીન કાલનો એક દીર્ઘ યશસ્વી ખંડ છે. ત્યારે ગિરિનગર સુરાષ્ટ્રના પાટનગર તરીકે ચાલુ રહેલું.

એવો બીજો દીર્ઘ કાલખંડ છે મૈત્રકકાલ (ઈ.સ. ૪૭૦-૭૮૮). મૈત્રક રાજ્યનું પાટનગર હતું વલભીપુર. એનું શાસન સૌરાષ્ટ્ર-કચ્છ ઉપરાંત ઉત્તર ગુજરાત, મધ્ય ગુજરાત અને પશ્ચિમ માળવા પર પ્રવર્તતું.

ગુજરાતના પ્રાચીન ઈતિહાસનો ત્રીજો દીર્ઘ કાલખંડ છે સોલંકી કાલ (ઇ.સ. ૯૪૨-૧૩૦૪). વાઘેલા વંશ ખરી રીતે સોલંકી વંશની અન્ય શાખા હોઈ અહીં એનો સમાવેશ સોલંકી વંશોમાં કરેલો છે. વસ્તુતઃ એને 'વાઘેલા-સોલંકી વંશ' કહી શકાય. સોલંકી શાસને સમય જતાં સમસ્ત પશ્ચિમ ભારતમાં એક વિશાળ મહારાજ્ય અથવા સામ્રાજ્યની અનોખી ભાત પાડી. વળી આ કાલ દરમ્યાન ગુજરાતે રાજસત્તા ઉપરાંત ભાષા અને સાહિત્ય, ધર્મસંપ્રદાયો, સ્થાપત્ય, શિલ્પ, ચિત્રકલા ઇત્યાદિ અનેકવિધ ક્ષેત્રોમાં અપૂર્વ વિકાસ સાધ્યો. આ પ્રદેશ માટે 'ગુર્જરદેશ' કે 'ગુજરાત' નામ પણ આ કાલ દરમ્યાન પ્રચલિત થયું. ત્યારે ગુજરાતનું પાટનગર હતું અણહિલવાડ પાટણ. ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં જ

નહિ, એના સમગ્ર ઇતિહાસમાં સોલંકી કાલ સુવર્ણકાલ તરીકે નામના ધરાવે છે. વાઘેલા સોલંકી વંશનો અંત આવતાં ગુજરાતમાં ઇસ્લામી સલ્તનતની હકૂમત સ્થપાઈ ને ગુજરાતના ઇતિહાસમાં પ્રાચીન કાલનો અસ્ત થયો.

આ ગ્રંથને ચાર ખંડોમાં વિભાજિત કરવામાં આવ્યો છે. પહેલો ખંડ છે પૂર્વભૂમિકાનો, જેની અંદર પ્રાદેશિક નામો તથા એના અર્થો તેમજ ઇતિહાસની વિવિધ સાધનસામગ્રીનો તેમજ પ્રાગ્-ઐતિહાસિક તથા આદ્ય-ઐતિહાસિક સંસ્કૃતિનો પરિચય આપવામાં આવ્યો છે. બીજો ખંડ છે પ્રાગ-મૌર્ય કાલથી ગુપ્ત કાલનો. ત્રીજો ખંડ છે મૈત્રક કાલ અને અનુ-મૈત્રક કાલનો. ને ચોથો ખંડ છે સોલંકી કાલનો, જેની અંદર વાઘેલા સોલંકી કાલનો ય સમાવેશ કરાયો છે. ચારે ય ખંડોની પાદટીપોને સળંગ સંખ્યાંક અપાયા હોઈ, પાદટીપોનું લખાણ તે તે ખંડના અંતે આપવામાં આવ્યું છે. છતાં સરળતા ખાતર દરેક ખંડને ત્રણ ત્રણ પ્રકરણોમાં વિભાજિત કરવામાં આવ્યો છે. આથી આ ગ્રંથમાં કુલ ૧૨ પ્રકરણ પાડવામાં આવ્યાં છે. ગ્રંથમાંની કેટલીક બાબતોની વિશદ સમજ માટે એમાં અંતે કેટલાંક ચિત્ર પણ આપવામાં આવ્યાં છે, જેમાં થોડાક નકશાઓનો ઉપરાંત ખાસ કરીને સ્થાપત્ય-શિલ્પ કૃતિઓનો સમાવેશ થાય છે. ગ્રંથના અંતે સંદર્ભસૂચિ પણ આપવામાં આવી છે.

ગુજરાતના પ્રાચીન ઇતિહાસ માટે આવા એક નાના અદ્યતન ગ્રંથની ખોટ છેલ્લાં કેટલાંક વર્ષોથી વરતાતી હતી. ગુજરાત રાજ્યના યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડે આ ગ્રંથનું લેખાપન-પ્રકાશન કરવાનું સ્વીકારી આ ગંભીર ખોટનું નિવારણ કર્યું છે. એ માટે પ્રસ્તુત બોર્ડના સંચાલકોનો આભાર માનવો ઘટે.

ગ્રંથ-પરામર્શ નિમિત્તે ડૉ. ભારતીબહેન શેલતે સમગ્ર ગ્રંથ વાંચીને કેટલાંક સૂચન કરેલાં તે ઉપયોગી નીવડ્યાં છે.

નારાયણ કૉમ્પ્યુટર્સના સંચાલકોએ પણ આ ગ્રંથના મુદ્રણમાં સારો સહકાર આપ્યો છે.

ગુજરાતના ઇતિહાસમાં રસ ધરાવતા સહુ કોઈ પ્રાયઃ એના પ્રાચીન કાલના ઇતિહાસમાં સારો રસ ધરાવે છે. ગુજરાત રાજ્યની અનેક યુનિવર્સિટીઓના સ્નાતક અભ્યાસક્રમમાં પણ ઇતિહાસ તથા સંસ્કૃતિના વિષયોમાં આ વિષયનો સમાવેશ થતો હોઈ આવા ગ્રંથની સક્રિય માંગ થતી રહે છે. વળી આ વિષયના અન્ય વિદ્યાર્થીઓ તથા અભ્યાસીઓ પણ ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં સક્રિય રસ ધરાવે છે. આ સર્વ વર્ગોને આ ગ્રંથ રસપ્રદ તથા ઉપયોગી નીવડશે એવી આશા રાખું છું.

૧૯૨, આઝાદ સોસાયટી, **હરિપ્રસાદ ગં. શાસ્ત્રી**
અમદાવાદ - ૩૮૦૦૧૫

## લેખક પરિચય

ડૉ.હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી ભારતનાં, વિશેષતઃ ગુજરાતનાં, ઈતિહાસ-સંસ્કૃતિના અધ્યાપન, સંશોધન અને નિરૂપણ ક્ષેત્રમાં અગ્રિમ સ્થાન ધરાવતા હતા. ૧૯૧૯માં જન્મેલા શ્રી હરિપ્રસાદ ગં.શાસ્ત્રી સંસ્કૃત સાથે બી.એ., એમ.એ. અને પીએચ.ડી.ની ડિગ્રી ધરાવતા હતા. અભિલેખવિદ્યામાં તજ્જ્ઞતા પ્રાપ્ત કરી, ભારતીય ઈતિહાસ, સંસ્કૃતિ અને પુરાતત્ત્વમાં પણ તલસ્પર્શી અધ્યયન-સંશોધન-લેખન કરેલું. લેખનક્ષેત્રે તેઓએ ૨૫ થી વધુ ગ્રંથો અને ૮૦૦થી વધુ લેખોનું પ્રદાન કરેલું છે. એમના ગ્રંથોમાં 'મૈત્રકકાલીન ગુજરાત', 'પ્રાચીન ભારત', 'ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ' અને 'ભારતીય અભિલેખવિદ્યા' ખૂબ પ્રસિદ્ધિ પામેલા છે. એમણે કેટલાક ગુજરાતી તથા સંસ્કૃત ગ્રંથોનું સંપાદન પણ કરેલું છે.સંસ્કૃત તેમજ ગુજરાતીમાં લલિતસાહિત્યની કેટલીક કૃતિઓની રચના પણ તેમણે કરેલી છે.ડૉ.હરિપ્રસાદ શાસ્ત્રીએ ગુજરાતના અનેક અપ્રકાશિત અભિલેખો તથા કેટલાક અભિલેખસંગ્રહનું  તેમજ ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસની ગ્રંથમાળાનું સંપાદન કરેલું છે. તેઓએ ભાગવતની સંશોધિત આવૃત્તિના સંપાદનમાં પણ સક્રિય યોગદાન આપેલું છે.

અમદાવાદના ભો.જે.વિદ્યાભવન ખાતે અનુસ્નાતક અધ્યાપક, પીએચ.ડી.ના માર્ગદર્શક, ઉપાધ્યક્ષ અને અધ્યક્ષ (નિયામક)તરીકે પચાસેક વર્ષની નિયમિત સેવા આપ્યા બાદ પણ એ સંસ્થા સાથે ખંડ સમયના માનાર્હ અધ્યાપક તરીકે સેવા ચાલુ રાખી.

તેઓ ગુજરાત યુનિવર્સિટી, ગુજરાત ઈતિહાસ પરિષદ, ગુજરાત વિદ્યાસભા વગેરે અનેક વિદ્યાસંસ્થા સાથે જોડાયેલા રહેલા અને અનેક સંસ્થાઓ તથા સમૂહો તરફથી તેઓએ ગણનાપાત્ર સમ્માન મેળવ્યું.

ડૉ.હરિપ્રસાદ શાસ્ત્રીની સમગ્ર કારકીર્દિ અને સેવાકાર્યોને જોતાં એક ઉત્તમ કક્ષાના અભિલેખવિદ્યાકાર, ઈતિહાસવિદ્, સંસ્કૃત અને સંસ્કૃતિના જ્ઞાતા તરીકે સમસ્ત ગુજરાત તેઓને નતમસ્તક યાદ કરશે.

## અનુક્રમણિકા

### ખંડ 1 : પૂર્વભૂમિકા (પૃ. 1 થી 22)



### ખંડ 2 : પ્રાગ્ - મૌર્ય કાલથી ગુપ્ત કાલ (પૃ. ૨૩ થી ૬૭)

## ખંડ 4 : સોલંકી કાલ (પૃ. 128થી 194)



**ઋણ-સ્વીકાર**

આર્કિયોલોજિકલ સર્વે ઑફ ઇન્ડિયા, ગુજરાત રાજ્યનું પુરાતત્ત્વ ખાતું, ગુજરાત યુનિવર્સિટી, વડોદરાની મ. સ. યુનિવર્સિટી અને ભો. જે. વિદ્યાભવન, અમદાવાદનો પ્રસ્તુત ગ્રંથના ચિત્રો માટે આભાર માનું છું.

# ખંડ 1

# પૂર્વભૂમિકા

## પ્રકરણ 1
## ભૂમિકા

### ગુજરાત : પલટાતાં નામ - પલટાતા અર્થ

હાલ સૈકાઓથી જેને ગુજરાત તરીકે ઓળખવામાં આવે છે તે પ્રદેશને એનું આ વર્તમાન નામ તો છેક સોલંકી કાલ (ઈ.સ. 942-1304) દરમ્યાન અર્થાત્ પ્રાચીન કાલના અંતભાગમાં લાગુ પડ્યું. એ અગાઉ આ પ્રદેશ જુદા જુદા સમયે જુદા જુદા નામે ઓળખાયો હતો.

પ્રાગૈતિહાસિક કાલમાં લેખનકલા અસ્તિત્વ ધરાવતી ન હોઈ એ કાલનાં કોઈ લખાણ મળે એમ નથી, તેથી એ કાલના માણસો આ પ્રદેશને ક્યા નામે ઓળખતા હશે એ જાણી શકાય એમ નથી. આદ્ય-ઐતિહાસિક કાલના શાર્યાત વંશના શાસનકાલ દરમ્યાન આ પ્રદેશ 'આનર્ત' નામે ઓળખાતો ને એની રાજધાની હતી કુશસ્થલી, જે સમય જતાં 'દ્વારવતી' કે 'દ્વારકા' નામે પુનર્નિર્માણ પામી. મૌર્ય કાલથી ગુપ્ત કાલ દરમ્યાન સૌરાષ્ટ્રને 'સુરાષ્ટ્ર' કહેતા; ને એનું પાટનગર હતું ગિરિનગર, જેની સમીપમાં હાલનું જૂનાગઢ વસેલું છે. ક્ષત્રપ કાલ (ઈ.સ. 23-400) દરમ્યાન આ પ્રદેશના જુદા જુદા ખંડ સુરાષ્ટ્ર, કચ્છ, આનર્ત, શ્વભ્ર વગેરે નામોથી ઓળખાતા. આમ 'આનર્ત' નામ ત્યારે ઉત્તર ગુજરાતનો સીમિત અર્થ ધરાવતું થયું હતું.

મૈત્રક કાલ (ઈ.સ. 470-788) દરમ્યાન 'સુરાષ્ટ્ર' અને કચ્છનાં પ્રાદેશિક નામ પ્રચલિત હતાં. ચીની પ્રવાસીઓની નોંધ પરથી માલૂમ પડે છે કે ત્યારે આ સમસ્ત પ્રદેશ પ્રાયઃ 'લાટ' નામે ઓળખાતો હશે, કેમકે ત્યારે સૌરાષ્ટ્રનો તથા ઉત્તર ગુજરાતનો સમાવેશ લાટ દેશની અંદર થતો. દખ્ખણના રાષ્ટ્રકૂટોએ પોતાની સત્તા દક્ષિણ ગુજરાતમાં પ્રસારી ત્યારે અનુ-મૈત્રક કાલ (ઈ.સ. 788-942) દરમિયાન આ નામનો અર્થ દક્ષિણ ગુજરાત માટે રૂઢ થઈ ગયો.

એ સમયે દક્ષિણ રાજસ્થાનના ભીનમાલ પ્રદેશને 'ગુર્જરદેશ' કહેતા. મૂલરાજ સોલંકી(10મી સદી)એ પોતાની સત્તા સત્યપુર મંડલ (રાજસ્થાનમાંના સાંચોરની આસપાસનો પ્રદેશ) ઉપરાંત સારસ્વત મંડલ (ઉત્તર ગુજરાતની સરસ્વતીના કાંઠે આવેલો પ્રદેશ) પર પ્રસારી ત્યારથી 'ગુર્જરદેશ' નામ હાલના ઉત્તર ગુજરાતને લાગુ પડવા લાગ્યું. સોલંકી કાલ (ઈ.સ. 942-1304) દરમ્યાન સોલંકી સત્તાના વિસ્તારની સાથે આ નામ હાલના સમગ્ર ગુજરાતને લાગુ પડતું ગયું. વાઘેલા સોલંકી વંશના શાસનકાલ દરમ્યાન અર્થાત્ 13મી સદીમાં આ નામનું 'ગુજરાત' રૂપ પ્રચલિત થયું. ત્યારથી આ પ્રદેશ 'ગુજરાત' તરીકે ઓળખાતો રહ્યો છે.[1]

મધ્યકાલ દરમ્યાન ગુજરાતનાં મુખ્ય રાજ્યોના શાસનના વિસ્તાર અનુસાર કેટલાક આસપાસના પ્રદેશ પણ ગુજરાતની અંતર્ગત ગણાયા. સમયે સમયે 'ગુજરાત' નામ ધરાવતા પ્રદેશના વિસ્તારમાં વધઘટ થતી રહી. બ્રિટિશ કાલ દરમિયાન વહીવટી દૃષ્ટિએ ગુજરાત અનેક જિલ્લાઓ અને એજન્સીઓમાં વિભાજિત થઈ ગયું, પરંતુ સાંસ્કૃતિક અને ભાષાકીય દ્રષ્ટિએ ગુજરાતનું અસ્તિત્વ અબાધિત રહ્યું.

1947માં ભારત આઝાદ થયું તે પછી થોડા સમયમાં ગુજરાતના લગભગ સર્વ જિલ્લા ગુજરાત રાજ્ય તરીકે સંકલિત થયા. એમાં અગાઉના વાંસવાડા-ડુંગરપુર કે આબુનો સમાવેશ થયો નહિ, પણ દક્ષિણે ડાંગ જિલ્લાનો સમાવેશ થયો. આ ગ્રંથમાં 'ગુજરાત' નામ આ સર્વ કાલખંડોના સંદર્ભમાં હાલના ગુજરાત માટે પ્રયોજાયું છે. એમાં દીવ અને દમણ પ્રદેશોનો પણ સમાવેશ થાય છે.

## પ્રાદેશિક વિભાગો

ગુજરાતના પ્રાદેશિક વિભાગ જુદા જુદા નામે ઓળખાયા છે. સૌરાષ્ટ્ર અને કચ્છના દ્વીપકલ્પ ભૌગોલિક એકમ હોઈ પોતાનાં અલગ નામ ધરાવતા. સૌરાષ્ટ્રને પ્રાચીન કાલમાં 'સુરાષ્ટ્ર' કહેતા ને કચ્છને 'કચ્છ'. પરંતુ તળ-ગુજરાત માટે કોઈ સામાન્ય નામ ન હતું. એના જુદા જુદા ભાગ જુદા જુદા નામે ઓળખાતા. કેટલાક ભાગ નદીઓના નામે જાણીતા હતા, જેમકે સારસ્વત (સરસ્વતી-કાંઠો), શ્વભ્ર

(સાબરકાંઠો) અને માહેય (મહીકાંઠો). કેટલાક ભાગ તીર્થ-ક્ષેત્ર તરીકે જાણીતા હતા, જેમકે ધર્મારણ્ય ક્ષેત્ર (મોઢેરાની આસપાસ), હાટકેશ્વર ક્ષેત્ર (વડનગરની આસપાસ), કુમારિકા-ક્ષેત્ર (ખંભાતની આસપાસ) અને ભૃગુ-ક્ષેત્ર (ભરૂચની આસપાસ). ભૃગુ-ક્ષેત્રને રેવા-ખંડ પણ કહેતા. એની દક્ષિણે તાપી-ક્ષેત્ર હતું. એની દક્ષિણે આવેલા પ્રદેશનો સમાવેશ અપરાન્ત(પશ્ચિમ સરહદ)માં થતો. એનું પાટનગર શૂર્પારક (સોપારા) હતું.[2]

## ઇતિહાસ

ઇતિહાસ એ અતીતનો શક્ય તેટલો પ્રમાણિત ઉપલબ્ધ વૃત્તાંત છે. એમાં તે સમયના રાજકીય ઇતિહાસ ઉપરાંત સાંસ્કૃતિક ઇતિહાસનાં વિવિધ પાસાંનો પણ સમાવેશ થાય છે, જેમકે સામાજિક સ્થિતિ, આર્થિક સ્થિતિ, ભાષા અને લિપિ, સાહિત્ય, ધર્મસંપ્રદાયો, સ્થાપત્ય, શિલ્પ, લલિત કલાઓ. આ ઇતિહાસ આપણને વિવિધ ઉપલબ્ધ સાધનો પરથી જાણવા મળે છે. અતીતના વૃત્તાંતમાં આપણે જેમ જેમ પાછળ જઈએ તેમ તેમ આ સાધનોની સામગ્રી ઘટતી જાય છે.

ઇતિહાસની સમયમર્યાદા અપરંપાર છે. વર્તમાન ઘટનાઓ છેક ગઈકાલ સુધી અથવા આજની વર્તમાન ક્ષણ સુધી નિરૂપી શકાય. એની પૂર્વમર્યાદા છેક ઐતિહાસિક કાલના આરંભ સુધી આંકી શકાય. ભારતના ઇતિહાસમાં આ સમયરેખા ભગવાન બુદ્ધ તથા મહાવીર સ્વામીના સમકાલીન મગધ-નરેશ બિંબિસારના રાજ્યકાલમાં અંકાઈ છે.

એ અગાઉનો ઐતિહાસિક કાલનો જે ખંડ એવો છે કે જેમાં કોઈ ચોક્કસ સમયાંકન કરવું શક્ય નથી ને એનાં અભિલિખિત સાધનો પણ જેમાં હજી આપણને ઉપયોગી નીવડતાં નથી તે કાલખંડને આદ્ય-ઐતિહાસિક કાલ તરીકે ઓળખવામાં આવે છે. એ કાલની માનવ-સંસ્કૃતિને લગતી માહિતી પુરાતત્ત્વીય ઉત્ખનનો તથા પૌરાણિક અનુશ્રુતિઓ દ્વારા ઉપલબ્ધ થાય છે.

એનીય અગાઉ માનવ-વસાહતોમાં જે સંસ્કૃતિઓ પાંગરી, તેની માહિતી પુરાતત્ત્વીય સ્થળ-તપાસો અને ઉત્ખનનો દ્વારા સાંપડે છે. આ કાલમાં લેખન-કલાની શોધ થઈ ન હતી, આથી એના અવશેષોમાં મુખ્યત્વે પાષાણનાં ઓજારો ઉપલબ્ધ થાય છે, કોઈ પ્રકારના અભિલેખ પ્રાપ્ત થતા નથી. આથી આ કાલને પ્રાગ્ - ઐતિહાસિક કહેવામાં આવે છે.

## પ્રાચીન કાલ

ગુજરાતના ઇતિહાસમાં પ્રાચીન કાલનો આરંભ મુખ્યત્વે મૌર્ય કાલ (ઈ.પૂ.

322થી 185)થી થાય છે. એ કાલના કેટલાક સંગીન સમકાલીન તથા અનુકાલીન વૃત્તાંત ઉપલબ્ધ છે. શ્રીલંકાના બૌદ્ધ સાહિત્યમાં સિંહપુરના રાજપુત્ર વિજય અને એના સાથીઓએ અહીંથી સમુદ્રમાર્ગે લંકાદ્વીપ (શ્રીલંકા) જઈ ત્યાં કરેલા વસવાટનો જે આનુશ્રુતિક વૃત્તાંત આપ્યો છે તેના આધારે ભગવાન બુદ્ધના પરિનિર્વાણ(ઈ.પૂ. 544-43)ના સુમારમાં શ્રીલંકા અને સૌરાષ્ટ્ર વચ્ચેનો સાંસ્કૃતિક સંબંધ સૂચિત થાય છે. એ અનુસાર ગુજરાતના ઇતિહાસમાં આ આરંભિક ઐતિહાસિક કાલને આપણે પ્રાગ્-મૌર્ય કાલ તરીકે સમાવિષ્ટ કરી શકીએ.

મૌર્ય કાલ પછીના કાલમાં ગુજરાતમાં ભારતીય-યવન રાજાઓનું શાસન હોવાનું તેઓના સિક્કાઓ વગેરે પરથી જાણવા મળે છે. આ કાલ (લગભગ ઈ. પૂ. 285-ઈ.સ.33) અનુ-મૌર્ય કાલ તરીકે ઓળખાય છે.

એ પછી આવે છે ક્ષત્રપ તરીકે ઓળખાતા શક રાજાઓના શાસનના સમયનો એક દીર્ઘ યશસ્વી કાલ (લગભગ ઈ.સ. 23-400). આ કાલના ઇતિહાસનાં સાધનોમાં સિક્કા ખાસ નોંધપાત્ર છે.

મગધના સમ્રાટ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે ઇ.સ. 400ના અરસામાં માળવા પર પોતાની સત્તા પ્રસારી ત્યારે ગુજરાતમાં શર્વ ભટ્ટારક નામે રાજા સત્તારૂઢ થયો. એના રાજ્યકાલ(લગભગ ઇ.સ. 400-415)ને અનુ-ક્ષત્રપ કાલ કહીએ. એ પછી કુમારગુપ્ત 1લાએ ગુજરાતમાં પોતાની સત્તા પ્રવર્તાવી, ત્યારથી ગુજરાતમાં ગુપ્તકાલનો ઉદય થયો. પરંતુ અહીં ગુપ્ત સમ્રાટોની સત્તા થોડાં વર્ષ (લગભગ ઈ.સ. 415-470) ટકી.

ગુપ્તકાલના અંત પછી ગુજરાતમાં મૈત્રક કાલ (લગભગ ઇ.સ. 470-788) પ્રવર્ત્યો. વલભીના મૈત્રક વંશના રાજાઓની સત્તા સુરાષ્ટ્ર, કચ્છ, ઉત્તર ગુજરાત, મધ્ય ગુજરાત અને પશ્ચિમ માળવા પર પ્રવર્તી. ગુજરાતના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસનો આ બીજો દીર્ઘ યશસ્વી કાલ હતો.

મૈત્રક સત્તાના અસ્ત પછી સૌરાષ્ટ્રમાં સૈન્ધવ, ચાલુક્ય અને ચાપ કુલનું શાસન પ્રવર્ત્યું. દક્ષિણ તથા મધ્ય ગુજરાતમાં રાષ્ટ્રકૂટોનું શાસન રહ્યું, જ્યારે ઉત્તર ગુજરાતમાં અણહિલવાડ પાટણમાં ચાવડા વંશની સત્તા સ્થપાઈ. આ કાલ (ઈ.સ. 788-942) અનુ-મૈત્રકકાલ તરીકે ઓળખાય છે.

એ પછી પ્રાચીન કાલના ત્રીજા દીર્ઘ યશસ્વી કાલનો આરંભ થયો. એ હતો પાટણના સોલંકી રાજાઓના શાસનનો કાલ (ઈ.સ. 942-1304). એમાં મૂલરાજ 1લાના વંશે ઈ.સ. 1244 સુધી અને એ પછી વાઘેલા સોલંકી કુલના રાજાઓએ રાજ્ય કર્યું. આ કાલ દરમ્યાન ગુજરાતનું સોલંકી રાજ્ય પશ્ચિમ ભારતનું એક

મહારાજ્ય કે સામ્રાજ્ય બન્યું ને ગુજરાતના સાંસ્કૃતિક જીવનનાં અનેક ક્ષેત્રોમાં ગણનાપાત્ર પ્રદાન કરાયું. આથી સોલંકી કાલ ગુજરાતના ઇતિહાસમાં સુવર્ણકાલ ગણાય છે. સોલંકી વંશોના શાસનનો અંત આવતાં ગુજરાતમાં દિલ્હીના મુસ્લિમ સુલતાનોની હકૂમત પ્રવર્તી ને ગુજરાતના ઇતિહાસમાં પ્રાચીન કાલનો અંત આવ્યો.

## ઇતિહાસની સાધનસામગ્રી[3]

અતીતનો, ખાસ કરીને પ્રાચીન કાલનો ઇતિહાસ જાણવા માટે ભારે અન્વેષણ કરવું પડે છે. એમાં તે તે કાલનાં અનેકવિધ ઉપલબ્ધ સાધનોનો આધાર લેવો પડે છે.

પ્રાગૈતિહાસિક તથા આદ્ય-ઐતિહાસિક સંસ્કૃતિઓની માહિતી મુખ્યત્વે પુરાવશેષો પરથી ઉપલબ્ધ થાય છે. સ્થળ-તપાસો તથા ઉત્ખનનો દ્વારા પાષાણ, પકવેલી માટી, ધાતુઓ વગેરેના વિવિધ પદાર્થ પ્રાપ્ત થાય છે. આદ્ય-ઐતિહાસિક કાલના પુરાવશેષોમાં અભિલેખોનો સમાવેશ થાય છે, પરંતુ એ કાલની લિપિ હજી નિશ્ચિતપણે ઉકેલી શકાતી નથી. પ્રાચીન સ્મારકો તથા શિલ્પમૂર્તિઓના નિરીક્ષણ પરથી તે તે કાલનું સ્થાપત્ય તથા શિલ્પકલા તેમજ પ્રતિમાવિધાનનાં વિવિધ સ્વરૂપ જાણવા મળે છે. પુરાણો તથા અન્ય સાહિત્યમાં નોંધાયેલા આનુશ્રુતિક વૃત્તાંત પણ આ કાલનો કેટલોક ઇતિહાસ જાણવા ઉપયોગી નીવડે છે.

પ્રાચીન કાલનો ઇતિહાસ જાણવા માટે અભિલેખો અર્થાત્ શિલા ધાતુ વગેરે પદાર્થો પર કોતરેલાં લખાણ ઘણાં ઉપયોગી નીવડે છે. એમાં ગિરનારના શૈલલેખો, ક્ષત્રપ રાજાઓના સંખ્યાબંધ સિક્કાઓ અને મૈત્રક રાજાઓએ તામ્રપત્રો પર કોતરાવેલાં દાનશાસનો ખાસ નોંધપાત્ર છે. યષ્ટિલેખો, દેવાલયોના નિર્માણ કે પુનર્નિર્માણને લગતા તેમ જ જળાશયો કે મસ્જિદોના નિર્માણને લગતા શિલાલેખો, પ્રતિમાલેખો અને પાળિયાલેખો પણ મહત્ત્વની સામગ્રી પૂરી પાડે છે.

રુદ્રદામાના તથા સ્કંદગુપ્તના ગિરનાર શૈલલેખો પરથી ગિરિનગરના સુદર્શન તળાવના નિર્માણ તથા પુનર્નિર્માણની માહિતી મળી છે. ક્ષત્રપ સિક્કાઓ પરનાં લખાણો પરથી ક્ષત્રપ રાજાઓની વંશાવલી તથા સાલવારી બંધ બેસાડી શકાઇ છે. મૈત્રકોનાં તામ્રપત્રો પરથી એ રાજાઓની વંશાવલી તથા સાલવારી તારવી શકાઈ છે. સોલંકી કાલનાં તામ્રપત્રો પરથી એ રાજ્યના વહીવટી વિભાગો તથા પેટાવિભાગો જાણવા મળ્યા છે, ને શિલાલેખો પરથી રાજાઓનાં યશસ્વી પરાક્રમો, દેવાલયો તથા જળાશયોનું નિર્માણ, મહંતો અને બ્રાહ્મણો વગેરેની માહિતી મળી છે.

સિક્કાઓ, સ્થાપત્યકીય સ્મારકો (દેવાલયો, જળાશયો, મસ્જિદો વગેરે), વિવિધ શિલ્પકૃતિઓ, વિશેષતઃ દેવદેવીઓની પ્રતિમાઓ તેમજ હસ્તલિખિત ગ્રંથોમાં આલેખાયેલાં ચિત્રો વગેરે પણ સાંસ્કૃતિક જીવનનાં વિવિધ પાસાંનો ખ્યાલ આપે છે.

અભિલેખોમાંથી તે તે કાલની રાજસત્તા તથા ઘટનાને લગતી નક્કર માહિતી સાંપડે છે. વળી તે તે સમયની સાહિત્યકૃતિઓ પણ ઇતિહાસનું એક મહત્ત્વનું સાધન બની રહે છે. કેટલીક કૃતિઓ રાજકીય ઇતિહાસ માટે વિપુલ માહિતી પૂરી પાડે છે, તો બીજી અનેક કૃતિઓ વિદ્યાનાં વિવિધ ક્ષેત્રોમાં કરાયેલી પ્રગતિ પર પ્રકાશ પાડે છે.

હેમચંદ્રાચાર્યે રચેલું **द्वयाश्रय** કાવ્ય, બિલ્હણ-કૃત **कर्णसुन्दरी** નાટિકા, યશચંદ્ર-રચિત **मुद्रितकुमुदचन्द्र**, યશઃપાલ-કૃત **मोहराजपराजय**, સોમપ્રભસૂરિ-રચિત **कुमारपालप्रतिबोध**, સોમેશ્વર-કૃત **कीर्तिकौमुदी**, અરિસિંહ-કૃત **सुकृतसंकीर्तन**, બાલચંદ્રસૂરિ-રચિત **वसन्तविजय**, જયસિંહસૂરિ-નિર્મિત **हम्मीरमदमर्दन** નાટક ઇત્યાદિ સાહિત્યિક કૃતિઓ પરથી સોલંકી કાલના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસ પર પ્રકાશ પડે છે. વળી **प्रभावकचरित**, **प्रबन्धचिन्तामणि**, **विचारश्रेणी**, **प्रबन्धकोश** અને **विविधतीर्थकल्प** જેવા પ્રબંધગ્રંથો પરથી એ કાલના અનેક આનુશ્રુતિક વૃત્તાંત જાણવા મળે છે. કૃષ્ણ કવિએ હિંદી પદ્યમાં રચેલ **रत्नमाला** કાવ્ય પરથી ચાવડા વંશની વિપુલ માહિતી ઉપલબ્ધ થઈ છે. અન્ય સાહિત્યિક કૃતિઓના અધ્યયન પરથી વિવિધ સાહિત્યિક સ્વરૂપોની કૃતિઓ, વ્યાકરણ, કાવ્યશાસ્ત્ર, દર્શનો, જ્યોતિષ ઇત્યાદિ વિષયોનું ખેડાણ, શિક્ષણ તથા જ્ઞાન-વિજ્ઞાનનો વિકાસ ઇત્યાદિ બાબતોની જાણકારી સાંપડે છે. વળી સાહિત્ય તથા અભિલેખો પરથી તે તે કાલની કાલગણનાની વિવિધ પદ્ધતિઓ ને ઘટનાઓનો સમય જાણવા મળે છે.

આમ પુરાવશેષીય, આભિલેખિક અને સાહિત્યિક સાધનોની વિવિધ સામગ્રી પરથી પ્રાચીન કાલના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસનાં વિવિધ પાસાં વિશે વિપુલ માહિતી સાંપડે છે. સદ્ભાગ્યે ગુજરાતના પ્રાચીન કાલના ઇતિહાસ માટે અનેકવિધ સાધન-સામગ્રી સારા પ્રમાણમાં ઉપલબ્ધ છે.

પ્રાચીન કાલમાં પ્રજાએ જે વિવિધ પ્રગતિ સાધી તેના મૂળમાં એની અગાઉના આદ્ય-ઐતિહાસિક કાલની તથા એનીય અગાઉના પ્રાગૈતિહાસિક કાલની સંસ્કૃતિઓનો વિપુલ વારસો રહેલો છે. આથી પ્રાચીન કાલના ઇતિહાસનું નિરૂપણ કરતાં પહેલાં, ગુજરાતના પ્રાગ્-ઇતિહાસ તથા આદ્ય-ઇતિહાસની પણ સંક્ષિપ્ત સમીક્ષા કરી લઈએ.



# પ્રકરણ 2
# પ્રાગ્-ઐતિહાસિક પાષાણ-યુગોની સંસ્કૃતિ

સમાજવિદ્યાની દૃષ્ટિએ નિરૂપાતા ઇતિહાસમાં કેન્દ્રસ્થાને માનવ રહેલો છે, ને ધરતી પર માનવનો પ્રાદુર્ભાવ થયો તે પહેલાં અન્ય પ્રાણીઓ પ્રગટ્યાં હતાં. ધરતી પર આ જીવસૃષ્ટિનો સંચાર થયો તે પહેલાંય ધરતીના વિવિધ થર બંધાતા હતા. ઇતિહાસમાં માનવની વાત શરૂ કરીએ, તે પહેલાં આ સર્વ ઘટનાઓની આછી સમીક્ષા કરવી ઘટે.

## ભૂસ્તર-રચના[4]

ભૂસ્તરવિદોના અન્વેષણ દ્વારા ગુજરાતની ધરતીના અનેક સ્તરોની માહિતી મળી છે. ધરતીના ધગધગતા પેટાળ પર બંધાયેલો આદ્ય સ્તર ધારવાડ ભૂસ્તર તરીકે ઓળખાય છે. આ સ્તર બનાસકાંઠા, સાબરકાંઠા, પંચમહાલ અને વડોદરા જિલ્લાઓમાં સ્ફટિક, સ્લેટ, વેળુ-પાષાણ અને આરસપહાણના રૂપમાં દેખા દે છે. એની ખનિજસંપત્તિમાં મેંગેનીઝ, બોક્સાઈટ વગેરેની સામગ્રી રહેલી છે. આ આદ્ય યુગ દરમ્યાન જીવસૃષ્ટિની ઉત્પત્તિ થઈ ન હોઈ, આ યુગને અજીવમય યુગ ગણવામાં આવે છે. એ પછી ધરતી પર જીવસૃષ્ટિનો સંચાર થયો. એના ચાર યુગ પાડવામાં આવ્યા છે. એમાંના પહેલા યુગને 'પ્રાચીન જીવમય યુગ' કહે છે. આ યુગના 'દિલ્હી વિભાગ' તરીકે ઓળખાતા સ્તર ગુજરાતમાં દાંતા, પાલણપુર અને ઈડરની આસપાસ મળે છે.

દ્વિતીય યુગ મધ્યજીવમય છે. એના બે વિભાગ છે. જૂરાસિક વિભાગના સ્તર કચ્છ અને સૌરાષ્ટ્રમાં આવેલા છે. આ સ્તરના સમયે દક્ષિણ ભારત આફ્રિકા અને ઓસ્ટ્રેલિયા સાથે જોડાયેલું હતું, જ્યારે ઉત્તર ભારતની ઘણી ભૂમિ યુરેશિયન મહાસાગરમાં ડૂબેલી હતી. ગોંડવાના ખંડ તરીકે ઓળખાતા આ ખંડના સમયની જીવસૃષ્ટિના અવશેષ કચ્છમાં ઠેકઠેકાણે મળ્યા છે. સૌરાષ્ટ્રમાં ધ્રાંગધ્રા અને વઢવાણ પાસે પણ મળ્યા છે. આ સ્તરમાં વિવિધ વનસ્પતિઓ તથા પ્રાણીઓના અશ્મીભૂત અવશેષોનો સમાવેશ થાય છે. એ પછી ઉત્તરના યુરોપ-એશિયાઈ સમુદ્રનાં નીર ગુજરાતમાં છેક નર્મદા ખીણ સુધી ફરી વળ્યાં. એ પછીનો સ્તર નર્મદા ખીણમાં તથા સાબરકાંઠા, પંચમહાલ અને ખેડા જિલ્લામાં જોવા મળે છે. આ સ્તરમાં ઉદરસર્પી પ્રાણીઓ, સર્પો, મગરો, કાચબા, માછલાં વગેરે પ્રાણીઓના તથા પરવાળાંના અશ્મીભૂત અવશેષ મળે છે.

પછી સમસ્ત પશ્ચિમ ભારતમાં ભયંકર આગ્નેય ક્ષોભ થયો. ભૂગર્ભમાંથી નીકળેલો લાવા બહાર નીકળી જાડા સપાટ પગથીદાર સ્તરોમાં પથરાયો. ભારતની ભૂસ્તરવિદ્યામાં આ સ્તર 'ડેક્કન ટ્રેપ' તરીકે ઓળખાય છે. આ તૃતીય યુગ નૂતનજીવમય છે. એના આરંભિક સ્તર સૌરાષ્ટ્રમાં તથા ગુજરાતના પૂર્વ સીમાડા પર મળે છે. ગિરનાર અને પાવાગઢ આ જ્વાલામુખી ઉદ્ભેદનોમાંથી ઉત્પન્ન થયેલા છે. વળી ફરી સમુદ્રનાં નીર ગુજરાતના પશ્ચિમ ભાગ પર ફરી વળ્યાં. એની નિશાનીઓ ખંભાતના અખાતની બંને બાજુએ મળે છે. અકીક અને તેલનાં ખનિજ આ સ્તરમાંથી પ્રાપ્ત થાય છે. સમુદ્રનાં નીર પાછાં વળતાં જે જમીન ઊપસી આવી તેમાં જાતજાતના હાથીઓ, વાગોળનારાં પ્રાણીઓ, હરણો, જિરાફ, ડુક્કર અને હિંસક પ્રાણીઓ વસવા લાગ્યાં. ભારત આફ્રિકાથી છૂટું પડી ગયું; વચ્ચે અરબી સમુદ્ર અસ્તિત્વમાં આવ્યો. આ યુગના અંત્ય ભાગમાં વર્તમાન જીવયોનિઓનું અધિકતર પ્રમાણ રહેલું હોઈ, એને 'આધુનિક અધિકતર' (Pliocene) યુગ કહે છે. આ યુગમાં સસ્તન પ્રાણીઓનો વિકાસ થયો.

માનવનો પ્રાદુર્ભાવ ચતુર્થ યુગમાં થયો. આથી એને 'માનવજીવમય યુગ' કહે છે. આ યુગના પહેલા વિભાગને 'આધુનિક અધિકતમ (Pleistocene) યુગ' કહે છે. આ યુગ દરમ્યાન ઉત્તર ગોળાર્ધમાં એકાંતરે ઠંડી આબોહવા અને પછી સરખામણીએ ગરમ આબોહવાનાં વારાફરતી સાતેક વાર પરિવર્તન થયાં. ઠંડીના યુગને 'હિમયુગ' અને હિમયુગો વચ્ચેના યુગને 'અન્તર્હિમ યુગ' કહે છે. દક્ષિણ ગુજરાતની કાળી જમીન, અર્વાચીન નદીઓનો કાંપ અને ઉત્તર ગુજરાતના અખાતોનાં પૂરણ એ આ યુગનાં લક્ષણ છે. માનવ-કૃત ઓજારોના જૂનામાં જૂના નમૂના ગુજરાતમાં બીજા હિમયુગના કે બહુ તો બીજા અન્તર્હિમયુગના સ્તરોમાં પ્રાપ્ત થાય છે.

## પુરાવસ્તુકીય અન્વેષણો

માનવ-સંસ્કૃતિના પ્રાગ્-ઐતિહાસિક યુગના વૃત્તાંતનો આધાર એ કાલની પુરાવસ્તુકીય સાધન-સામગ્રી પર રહેલો છે. આ સંસ્કૃતિ પ્રાગ્-અક્ષરજ્ઞાન હોઈ એમાં લિખિત કે અભિલિખિત સામગ્રીની અપેક્ષા રહેતી નથી. એમાં તો મુખ્યત્વે માનવે ઘડેલાં પાષાણનાં ઓજારો, પ્રાણીઓના દેહાવશેષ, માનવે ઘડેલાં વાસણો અને માનવે કરેલાં ચિત્રાંકનો જેવી સામગ્રી પ્રાપ્ત થાય છે. આ સામગ્રી મુખ્યત્વે સ્થળ-તપાસ દ્વારા અને ઉત્ખનન દ્વારા મળી હોય છે. પ્રાગૈતિહાસિક સંસ્કૃતિઓના અંદાજી સમયાંકન માટે અનેકવિધ પદ્ધતિઓ પ્રયોજાય છે. એમાં સી-14ની પદ્ધતિ સહુથી વધુ પ્રચલિત છે. એમાં મૃત વનસ્પતિ તથા પ્રાણીઓના અવશેષોમાં સી-14 સંજ્ઞા ધરાવતા કાર્બનના ઘટાડાનો આધાર લેવામાં આવે છે. વળી અસ્થિઓ

અશ્મીભૂત થવાનો વેગ તથા ધાતુને કાટ લાગવાનો વેગ પણ આમાં ઉપયોગી નીવડે છે. વિવિધ સ્થળોએ મળેલા પદાર્થોનાં રૂપસામ્ય તથા સ્તરવિદ્યા પણ સમયાંકન માટે કામ લાગે છે.

## પ્રાગૈતિહાસિક પાષાણયુગો

પુરાતન માનવની સંસ્કૃતિના પાદાર્થિક અવશેષ હાલ પ્રાયઃ એમણે ઘડેલાં પાષાણનાં ઓજારોના રૂપે ઉપલબ્ધ છે. આ ઓજારોના દ્રવ્ય પરથી માનવસંસ્કૃતિના આ આદિમ કાલને 'પાષાણ યુગ' કે 'અશ્મ-યુગ' તરીકે ઓળખવામાં આવે છે. હુન્નરકલા તથા સંસ્કૃતિની દૃષ્ટિએ આ યુગના બે મુખ્ય ભેદ પાડવામાં આવ્યા છે: પ્રાચીન પાષાણયુગ અને નૂતન પાષાણયુગ. કેટલાક એ બે પાષાણયુગોની વચ્ચે મધ્ય પાષાણયુગ નામે ત્રીજો યુગ ઉમેરે છે. પ્રાચીન પાષાણયુગના આદ્ય, મધ્ય અને અંત્ય એવા ત્રણ તબક્કા પાડવામાં આવ્યા છે. માનવસંસ્કૃતિના ઘડતરમાં ઐતિહાસિક કાલ તો છેલ્લાં પાંચેક હજાર વર્ષોનો જ છે, જ્યારે પ્રાગૈતિહાસિક કાલ ઓછામાં ઓછાં બે-અઢી લાખ જેટલો વિસ્તૃત સમયપટ ધરાવે છે.

## આદ્ય પ્રાચીનપાષાણયુગ[5]

અંગ્રેજીમાં એને Paleolithic Age કહે છે. Paleo = પ્રાચીન અને lith = પાષાણ.

ગુજરાતમાં પાષાણયુગનાં પાષાણનાં ઓજાર પહેલવહેલાં રોબર્ટ બ્રુસ ફૂટ નામે ભૂસ્તરશાસ્ત્રીને વડોદરા રાજ્યના વિજાપુર તાલુકામાં 1893માં મળેલાં. આ ઓજાર સાબરમતી નદીના અર્વાચીન પાત્રમાંથી મળેલાં. પરંતુ નદીમાં દર વર્ષે ચોમાસામાં પાણીના પ્રવાહ વડે થતા ધોવાણને લીધે એનું પડ નીચે ઊતરતું જાય છે ને એના ઉપલા થર ઉપર પવનને લઈને માટીનો થર જામતો જાય છે, આથી ત્યાં વસતિ-સ્તરોનો ક્રમ ઊલટો જોવા મળે છે. આગળ જતાં 1941માં આવાં ઓજાર એ જ પ્રદેશમાં લાંઘણજ ગામ પાસે મળ્યાં ને તે પણ નદીના આદ્યપટમાં. ત્યાં સાબરમતી નદી ઘણી કોતરોવાળી છે, તેથી તેનું નામ શ્વભ્ર-સાબર(કોતર)ના લક્ષણને સાર્થક કરે છે. એ કાલની આબોહવા હાલના કરતાં વધુ ભેજવાળી હતી. આવાં ઓજારોનું અન્વેષણ લાંઘણજમાં ઉત્ખનન દ્વારા વર્ષો સુધી ચાલુ રખાયું. મહી નદીની ભેખડોમાં પણ આવાં પાષાણ-ઓજાર પ્રાપ્ત થયાં. પછી સૌરાષ્ટ્રમાં અનેક સ્થળોએ, દક્ષિણ ગુજરાતમાં છેક વલસાડ અને ડાંગ જિલ્લા સુધી તેમજ કચ્છમાં પણ આવાં ઓજાર પ્રાપ્ત થયાં. આ પરથી એ યુગનો માનવ ગુજરાતમાં ઉત્તર ગુજરાત, મધ્ય ગુજરાત, દક્ષિણ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ — એ પાંચેય પ્રદેશોમાં વસતો હોવાનું માલૂમ પડે છે.

પાષાણનાં આ ઓજારોને ઝીણવટથી તપાસતાં સ્પષ્ટ થાય છે કે એના એ આકાર કુદરતી રીતે નહિ પણ માણસોના હાથે ઘડાયા છે. અમુક હથિયારોમાં એક બાજુએથી પતરીઓ પાડી કોર અને ધાર બનાવી લાગે છે. ઘણાં ઓજારોમાં એક ભાગ ધારવાળો કે અણીવાળો હોય છે, જ્યારે બીજો ભાગ અણઘડેલો કે ગોળ હોય છે, જેને હાથમાં પકડતાં ફાવે છે. આમ એ આદિ-માનવે જાતજાતનાં હથિયાર ઘડવાની હુન્નરકલા હસ્તગત કરી હતી.

એ યુગમાં ગુજરાતમાં બધી નદીઓ હાલ કરતાં વધુ વિશાળ પટોમાં વહેતી ને એની ભેખડો પણ નહિ જેવી જ ઊંચી હતી.

આ આદિમાનવનાં પોતાનાં હાડપિંજર કે અસ્થિ હજી પ્રાપ્ત થયાં નથી. એ આ સમયે તદ્દન જંગલી અવસ્થામાં હતો, કંદમૂળ અને પ્રાણીઓના શિકાર ઉપર જ ઉદરનિર્વાહ કરતો ને કપડાંલત્તાં કે દાગીના ધરાવતો નહીં. શિકાર કરવા કે કંદમૂળ ખોદવા એ પથ્થરનાં ઓજાર ઘડતો. આ માટે એ જુદા જુદા પ્રદેશમાં જુદા જુદા પ્રકારના પથ્થર વાપરતો. ઉત્તર ગુજરાતમાં ક્વાર્ટ્ઝાઇટ, મહી અને ઓરસંગના પ્રદેશમાં એ ઉપરાંત ક્વાર્ટ્ઝ અને સૌરાષ્ટ્ર તથા કચ્છમાં બસાલ્ટ અને રેતીના પથ્થરનાં ઓજાર પ્રાપ્ત થયાં છે.

આ યુગનાં ઓજાર અનેક પ્રકારનાં છે. કેટલાંક ઉપલોમાંથી બનાવેલાં ધારવાળાં ઓજાર છે. કેટલાંક ચોરસ કે લંબચોરસ ધારવાળી પતરીઓ રૂપે ઘડાયાં છે. કેટલીક પતરીઓ ઝટકાથી કાપવા માટેની લાગે છે, એ મુખ્યત્વે પ્રાણીઓનાં માંસ તથા અસ્થિ કાપવા માટે વપરાતી લાગે છે. કેટલાંક ઓજાર બે બાજુએ ઘડેલાં છે. એને સામાન્યતઃ હાથ-કુહાડી તરીકે ઓળખવામાં આવે છે, પરંતુ વસ્તુતઃ એ જાડી ટોપવાળી છુરિકા (છરી) લાગે છે. એ જમીનમાંથી કંદમૂળ ખોદવા માટે વપરાતી હશે. મોટાં ઓજાર ઝાડ ચીરવા માટે કામ આવતાં જણાય છે.

પ્રાચીન પાષાણ યુગનાં ઓજારો અને એ ઓજારો બનાવનાર માણસોનો સમય નક્કી કરવો મુશ્કેલ છે. ઓજારોના નિરીક્ષણ પરથી ગુજરાતના આદિ-માનવને આવાં ઓજાર ઘડવાની હુન્નરકલા પહેલેથી હસ્તગત હતી ને એ ગુજરાતમાં આજથી 50,000થી 1,00,000 વર્ષો પૂર્વે વસતો હશે એવું પુરાતત્ત્વવિદો માને છે. ગુજરાતનો આદિ-માનવ આફ્રિકાના પૂર્વકિનારેથી આવ્યો હોય એવું લાગે છે.

## મધ્ય પ્રાચીનપાષાણયુગ[6]

માનવનું જીવન આમ હજારો વર્ષ ચાલ્યું. પછી મધ્ય ગુજરાત, દક્ષિણ ગુજરાત, કચ્છ અને સૌરાષ્ટ્રમાં નદીઓની ભેખડોમાં ચૂનાથી ઘટ્ટ થયેલું રેતીનું એક બીજું પડ બંધાયું. એની ઉપર જામેલા નવા કાંપમાં જાડી રેતી અને બસાલ્ટમાં

ઉદ્ભવેલા અકીક જેવા રંગબેરંગી ઉપલ પથરાયા. આ સ્તરમાં મળતાં ઓજાર અગાઉનાં ઓજારો કરતાં નાનાં અને વધુ સારાં ઘડેલાં છે. એ પતરીઓ કે સપાટ ઉપલોમાંથી બનાવેલાં છે. આવાં ઓજાર વાપરનાર માનવ હવે ચામડાનાં કપડાં કે વલ્કલ પહેરતો થયો હોય ને દૂરથીય પ્રાણીઓનો શિકાર કરવા લાગ્યો હોય એવું માલૂમ પડે છે.

## અંત્ય પ્રાચીનપાષાણયુગ

રૉબર્ટ ફૂટને ઉત્તર ગુજરાતમાં સાબરમતીના પટમાં આદ્ય પ્રાચીનપાષાણયુગનાં ઉપલ-ઓજાર મળેલાં, ત્યારે ત્યાંના નાનામોટા ટીંબાઓની જમીનની સપાટી પરથી નાનાં નાનાં પાષાણ ઓજાર અને માટીનાં વાસણોનાં ઠીકરાં પણ મળેલાં. દક્ષિણ ગુજરાતમાં તથા સૌરાષ્ટ્રમાં પણ આવા અવશેષ પ્રાપ્ત થયેલા. આ પરથી ફૂટે બે ભિન્ન પાષાણયુગને અલગ તારવ્યા. આગળ જતાં આવાં અકીકનાં નાનાં ઓજાર ઉત્તર ગુજરાત, મધ્ય ગુજરાત, દક્ષિણ ગુજરાત અને સૌરાષ્ટ્રમાં પણ પ્રાપ્ત થયાં. આ ઓજારોને લઘુ-પાષાણ ઓજાર (microliths) તરીકે ઓળખવામાં આવે છે. હવે આ લઘુપાષાણ યુગ અંત્ય પ્રાચીનપાષાણયુગ ગણાય છે.

માનવ હવે આ ટીંબાઓમાં વસવાટ કરતો હતો. એ ટીંબાઓની વચ્ચેના છીછરા ભાગમાં થતાં જળાશયોનો લાભ લેતો. શિકાર કરવા માટે એ જુદી જુદી જાતનાં અકીકનાં નાનાં તીક્ષ્ણ ઓજાર ઘડતો ને એને મોટાં ઓજારોનાં ફળાં તરીકે વાપરતો. એ ત્યાં જ શિકાર કરેલાં પ્રાણીઓનાં શરીરોને ચીરતો ને એમાંથી માંસ બહાર કાઢતો. આ પ્રાણીઓમાં ઘેટાં, બકરાં, ભેંસો, બળદો, હરણો, નીલ ગાયો, ડુક્કરો, ગેંડા, કાચબા, માછલાં અને પંખીઓનો સમાવેશ થતો. આ પુરાતન વસાહતોમાં એ કાલના માનવોનાં હાડપિંજર પણ મળ્યાં છે. એ માનવ લાંબું મોટું માથું, ઉપસેલાં ભવાં, ઉપસેલો નીચલો હોઠ, અને ચીબું નાક ધરાવતા. એ ભૂમધ્ય જાતિ અને શ્રીલંકાની વેદ્દા જેવી જાતિઓનાં મિશ્ર લક્ષણ ધરાવતા. તેઓ માનવના શબને મુખ્યત્વે પૂર્વ-પશ્ચિમ દિશામાં ટૂંટિયું વળાવીને દાટતા. તેઓ રોગના નિવારણ માટે એમાં કોઈ વાર ખોપરીમાં કાણું પાડતા, જેથી ઉપદ્રવ કરનાર મલિન તત્ત્વ એ કાણામાંથી જલદી બહાર નીકળી શકે. આ માનવોએ ઓજારો ઘડવા માટે જાત જાતના રંગીન અકીકનો ઉપયોગ કર્યો છે. આ ઓજારોના મુખ્યત્વે બે પ્રકાર છે : ગાભો (core) અને પતરી (flake). આ બંને પ્રકારનાં ઓજાર અનેક પ્રકારના ઘાટ ધરાવે છે. કેટલીક પતરીઓ એટલી નાની હોય છે કે એ હાથમાં પકડીને નહિ, પણ લાકડાના કે હાડકાના હાથામાં ખોસીને વપરાતી હશે. કેટલાક ઉપલો હથોડા તરીકે વપરાતા. વેળુ પાષાણનાં ઓજાર વાટવાના કે ઘસવાના પાટા તરીકે વપરાતાં હશે.

આ પાષાણ યુગનો માનવ હજી જંગલી અવસ્થામાં રહેતો, પણ હવે એ એક ઠેકાણે રહેવા લાગ્યો હતો. આ યુગના ઉત્તરાર્ધમાં એ માટીનાં વાસણ વાપરતો થયો હતો. કેટલાંક વાસણ હાથે ઘડેલાં ને કેટલાંક કુંભારના ચાક પર ઘડેલાં હોય છે. આ વાસણ લાલ અને કાળા રંગનાં છે. આ યુગની સંસ્કૃતિનો સમય લગભગ 5,000 વર્ષો પહેલાંનો અંકાયો છે.

## નૂતન પાષાણયુગ[7]

પ્રાચીન પાષાણયુગનો માનવ શિકાર તથા ધાન્યની શોધમાં ઠેકઠેકાણે ભટકતો ને આગળ જતાં એક સ્થળે સ્થાયી જીવન ગાળતો. પરંતુ ધાન્ય માટે એ કુદરતે ઉગાડેલા ધાન્ય પર આધાર રાખતો. સમય જતાં એ પોતે ધાન્યનું મોસમી ઉત્પાદન કરતો થયો, ને જળના વાર્ષિક સંગ્રહને લીધે નદી કિનારે ગ્રામવાસીનું સ્થાયી જીવન ગાળતો થયો. અગાઉ અરણ્યાટન કરતો માનવ હવે ગ્રામવાસી થયો. સર્વ પશુઓને માત્ર ભક્ષ્ય ન લેખતાં કેટલાંક પશુઓને પાળી પોતાના કામમાં જોતરવા લાગ્યો. કૃષિ અને પશુપાલનને લીધે એના આર્થિક જીવનમાં ક્રાંતિકારક પરિવર્તન આવ્યું.

નૂતન પાષાણયુગનો માનવ પતરી કે ગાભામાંથી જરૂરી ઘાટનું ઓજાર ઘડી લેતો, કુહાડી અને રંદાના પાનાને લાકડાના કે હાડકાના હાથામાં ખોસી, વેલાથી બાંધી, એ ઝાડ કાપતો, લાકડાં ચીરતો અને સુતારીકામ કરતો. કેટલાંક ઓજારોનો ખેતીના કામમાં કે ગદા તરીકે પણ ઉપયોગ કરતો.

આ યુગનાં ઓજાર ગુજરાતમાં જૂજ પ્રમાણમાં મળ્યાં છે. મહેસાણા જિલ્લાના લાંઘણજમાં, તાપીના તટપ્રદેશમાં અને તાજેતરમાં ડાંગ વિસ્તારમાં એ પ્રાપ્ત થયાં છે. ઉત્તર ગુજરાતમાં માનવે નૂતન પાષાણયુગમાં પ્રવેશ કર્યો લાગે છે. છતાં એમાં એણે ઝાઝો વિકાસ સાધ્યો લાગતો નથી.

માનવે પાષાણયુગોમાં ઓજાર ઘડવાની હુન્નરકલાથી માંડીને કૃષિ અને પશુપાલન સુધીની પ્રગતિ સાધી. પરંતુ એ હજી લેખનકલા શોધી શક્યો નહોતો. આથી પાષાણયુગોની માનવસંસ્કૃતિનો ઐતિહાસિક કાલમાં સમાવેશ ન કરતાં એને પ્રાગ્-ઐતિહાસિક ગણવામાં આવે છે.



# પ્રકરણ 3
# આદ્ય-ઐતિહાસિક સંસ્કૃતિઓ

## નગર-સંસ્કૃતિ અને ધાતુયુગનો ઉદય

આગળ જતાં માનવને ધાતુઓનો પત્તો લાગ્યો. ઓજારો વગેરેના પદાર્થો તરીકે ધાતુઓ વધુ ઉપયોગી નીવડી. ધાતુઓમાં પહેલવહેલું તાબું, પૂરતા પ્રમાણમાં ઉપલબ્ધ થયું. વળી સોનું અને રૂપું પણ શોધાયાં. તાંબામાં કલઈ ઉમેરાતાં કાંસું નીપજ્યું. ધાતુ-હુન્નરના ઉદ્યોગ વડે વસાહતનાં મોટાં કેન્દ્ર વિકસ્યાં.

માનવે હવે મોટાં નગર વસાવી એમાં આ હુન્નર વિકસાવ્યો. નગર-આયોજન કરી ત્યાં મોટા માર્ગો, સ્નાનાગારો, ગટરો, કિલ્લેબંધી, પાકી ઈંટોનાં મકાનો વગેરેના નિર્માણ દ્વારા એ વધુ સુખ-સગવડ ભોગવવા લાગ્યો. માનવ-સંસ્કૃતિના ઉત્તરોત્તર વિકાસમાં નગર-સંસ્કૃતિનું મહત્ત્વનું સોપાન સિદ્ધ કરાયું. માનવવિદ્યાની પરિભાષામાં સંસ્કૃતિ(culture)નો સભ્યતા(civilization) સ્વરૂપે વિકાસ થયો.

## સિંધુ-પ્રદેશની હરપ્પીય સભ્યતા

ભારતમાં નગર-સંસ્કૃતિના પુરાવશેષ પહેલવહેલા પશ્ચિમ પંજાબમાં હરપ્પા નામે સ્થળે શોધાયા. આ પરથી એને 'હરપ્પીય સભ્યતા' તરીકે ઓળખવામાં આવે છે. હરપ્પા રાવી નદી પાસે આવેલું છે. આગળ જતાં સિંધમાં સિંધુ નદીના તટે મોહેંજો-દડો નામે ટીંબામાં પણ આ સભ્યતાનું બીજું મહત્ત્વનું સ્થળ હાથ લાગ્યું. સમય જતાં સમસ્ત સિંધુ પ્રદેશમાં આ સમયની સંખ્યાબંધ નાની-મોટી વસાહતો પ્રકાશમાં આવી. આ પરથી પુરાતત્ત્વવિદો આ સભ્યતાને સિંધુ પ્રદેશની સભ્યતા તરીકે ઓળખવા લાગ્યા. ઉત્તર ભારતની લુપ્ત સરસ્વતી નદીનું વધુ સંશોધન થતાં તાજેતરમાં આ સભ્યતા સિંધુ કરતાં સરસ્વતી સાથે વધુ સંબંધ ધરાવતી હોવાનું માલૂમ પડ્યું છે.

## હરપ્પીય સભ્યતાનો ગુજરાતમાં પ્રસાર[૪]

પંજાબમાં હરપ્પીય સભ્યતા 1922માં પ્રકાશમાં આવી. પછી 1931માં એ સમયના લીંબડી રાજ્યમાં (હાલના સુરેન્દ્રનગર જિલ્લામાં) રંગપુર ગામ પાસેના ટીંબામાં હરપ્પીય સંસ્કૃતિના અવશેષ હાથ લાગ્યા. આગળ જતાં ત્યાં પુરાતત્ત્વીય

ઉત્ખનન પણ કરાયાં, ને ત્યાં હરપ્પીય સભ્યતાની એક ગણનાપાત્ર વસાહત પ્રકાશમાં આવી.

પછી સૌરાષ્ટ્રમાં હરપ્પીય સંસ્કૃતિના પ્રસારનો માર્ગ શોધવા એ દ્વીપકલ્પના પૂર્વ ભાગમાં અન્વેષણ કરતાં 1954માં સાબરમતી તટે ધોળકા તાલુકામાં સરગવાલા ગામ પાસે લોથલ નામે ટીંબામાં હરપ્પીય સભ્યતાની એક બીજી મહત્ત્વની વસાહત મળી આવી. 1955થી 1962 સુધી કરાયેલાં ઉત્ખનનો દ્વારા ત્યાં એક વિકસિત વેપારી મથક હાથ લાગ્યું. પુરાતત્ત્વ ખાતાએ કરેલાં સ્થળ-તપાસો તથા ઉત્ખનનો દ્વારા આ સંસ્કૃતિનાં બીજાં સંખ્યાબંધ સ્થળ શોધાયાં, જેમાં આમરા, લાખા બાવળ, પ્રભાસ-સોમનાથ, રોજડી (શ્રીનાથગઢ), આટકોટ, દડ અને પિઠડિયા નોંધપાત્ર છે. એવી રીતે કચ્છમાં દેસલપર, પબુમઠ, સુરકોટડા, ધોળાવીરા, શિકારપુર વગેરે સ્થળોએ પણ આ સભ્યતાની નાનીમોટી વસાહતો મળી આવી. વળી દક્ષિણ ગુજરાતમાં પણ ભાગાતળાવ, મહેગામ અને તેલોદ જેવાં સ્થળોએ હરપ્પીય વસાહતો પ્રકાશમાં આવી છે. આ પરથી હરપ્પીય સંસ્કૃતિ ધરાવતા લોકો ગુજરાતમાં કચ્છ, સૌરાષ્ટ્ર, ઉત્તર ગુજરાત અને દક્ષિણ ગુજરાતમાં વસ્યા હોવાનું જાણવા મળે છે.

ગુજરાતમાં મળેલી હરપ્પીય સંસ્કૃતિની આ વસાહતોની અહીં સંક્ષિપ્ત સમીક્ષા કરીએ. પણ એ પહેલાં એમાં પ્રાપ્ત થયેલ પ્રાગ્-હરપ્પીય સંસ્કૃતિનું વિહંગાવલોકન કરી લઈએ.

## પ્રાગ્-હરપ્પીય સંસ્કૃતિઓ[9]

રંગપુરના સહુથી નીચલા સ્તર(રંગપુર 1)માં તથા લોથલના સહુથી નીચલા સ્તર-1 અ માં લઘુપાષાણયુગની પતરીઓનું અનુસંધાન જોવા મળે છે. આ લોકો ઉપરને છેડે બેઉ બાજુથી મળી જાય તેવો આકાર ધરાવતી ક્રિયાપદ્ધતિ લાવેલા હતા.

પ્રભાસ પાટણ નજીકના જૂના ટીંબાના ઉત્ખનનમાં સ્તર-1 અ માં પ્રાગ્-હરપ્પીય કાલનાં ખરબચડાં ધૂસર મૃત્પાત્ર મળ્યાં છે ને એની સાથે તામ્રપાષાણયુગની પથ્થરની પતરીઓ પણ મળી છે. શ્રીનાથગઢ અને પ્રભાસમાં હરપ્પીય લોકો મોડેથી આવ્યા લાગે છે. લોથલમાં પહેલાં વસેલા લોકો અબરખિયાં લાલ મૃત્પાત્ર વાપરતા હતા ને પાત્રોની સપાટી પર વિવિધ ચિતરામણ કરતા હતા. વળી એ કાળાં અને લાલ મૃત્પાત્ર પણ વાપરતા. તેઓ ઘઉં વગેરે અનાજને દળી લોટ બનાવતા ને સુતરાઉ કાપડ પણ બનાવતા. તેઓ માટીનાં કે કાચી ઈંટોનાં બાંધેલાં નાનાં મકાનોમાં રહેતા. તેઓ અકીકના મણકા, છીપ અને હાથીદાંતની હુન્નરકલા ધરાવતા. વળી એ સમુદ્રપાર વેપાર પણ કરતા.

પ્રાગ્-હરપ્પીય મૃત્પાત્રોના નમૂના કચ્છમાં દેસલપરમાંય મળ્યા છે. ત્યાંની સંસ્કૃતિ તામ્રપાષાણ (chalcolithic) પ્રકારની હતી.

## હરપ્પીય સંસ્કૃતિની વસાહતો

ગુજરાતમાં હરપ્પીય સંસ્કૃતિની વસાહતો ઉપર જણાવેલાં અનેક સ્થળોએ જોવા મળી છે. હવે એમાંની મહત્ત્વની વસાહતોની ટૂંક સમીક્ષા કરીએ.

### લોથલ[10]

લોથલનો ટીંબો ભોગાવો અને સાબરમતી નદીઓની વચ્ચે નીચાણમાં આવેલો છે. હાલ એ સમુદ્રથી 18 કિ.મી. દૂર છે, પરંતુ આદ્ય-ઐતિહાસિક કાલમાં એ માત્ર પાંચ કિ.મી.ના અંતરે હતો. ભાલનું સપાટ મેદાન લોથલનો અંતર્ભૂભાગ હતું.

પહેલી ગ્રામ-વસાહત નાશ પામ્યા પછી લોથલના નગરનું તબક્કા-2માં બંદર અને ઔદ્યોગિક નગર તરીકે પદ્ધતિસર આયોજન કરાયું. આવાસ-સમૂહ ખાડી અને ઊભી સમાંતર હરોળોમાં ગોઠવાયા ને ધોરી માર્ગો સાથે જોડાઈ જતા. શાસનના અધિષ્ઠાનને બાકીના નગરથી જુદું પાડવામાં આવ્યું. મેલા અને વરસાદના પાણીના નિકાલ માટે મોરીઓ કરાઈ. વહાણો નાંગરવા માટે કૃત્રિમ ધક્કો અને માલસામાન ભરવા માટે વખાર બંધાઈ. વારંવાર આવતાં પૂરોની સામે નગરનું રક્ષણ કરવા કાચી ઈંટની દીવાલ બંધાઈ. ઉત્તર ભાગમાં શહેરનું મુખ્ય બજાર હતું. અગ્નિખૂણામાં ઊંચો ઉપરકોટ હતો. કારીગરો, ખેડૂતો અને વેપારીઓનાં મકાન ઉપરકોટની પશ્ચિમે નીચી પીઠિકાઓ ઉપર બાંધવામાં આવ્યાં હતાં.

ભરતીના સમયે વહાણો નાંગરવા માટે કૃત્રિમ ધક્કો બંધાયો. દરેક નાના-મોટા રહેણાક ઘરમાં ફરસવાળું સ્નાનગૃહ હતું, જેમાંથી ઇંટોની ફરસવાળી ગટરો મેલું પાણી ખાળકોઠીમાં ઠાલવતી. સમગ્ર ઘરાળુ કચરો અને વરસાદી પાણી નગરમાંથી બહાર વહી જાય તેવી સર્વાંગ સંપૂર્ણ વ્યવસ્થા હતી. નગરના રસ્તા બે વાહન સામસામી પસાર થઈ શકે તેવા પહોળા હતા. ધોરી રસ્તા અને શેરીઓ સીધી લીટીએ હતાં, ને એ એકબીજાને કાટખૂણે કાપતાં હતાં.

ખાનગી મકાનો અને પીઠિકાઓ કાચી ઈંટોથી બાંધવામાં આવતાં. પકવેલી ઈંટો ધક્કો, ગટરો અને સ્નાનખંડોના તેમજ ઉપરકોટમાંનાં મહત્ત્વનાં મકાનોના ઉપલા ભાગમાં વપરાતી. તામ્રકારો તાંબાના ગઠ્ઠા ગાળવા માટે ને ઓજારો તેમજ ઘરેણાં ઢાળવા માટે લંબચોરસ ને ગોળ ભઠ્ઠીનો ઉપયોગ કરતા. રંગનાં ટાંકાં શાસ્ત્રીય રીતે બાંધવામાં આવતાં.

લોથલના કારીગરો નકશીકામ અને કુંભારકામની કળાઓ તથા ધાતુવિદ્યા અને સોના-ચાંદીના નકશીકામની સિદ્ધિ ધરાવતા. કાંસાના ઢાળાનું કામ પણ પ્રચલિત હતું. પૂર્ણમૂર્ત શિલ્પકૃતિઓ માટે ધાતુને બદલે માટી પસંદ કરતા. લોથલના લોકોએ મૃત્પાત્રના ઘાટ અને સુશોભનની પૂર્ણતા કેળવી હતી.

લોથલમાંથી મળેલી સેલખડીની મુદ્રાઓ નકશીકામના સર્વોત્તમ નમૂના છે. એમાં હરપ્પા અને મોહેંજો-દડોની જેમ કોતરી કાઢેલી લોકપ્રિય આકૃતિ એકશૃંગ પશુની છે. શીંગડાવાળા, ખૂંધ વિનાના આખલાની અને હાથીની આકૃતિઓ પણ પ્રચલિત હતી.

લોથલમાં આભૂષણોના અનેક પ્રકારના નમૂના મળ્યા છે. એમાં કંઠહાર, લટકણિયાં, વાળીઓ, વીંટીઓ, વલયો અને બંગડીઓનો સમાવેશ થતો. વળી અર્ધ-કીમતી પથ્થરો, સોનું, તાંબું, છીપ, હાથીદાંત વગેરેના વિવિધ મણકા પણ નોંધપાત્ર છે. ઓજારો અને હથિયારો બનાવવા માટે લોથલના લોકો હજી પ્રાયઃ ધાતુને બદલે પથ્થરનો ઉપયોગ વિશેષ કરતા. છતાં કેટલાંક ઓજાર તાંબા અને કાંસાનાં પણ બનાવતા.

પકવેલી માટીનાં શિલ્પોમાં ઘરાળુ અને જંગલી પશુઓ વિશેષ પ્રમાણમાં મળે છે.

લોથલમાંનું સ્મશાન નગરના વાયવ્ય ભાગમાં આવેલું હતું. ઉત્ખનનોમાં માનવોનાં 21 હાડપિંજર પ્રાપ્ત થયાં છે. દફનોમાં શબને ઉત્તરમાં માથું રહે તે રીતે પૂરેપૂરું લંબાવીને મૂકવામાં આવતું. શબની સાથે કેટલીક ચીજો પણ મૂકવામાં આવતી. એક ખોપરીમાં છેદન કરેલું મળે છે, જે શસ્ત્રક્રિયાનું સૂચક છે.

મુદ્રાઓમાં તથા મૃત્પાત્રો ઉપર જે લખાણ કોતરેલાં કે ચીતરેલાં છે તે સિંધુ લિપિનું વિકસિત સ્વરૂપ ધરાવે છે. એમાં એકંદરે માત્ર 95 ચિહ્ન મળ્યાં છે, જેમાંથી 28 જ મૂળ ચિહ્ન છે. આ લિપિ હજી ચોક્કસપણે ઉકેલી શકાઈ નથી.

કાર્બન-14ના પરીક્ષણ પરથી લોથલના પુરાવશેષોનો સમય એની આરૂઢ અવસ્થામાં ઈ.પૂ. 2450થી 1900નો અને ઉત્તરકાલીન અવનત અવસ્થામાં ઇ.પૂ. 1900થી 1600નો આંકવામાં આવ્યો છે.

લોથલના વેપારીઓએ દેશની અંદરનો તેમજ સમુદ્રપારના વિદેશો સાથેનો વેપાર વિકસાવ્યો હતો.

ઈ. પૂ. 1900ના અરસામાં પૂરોને લીધે લોથલની વસાહતની પડતી થઈ હતી, પરંતુ પછી ત્યાં જલદી પાછો વસવાટ થઈ ગયો હતો. આગળ જતાં ઈ.પૂ. 1600ના અરસામાં આ વસાહતનો સદંતર લોપ થયો.

## રંગપુર[11]

એ ગુજરાતમાં શોધાયેલું પહેલવહેલું હરપ્પીય સ્થળ છે. રંગપુર ભાદર નદીના કાંઠા ઉપર આવેલી નાની વસાહત છે. એ ટીંબાના ઉત્ખનનમાં વસ્તીના ત્રણ સ્તર પ્રાપ્ત થયા છે. કાલ-1 ઉત્તર પાષાણયુગની સંસ્કૃતિનો છે, જ્યારે માનવ શિકાર અને માછીમારી પર ઉદરનિર્વાહ કરતો. આગળ જતાં અહીં અબરખિયાં લાલ મૃત્પાત્ર વાપરનાર લોકોએ આવી વસવાટ કર્યો. એ કાલ સ્તર-2નો છે. આ કાલના ત્રણ પેટાવિભાગ પડે છે. કાલ 2 अ માં મીણ પાયેલાં લાલ મૃત્પાત્ર વાપરતા લોકો લગભગ ઈ.પૂ. 2000માં લોથલમાંથી આવેલા હરપ્પીયોની સાથે ભળ્યા હતા. તેઓ કાચી ઈંટોનાં મકાનોમાં રહેતા. આ સ્તરમાં ચિત્રિત મૃત્પાત્રો, ચર્ટની પતરીઓ, પથ્થરનાં ઘનાકાર તોલાં, મણકા, તાંબાની બંગડીઓ અને વીંટીઓ તથા ચપટ વીંધણાં મળ્યાં છે. આ નાના ગામમાંય જાહેર અને ખાનગી ગટરોની સગવડ હતી. દરેક મકાનમાં ઈંટોની ફરસબંધીવાળો સ્નાનખંડ પણ હતો. કાલ 2 आ માં અહીં હરપ્પીય સંસ્કૃતિની પડતી નજરે પડે છે. ઈ.પૂ. 1900માં આવેલા મોટા પૂરને લીધે અહીં આરૂઢ હરપ્પીય વસાહતનો નાશ થયો. તાંબાની અછત હતી ને લોથલમાંથી મેળવેલા પદાર્થ જૂજ હતા. મૃત્પાત્રોનું ઊતરતી કક્ષાનું ઘડતર સાંસ્કૃતિક અવનતિ દર્શાવે છે. આ સંસ્કૃતિનો સમય ઈ.પૂ. 2600 સુધીનો અંકાયો છે. કાલ 2 इ માં ક્ષીયમાણ હરપ્પીય સંસ્કૃતિનો પુનઃ અભ્યુદય થયો ને નવાં પાષાણ-ઓજારો તથા મૃત્પાત્રનો વિકાસ થયો. તાંબાનો ઉપયોગ પાછો શરૂ થયો. ચળકતાં લાલ મૃત્પાત્ર નવી સંસ્કૃતિનો ઉદય સૂચવે છે. કાલ 2 इ અને કાલ 3 દરમ્યાન માટીની પકવેલી બંગડીઓને બદલે છીપની બંગડીઓ પ્રચલિત થઈ. છીપના ઝીણા મણકા વપરાવા ચાલુ રહ્યા. હવે ચળકતાં લાલ મૃત્પાત્રોની સાથે કાળાં અને લાલ મૃત્પાત્ર પણ વપરાવા લાગ્યાં.

## રોજડી (શ્રીનાથગઢ)[12]

આ સ્થળ રાજકોટ જિલ્લામાં ભાદર નદીના કાંઠે આવેલું છે. ત્યાં થયેલા અજમાયશી ઉત્ખનનમાં વસ્તીના સૌથી જૂના સ્તરમાં આદ્ય-ઐતિહાસિક કાલના પુરાવશેષ પ્રાપ્ત થયા છે. આ વસાહતનો સમય ઈ.પૂ. 1900ના અરસામાં અંકાયો છે. તબક્કા 1अ માં અહીંના નિવાસીઓ માટીનાં મકાનોમાં રહેતા હતા. મુખ્ય મૃત્પાત્ર લાલ અને ભૂરાં હતાં. અબરખિયાં લાલ મૃત્પાત્ર જૂજ પ્રમાણમાં મળ્યાં છે. આ સ્તરમાં ચપટ થાળી અને ઊંચી ડોકવાળી બરણીના નમૂના મળ્યા છે. તબક્કો 1आ સમૃદ્ધિનો સમય દર્શાવે છે. એ રંગપુર સ્તર 2इનો સમકાલીન હતો. એ કાલનાં ઓજારોમાં તાંબા કે કાંસાની ચપટ વીંધણો, બાણ-ફળાં અને માછલાં

પકડવાની ગલ તથા પથ્થરની નાની પતરીઓનો સમાવેશ થતો. ઉત્ખનનમાં બે તોલાં પણ મળ્યાં છે : એક અકીકનું અને બીજું ચર્ટનું. અલંકારોમાં સેલખડીના ઝીણા મણકા અને પાકી માટીના નળી ઘાટના મણકા મળ્યા છે. અહીંની આ ઉત્તરકાલીન હરપ્પીય સંસ્કૃતિનો લગભગ ઈ.પૂ. 1600માં અંત આવ્યો.

## પ્રભાસ[13]

પ્રભાસમાં વસાહતના બે સ્તર મળ્યા છે. સ્તર-1 અનુકાલીન હરપ્પીય સંસ્કૃતિનો છે. 1અમાં પ્રભાસના નિવાસીઓ રાખોડિયાં મૃત્પાત્ર વાપરતા. તબક્કા 1આમાં 'પ્રભાસ મૃત્પાત્ર' પ્રચલિત થયાં. એ લીલાશ પડતા રંગનાં કે હરિયાળા રાખોડિયા રંગનાં છે ને આછા ગુલાબી રંગના લેપ ઉપર ચોકલેટ રંગમાં કે ભૂરાશ પડતા રંગના લેપ ઉપર ગુલાબી રંગમાં ચિતરામણ ધરાવે છે. સ્તર 2 ચળકતાં લાલ મૃત્પાત્રોની વિશિષ્ટતા દર્શાવે છે. એ ઈ.પૂ. 1700થી 1400નાં છે. આ સ્તર રંગપુરના 2 इ અને 3 સાથે સામ્ય ધરાવે છે.

## દેસલપર[14]

કચ્છના નખત્રાણા તાલુકામાં મોરઈ નદીના કાંઠે આવેલા દેસલપરમાં કાલ 1 અમાં આરૂઢ હરપ્પીય સંસ્કૃતિના અને 1 આમાં ઉત્તર હરપ્પીય સંસ્કૃતિના અવશેષ મળ્યા છે. 1અના સ્તરમાં હરપ્પીય લાલ અને બદામી મૃત્પાત્રોની સાથે કેટલાંક બીજા પ્રકારનાં મૃત્પાત્ર મળ્યાં છે. અહીં નદીકાંઠા ઉપર પૂર-રોધક આડશ તરીકે પથ્થરની જાડી દીવાલ બંધાઈ હતી. અહીં કાચી ઈંટોનાં મકાન, સિંધુ તોલાં, મુદ્રાઓ અને મુદ્રાંક મળ્યાં છે, જે સૂચવે છે કે આ મહત્ત્વનું વેપારી કેન્દ્ર હતું. તાંબાનાં ઓજારો તથા વિવિધ પદાર્થોના મણકા પણ પ્રાપ્ત થયા છે. કાલ 1 ઈ.પૂ. 2000થી 1600નો છે. આરૂઢ હરપ્પીય નગરનો ઈ.પૂ. 1950ના અરસામાં પૂરે નાશ કર્યો. થોડા સમયમાં ત્યાં ફરી વસાહત થઈ. ત્યાં ક્ષીયમાણ હરપ્પીય સંસ્કૃતિ પાંગરી. ઈ.પૂ. 1600માં બીજા પૂરે આ વસાહતનો નાશ કર્યો.

## ધોળાવીરા[15]

કચ્છના ભચાઉ તાલુકાના ખદીરબેટમાં આ સ્થળ આવેલું છે. ત્યાંના પ્રાચીન નગરના ટીંબાની શોધ 1960માં થઈ હતી. ઉત્ખનન દ્વારા ત્યાં એક વિશાળ વિકસિત નગર પ્રકાશમાં આવ્યું છે. તેના ત્રણ વિભાગ છે : (1) શાસક અધિકારીઓનો ગઢ, (2) અન્ય અધિકારીઓના આવાસ ધરાવતું ઉપલું નગર અને

(3) સામાન્ય નગરજનોના આવાસ ધરાવતું નીચલું નગર. દરબારી ગઢ ઊંચાઈ ઉપર આવેલો છે. એ મજબૂત ગઢથી સુરક્ષિત છે. એને ચાર મુખ્ય દરવાજા છે. ઉપલા નગરને પણ રક્ષણાત્મક દીવાલ છે. અહીં બેથી પાંચ ઓરડાવાળાં મકાન મળ્યાં છે. નીચલા નગરનાં મકાન હાથે ઘડેલી અણઘડ ઈંટોનાં બનાવેલાં છે. અહીં લાલ કે ગુલાબી રંગનાં ને પ્રાયઃ હાથે ઘડેલાં મૃત્પાત્ર પ્રાપ્ત થયાં છે. અહીં ઘરેણાં બનાવવાની દુકાનોની મોટી હાર પણ મળી છે. અવશેષો સૂચવે છે કે ધોળાવીરા વેપાર-વાણિજ્યનું મોટું કેન્દ્ર હતું. અહીં તાંબું ગાળવાની ભઠ્ઠી, ઓજારો બનાવવાનાં ઉપકરણ, શંખ અને ધાતુની બંગડીઓ, વિવિધ પ્રકારના મણકા, વીંટીઓ, સોનાનાં ઘરેણાં વગેરે પ્રાપ્ત થયાં છે. હરપ્પીય લિપિ જેવી લિપિનાં લખાણ પણ મળ્યાં છે. આ વસાહતનો સમય ઈ.પૂ. 2500થી 1900 સુધીનો આંકવામાં આવ્યો છે. કચ્છમાં મળેલું હરપ્પીય સંસ્કૃતિનું આ એક મોટું નગર હતું. તેનો નાશ કોઈ કુદરતી ઉપદ્રવને લીધે થયો લાગે છે.

## પ્રાચીન લોહયુગ

પ્રભાસના કાલ 3માં લોખંડના અવશેષ પ્રાપ્ત થયા છે. તે ગુજરાતમાં લોહ-યુગનો આરંભ દર્શાવે છે. એનો સમય ઈ.પૂ. 2000નો અંકાયો છે. પ્રાયઃ પાંડવો-કૌરવો વચ્ચે થયેલ ભારત યુદ્ધના કાલમાં લોહની અણીવાળા બાણના ફળાથી શ્રીકૃષ્ણનો દેહોત્સર્ગ થયાનો ઉલ્લેખ આ સમયનો હોઈ શકે.

## પૌરાણિક અનુશ્રુતિઓમાંનો આદ્ય-ઇતિહાસ[16]

આદ્ય-ઇતિહાસની માહિતી પુરાતત્ત્વીય અન્વેષણો ઉપરાંત પૌરાણિક અનુશ્રુતિઓ પરથી પણ ઉપલબ્ધ છે. પુરાણોમાં ભારતના જે પુરાતન રાજવંશો અને વંશ્યાનુચરિતોને લગતા આનુશ્રુતિક વૃત્તાંત આપવામાં આવ્યા છે તે પરથી માલૂમ પડે છે કે વૈવસ્વત મનુના સમયમાં અહીં મનુ-પુત્ર શર્યાતિનો રાજવંશ સત્તારૂઢ થયો હતો. શર્યાતિને આનર્ત નામે પુત્ર અને સુકન્યા નામે પુત્રી હતી. આનર્તના નામ પરથી ત્યારે આ પ્રદેશનું નામ 'આનર્ત' પડ્યું. એની રાજધાની હતી કુશસ્થલી. સુકન્યાને ભૃગુકુલના ચ્યવન વેરે પરણાવવામાં આવી. આનર્તના વંશમાં રેવ કે રેવત. વગેરે રાજા થયા. એમાં છેલ્લે રૈવત કકુદ્મી નામે રાજા થયો, જેના સમયમાં કુથસ્થલી પર પુણ્યજન રાક્ષસોનું આક્રમણ થયું ને શાર્યાત વંશની સત્તા અસ્ત પામી. એ અરસામાં મથુરાથી યાદવો સ્થળાંતર કરી અહીં આવી વસ્યા. રૈવત કકુદ્મીની પુત્રી રેવતી વસુદેવ-પુત્ર બલરામને પરણાવવામાં આવી. યાદવોએ વેરાન કુથસ્થલીનું નવનિર્માણ કર્યું. નવી નગરી હવે દ્વારવતી કે દ્વારકા તરીકે ઓળખાઈ.

ભૃગુકુલના ચ્યવનના પુત્ર દધીચ પ્રાયઃ સાબરમતી તટે વસ્યા હતા. અસુરોને હણવા દૃઢ વજ્ર બનાવવા દધીચ ઋષિએ પોતાનાં ચજબૂત અસ્થિ અર્પી આત્મવિલોપન કર્યું એવી અનુશ્રુતિ છે.

ભાર્ગવો ગુજરાતના હૈહય કુલના રાજવીઓ સાથે પુરોહિત-સંબંધ ધરાવતા.

યાદવોની હૈહય શાખામાં કૃતવીર્ય નામે રાજા થયા. એમને ભૃગુઓ સાથે સંઘર્ષ થયો. ભૃગુના પુત્ર ઔર્વ ને ઔર્વના પુત્ર ઋચીક. ઋચીકના પુત્ર જમદગ્નિ ને જમદગ્નિના પુત્ર પરશુરામ. આ હૈહય રાજવીઓના વિશાળ રાજ્યમાં ગુજરાતનો સમાવેશ થતો હતો. અર્જુન કાર્તવીર્યની રાજધાની માહિષ્મતી (હાલના મધ્ય પ્રદેશમાં) હતી. પરશુરામ જામદગ્ન્યે અર્જુન કાર્તવીર્યનો વિધ્વંસ કર્યો. પરશુરામે સમુદ્રતટે સૂર્પારક(સોપારા)નું નિર્માણ કરી ત્યાં આશ્રય લીધો. ભાર્ગવો ભૃગુક્ષેત્ર તજી અપરાન્ત(કોંકણ)માં ચાલ્યા ગયા. એ પહેલાં તેઓ રેવા(નર્મદા)-સમુદ્ર સંગમ પાસે આવેલા ભરુકચ્છ પ્રદેશમાં વસતા હતા. એ પરથી આ પ્રદેશ 'ભૃગુકચ્છ' નામે પણ ઓળખાયો.

મગધનરેશ જરાસંધનું આક્રમણ વારંવાર થતાં મથુરાના યાદવો સ્થળાંતર કરી સૌરાષ્ટ્રમાં આવી વસ્યા. વેરાન થયેલી પ્રાચીન કુશસ્થલી નગરીનું નવનિર્માણ કરી દ્વારકા નામે નવી નગરી વસાવી. આ યાદવોના અગ્રણી હતા ઉગ્રસેન, જે કંસના પિતા હતા. જૈન અનુશ્રુતિ અનુસાર આ યાદવ કુલના સમુદ્રવિજયના પુત્ર નેમિકુમાર ઉર્ફે અરિષ્ટનેમિનો વિવાહ રાજા ઉગ્રસેનની પુત્રી રાજીમતી સાથે થયો હતો. નેમિકુમારની જાન લગ્નમંડપે પહોંચી ત્યારે ત્યાં માંસના ભોજન માટે બાંધેલાં પશુઓનો આર્તનાદ સાંભળી નેમિકુમાર વૈરાગ્ય પામી ત્યાંથી અધવચ પાછા ફર્યા ને રૈવતક પર જઈ એમણે દીક્ષા લીધી. પછી ઉજ્જયન્ત (ગિરનાર) ઉપર ઉગ્ર તપશ્ચર્યા કરી કેવલજ્ઞાન પામ્યા અને 'નેમિનાથ' નામે 22મા તીર્થંકર તરીકે પ્રસિદ્ધિ પામ્યા. ઠેકઠેકાણે વિહાર કરીને એ ભાવિકજનોને દેશના(ઉપદેશ) દેતા. વાગ્દત્તા રાજીમતીએ પણ એમની પાસે દીક્ષા લીધી. તીર્થંકર નેમિનાથ ઉજ્જયન્ત ગિરિ ઉપર કાલધર્મ પામ્યા. નેમિનાથનાં કલ્યાણકોને લીધે ગિરનાર પર્વત જૈનોના તીર્થધામ તરીકે મહત્ત્વ ધરાવે છે.

'મહાભારત' અને 'હરિવંશ'માં તથા 'વિષ્ણુપુરાણ' અને 'ભાગવત'માં આપેલ વૃત્તાંત મુજબ દ્વારકાવાસી યાદવોના અગ્રણી હતા વસુદેવ-પુત્ર કૃષ્ણ. બલરામ એમના મોટા ભાઈ હતા ને પાંડવોનાં માતા કુંતી એમનાં ફોઈ થતાં. વિદર્ભના રાજા ભીષ્મકની પુત્રી રુક્મિણીને એનો ભાઈ રુક્મી ચેદિ દેશના રાજા શિશુપાલ વેરે પરણાવવા માંગતો હતો, જ્યારે રુક્મિણી કૃષ્ણ વાસુદેવને વરવા ઝંખતી હતી. રુક્મિણીનો ગુપ્ત સંદેશો મળતાં કૃષ્ણે ત્યાં જઈ એનું હરણ કર્યું ને એની સાથે

લગ્ન કર્યું. વૃષ્ણિકુલના સત્રાજિતનો સ્યમન્તક મણિ ધરાવનાર જાંબવતને હરાવી શ્રીકૃષ્ણે એની પુત્રી જાંબવતી સાથે લગ્ન કર્યું. સત્રાજિતને પોતાનો મણિ પાછો મળતાં એણે પોતાની પુત્રી સત્યભામા કૃષ્ણને પરણાવી. આ ઉપરાંત ગંધાર, અવંતિ, કોસલ, કેકય અને મદ્ર રાજ્યોની રાજકન્યાઓને પરણી કૃષ્ણ વાસુદેવે ભારતનાં અનેક રાજકુલો સાથે વિવાહ-સંબંધ સાધ્યો. આ અષ્ટ પત્નીઓમાં રુક્મિણી અગ્રસ્થાન ધરાવતાં. એમના પુત્ર પ્રદ્યુમ્ને મામા રુક્મિની પુત્રી સાથે લગ્ન કર્યું. પ્રદ્યુમ્નનો પુત્ર અનિરુદ્ધ શોણિતપુરના અસુર રાજા બાણની પુત્રી ઉષાને પરણ્યો. આ પ્રસંગ ગુજરાતી સાહિત્યમાં ઓખા(ઉષા)હરણ તરીકે જાણીતો છે. જાંબવતીના પુત્ર સામ્બને બલરામે દુર્યોધનની પુત્રી લક્ષ્મણા પરણાવરાવી. પ્રાગ્જ્યોતિષપુરના નરકાસુરનો વધ કરી શ્રીકૃષ્ણે એણે કેદ કરેલી 16,100 કન્યાઓને છોડાવી. સૌભનગરના રાજા શાલ્વે શ્રીકૃષ્ણની ગેરહાજરીમાં દ્વારકા પર આક્રમણ કરેલું, શ્રીકૃષ્ણે તેના નગર પર આક્રમણ કરી તેનો વધ કર્યો. પ્રતિસ્પર્ધી બનેલા પૌણ્ડ્રક વાસુદેવનો સંહાર કર્યો.

કુરુકુલના પાંડવો સાથે યાદવોનો સંબંધ ગાઢ થતો ગયો. દ્રૌપદી-લગ્ન પ્રસંગે કૃષ્ણે પાંડવોને ભેટો મોકલી. ખાંડવવનનો દાહ કરી ત્યાં ઇન્દ્રપ્રસ્થ(હાલનું દિલ્હી)ની રાજધાની વસાવવામાં અર્જુનને મદદ કરી. પોતાના વનવાસ દરમ્યાન અર્જુન દ્વારકા આવ્યો ત્યારે પોતાની બહેન સુભદ્રાનું અપહરણ કરી એને પરણવામાં અર્જુનને કૃષ્ણે સક્રિય મદદ કરી. યુધિષ્ઠિરને રાજસૂય કરવાની પ્રેરણા આપી, ભીમ પાસે મગધપતિ જરાસંધનો વધ કરાવી પાંડવોના દિગ્વિજયનો માર્ગ મોકળો કર્યો. રાજસૂય પ્રસંગે અગ્રપૂજાનો અધિકાર શ્રીકૃષ્ણને અપાયો ને એનો ઉગ્ર વિરોધ કરનાર ચેદિરાજ શિશુપાલ શ્રીકૃષ્ણને હાથે મરાયો.

બાર વર્ષનો વનવાસ અને તેરમા વર્ષના અજ્ઞાતવાસની શરત પાળી પાંડવોએ દુર્યોધન પાસે પોતાના રાજ્યની માંગણી કરી ત્યારે શ્રીકૃષ્ણે વિષ્ટિકારની ફરજ બજાવી. દુર્યોધનની હઠને લીધે પાંડવો અને ધાર્તરાષ્ટ્રો વચ્ચે યુદ્ધ ખેલાયું ત્યારે કૃષ્ણે પાંડવોના પક્ષમાં રહી અર્જુનના સારથિ તરીકે એને સક્રિય માર્ગદર્શન આપ્યું. યુદ્ધ શરૂ થતાં સામા પક્ષે સગાં-સંબંધીઓને જોઈ અર્જુનને વિષાદ થયો ત્યારે કૃષ્ણે એને સચોટ ઉપદેશ આપી ક્ષાત્રધર્મના માર્ગે વાળ્યો. ભગવાને ગાયેલી ઉપનિષદ તરીકે 'ભગવદ્ગીતા'માં આ વૃત્તાંત વિસ્તારથી નિરૂપાયો છે.

ભારત યુદ્ધમાં વિજય પામી યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો. આખરે યાદવ વીરો મદિરાપાન કરી મદોન્મત્ત થઈ પ્રભાસમાં આપસઆપસમાં લડી મૃત્યુ પામ્યા ને દ્વારકા સમુદ્રમાં ડૂબી જવા લાગી. ત્યારે શ્રીકૃષ્ણે અર્જુનને સંદેશો મોકલી પારધિના બાણથી પ્રભાસમાં દેહોત્સર્ગ કર્યો. ગુજરાતમાં યાદવો નામશેષ થઈ ગયા.

શ્રીકૃષ્ણ અને અન્ય યાદવોનો સમય નક્કી કરવો મુશ્કેલ છે. પૌરાણિક અનુશ્રુતિ આ સમય કલિયુગના આરંભ (ઈ.પૂ. 3102)ની નજીકમાં મૂકે છે, જ્યારે પાશ્ચાત્ય વિદ્વાનો આ સમય ઈ.પૂ. 9મી સદીનો આંકે છે. પરંતુ પાંડવો તથા આ યાદવો ઈ.પૂ. 14મી-15મી સદીમાં થયા હોય એ વધુ સંભવિત છે.



## ખંડ 1ની પાદટીપો

1-2. વિગતો માટે જુઓ પરીખ ર. છો. અને શાસ્ત્રી હ. ગં. (સંપા.), "ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ", ગ્રંથ 1 : 'ઇતિહાસની પૂર્વભૂમિકા'માં પ્રકરણ 10.

3. વધુ વિગતો માટે જુઓ "ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ", ગ્રંથ 2 : 'મૌર્યકાલથી ગુપ્તકાલ', પ્રકરણ 2.

4. 'ઇતિહાસની પૂર્વભૂમિકા,' પ્રકરણ 2

5-7. Sankalia H. D., *Investigations into Preihistoric and Protohistoric Archaeology of Gujarat,* Baroda 1946; અને પરીખ ર. છો. અને શાસ્ત્રી હ. ગં. (સંપા.) એજન, પ્રકરણ 5

8-14. એજન, પ્રકરણ 6-7; Sankalia H. D., *Prehistory and Protohistory in India and Pakistan*, Bombay, 1962; Rao S. R., *Lothal and The Indus Civilization*, Bombay 1972

15. 'પથિક', વર્ષ 40, અંક 1-3, પૃ. 18-19

16. 'ઇતિહાસની પૂર્વભૂમિકા', ખંડ 3

# ખંડ 2

# પ્રાગ્-મૌર્ય કાલથી ગુપ્ત કાલ

## પ્રકરણ 4
## પ્રાગ્-મૌર્ય કાલથી અનુ-મૌર્ય કાલ

ભારતનો પ્રમાણિત ઇતિહાસ મગધરાજ બિંબિસાર જે ગૌતમ બુદ્ધ અને મહાવીર સ્વામીના સમકાલીન હતા તેમના સમયથી શરૂ થાય છે. ગૌતમ બુદ્ધના પરિનિર્વાણથી બૌદ્ધોમાં બુદ્ધનિર્વાણ સંવત અને મહાવીર સ્વામીના નિર્વાણથી જૈનોમાં વીરનિર્વાણ સંવત પ્રચલિત થયો, તેથી તે સંવતોના આરંભ ઇતિહાસની કાલગણનામાં માર્ગસૂચક સ્તંભ બની રહ્યા; ને એના આધારે બુદ્ધ, મહાવીર અને બિંબિસારના નિશ્ચિત સમય આંકી શકાયા. ગૌતમ બુદ્ધનું પરિનિર્વાણ સિંહલી અનુશ્રુતિ અનુસાર ઈ.પૂ. 544-43માં અને મહાવીર સ્વામીનું નિર્વાણ વર્તમાન જૈન અનુશ્રુતિ અનુસાર ઇ.પૂ. 527-26માં થયું હોવાનું મનાય છે. એ ગણતરીએ બિંબિસાર ઈ.પૂ. છઠ્ઠી સદીમાં રાજ્ય કરતો ગણાય. પરંતુ ઐતિહાસિક સંશોધન પ્રમાણે આ બે ઘટના ખરેખર અનુક્રમે ઈ.પૂ. 483માં અને ઇ.પૂ. 467માં બની હોવાનું માલૂમ પડે છે.[1] આ અનુસાર આ સુપ્રસિદ્ધ મહાનુભાવો ઈ.પૂ. પાંચમી સદીમાં થયા ગણાય. આમ ભારતનો પ્રમાણિત ઇતિહાસ ઈ.પૂ. છઠ્ઠી નહિ, તો પાંચમી સદીથી થાય છે. ભારતના ઇતિહાસમાં આ કાલને 'આરંભિક ઐતિહાસિક કાલ' ગણવામાં આવે છે.

### પ્રાગ્-મૌર્ય કાલ

પરંતુ ગુજરાતમાં[2] આ આરંભિક ઐતિહાસિક કાલની માહિતી અલ્પ પ્રમાણમાં

ઉપલબ્ધ છે, આ કાલનો પહેલો તબક્કો મૌર્યકાલની પહેલાંનો છે. ત્યારે મગધમાં હર્યંક વંશના રાજા બિંબિસાર (ઈ.પૂ. 543-491) અને એના વંશજોનું શાસન પ્રવર્તેલું. ગુજરાતમાં એ સમયે ક્યા વંશના ક્યા રાજાઓ રાજ્ય કરતા હતા એ જાણવા મળ્યું નથી. આથી ગુજરાતના ઇતિહાસના સંદર્ભમાં આરંભિક ઐતિહાસિક કાલના આ તબક્કાને પ્રાગ્-મૌર્ય કાલ તરીકે ઓળખવો ઘટે.

શ્રીલંકાના પાલિ ભાષામાં લખાયેલા 'દીપવંસ' (4થી સદી) અને 'મહાવંસ' (6ઠ્ઠી સદી) નામે બૌદ્ધ ગ્રંથોમાં એ દેશની સિંહલ સંસ્કૃતિનાં પગરણ લાળ દેશના રાજપુત્ર વિજયના વસવાટથી થયાનું દર્શાવ્યું છે. આ ગ્રંથોમાં આપેલા વૃત્તાંત અનુસાર રાજપુત્ર વિજય સિંહપુરના સ્થાપક રાજા સિંહબાહુનો પુત્ર હતો, ને સિંહબાહુ વંગરાજની કુંવરીને સિંહથી થયેલો પુત્ર હતો. રાજપુત્ર વિજયને એના પિતાએ દેશવટો દેતાં એ પોતાના 700 સાથીઓને લઈ સમુદ્રમાર્ગે સોપારા થઈ લંકાદ્વીપ પહોંચ્યો. એ દિવસે ભારતમાં ભગવાન બુદ્ધ પરિનિર્વાણ પામ્યા, જેનો સમય ત્યાં ઈ.પૂ. 544-543 ગણવામાં આવે છે. આઠ-દસ સદીઓ પછી લખાયેલા આ બૌદ્ધ ગ્રંથોમાં કંઈ ઐતિહાસિક તથ્ય રહેલું હોય તો રાજપુત્ર વિજયનું શ્રીલંકામાં આગમન બુદ્ધના જીવનના અંતિમ વર્ષે થયું ગણાય.

રાજપુત્ર વિજયે લંકાદ્વીપમાં ઊતરી ત્યાં તામ્રપર્ણી નામે નગર વસાવ્યું ને એના અમાત્યોએ અનુરાધગ્રામ વગેરે અન્ય ગામ વસાવ્યાં. આ પછી વિજય અને એના સાથીઓ દક્ષિણ મથુરા અર્થાત્ મદુરાની કન્યાઓને પરણ્યા ને પાંડ્ય રાજકન્યા પટરાણી થતાં વિજયનો રાજ્યાભિષેક થયો. સિંહ-હંતા સિંહબાહુના આ વંશજ 'સિંહલ' કહેવાતા ને એને લીધે લંકાદ્વીપ સિંહલદ્વીપ તરીકે ઓળખાયો.

આ અનુશ્રુતિમાં જણાવેલ લાળદેશ અને સિંહપુરના અભિજ્ઞાન વિશે વિદ્વાનોમાં મતભેદ પ્રવર્તે છે. કેટલાક લાળને બંગાળાનું રાટ અને સિંહપુરને ત્યાનું સિંગુર માને છે, તો બીજા કેટલાક લાળને લાટ (ગુજરાત) અને સિંહપુરને સૌરાષ્ટ્રના પૂર્વતટ પાસે આવેલું સિહોર માને છે. રાજપુત્ર વિજય સિંહપુરથી લંકા સોપારા (મુંબઈ પાસે) થઈને ગયો હતો એ મુદ્દો આમાંના બીજા મતનું સમર્થન કરે છે. સંભવ છે કે સિંહબાહુની માતા વંગ(બંગાળ)ની રાજકન્યા હોય ને લાટદેશના સિંહ નામે કોઈ વીરને પરણી હશે. તો એના પુત્રે વસાવેલું સિહંપુર સૌરાષ્ટ્રનું સિહોર હોય એ વધુ સંભવિત ગણાય. 'લંકાની લાડી ને ઘોઘાનો વર' એ ગુજરાતી કહેવત પણ આ મતને પુષ્ટિ આપે છે. શ્રીલંકાના બૌદ્ધ સાહિત્ય પરથી ગુજરાતના પ્રાગ્-મૌર્ય કાલ વિશે આટલી માહિતી સાંપડે છે, જેના આધારે એ સમયે ગુજરાત અને શ્રીલંકા વચ્ચે સીધો સાંસ્કૃતિક સંબંધ હોવાનું સૂચિત થાય છે.

ઈ.પૂ. 5મી સદીમાં પાણિનિએ લખેલી 'અષ્ટાધ્યાયી' અને એના ગણપાઠમાં કચ્છ, આનર્ત, વલભી અને મહીનો નિર્દેશ આવે છે, એ પણ પ્રાયઃ આ કાલના ગણાય.

## મૌર્ય કાલ

ગુજરાતનો પ્રમાણિત ઐતિહાસિક કાલ ભારતના આરંભિક ઐતિહાસિક કાલ કરતાં દોઢેક સૈકા જેટલો મોડો શરૂ થાય છે, કેમકે ગુજરાતના રાજકીય ઇતિહાસ અંગે હાલ જે કંઈ માહિતી ઉપલબ્ધ છે તે મગધના મૌર્ય વંશના શાસનકાલથી જ અર્થાત્ લગભગ ઈ.પૂ. 322-298માં થયેલા ચંદ્રગુપ્ત મૌર્યના રાજ્યકાલથી જ શરૂ થાય છે.

ગુજરાતમાં મૌર્યકાલ(ઈ.પૂ. 322-185)માં મગધના[3] મૌર્ય સમ્રાટોના રાજ્યપાલોનો વહીવટ રહ્યો. અનુ-મૌર્ય કાલ દરમ્યાન અહીં ભારતમાં સત્તારૂઢ થયેલા યવન (ગ્રીક) રાજાઓનું શાસન પ્રવર્ત્યું. એ 'ભારતીય-યવનો' તરીકે ઓળખાય છે. પછી વળી અહીં મધ્ય એશિયામાંથી સ્થળાંતર કરી ઈરાન થઈ ભારતમાં આવેલા શક જાતિના પશ્ચિમી ક્ષત્રપ રાજાઓની સત્તા પ્રવર્તી, જે લગભગ પોણાચાર સૈકાઓ સુધી ચાલુ રહી (લગભગ ઈ.સં. 23થી 398). પંદરેક વર્ષ બાદ ગુજરાતમાં મગધના ગુપ્ત સમ્રાટોનું શાસન પ્રસર્યું, જે અહીં સિત્તેરેક વર્ષ (લગભગ ઈ.સ. 400થી 470) ચાલ્યું. લગભગ આઠ શતકોના આ સમગ્ર દીર્ઘકાલ દરમ્યાન ગુજરાતમાં આ રીતે કાં તો બહારના કોઈ પ્રદેશના સમ્રાટોનું અથવા તો અહીં સ્થિર થયેલા કોઈ ને કોઈ વિદેશી શાસકોનું શાસન પ્રવર્ત્યું. આ શાસન દરમ્યાન ગુજરાતની પ્રજા સંસ્કૃતિનાં વિવિધ ક્ષેત્રોમાં કેટલીક નોંધપાત્ર પ્રગતિ સાધતી રહી, પરંતુ રાજકીય ઇતિહાસની દૃષ્ટિએ જોઈએ, તો આ બધો સમય અહીં કોઈ ને કોઈ બાહ્ય શાસકોની સત્તા પ્રવર્તતી રહી ને એ શાસનનો ચકરાવો આઠ સૈકા ચાલુ રહ્યો.

## ગિરિનગરનું સુદર્શન તળાવ

રાજા મહાક્ષત્રપ રુદ્રદામા 1 લાના જૂનાગઢ શૈલલેખ[4] (ઇ.સ. 150) પરથી માહિતી મળે છે કે સુરાષ્ટ્ર(સૌરાષ્ટ્ર)ના પાટનગર ગિરિનગર(જૂનાગઢ)ની સમીપમાં મૌર્ય રાજા ચંદ્રગુપ્તના રાષ્ટ્રિય (રાજ્યપાલ) વૈશ્ય પુષ્પગુપ્તે ગિરિ ઊર્જયત-(ગિરનાર)માંથી નીકળતી સુવર્ણસિકતા (સોનરેખ) વગેરે નદીઓ આડે સેતુ (બંધ) બાંધી 'સુદર્શન' નામે સુંદર જળાશય કરાવ્યું હતું ને મૌર્ય રાજા અશોકના રાજ્યપાલ યવનરાજ તુષાસ્ફે એમાંથી નહેરો કરાવી હતી. ગુજરાતમાં બંધ અને નહેરોના નિર્માણનો આ ઐતિહાસિક નિર્દેશ ભારતીય ઇતિહાસમાં બંધના પ્રાચીન દૃષ્ટાંત તરીકે નોંધપાત્ર ગણાયો છે. રુદ્રદામાના શૈલલેખમાંના આ મહત્ત્વના ઉલ્લેખ પરથી આ પ્રદેશ પર મગધના મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્ત તથા અશોકની સત્તા પ્રવર્તી હોવાનું ને એનો વહીવટ સુરાષ્ટ્રના રાષ્ટ્રિય (રાજ્યપાલ) દ્વારા થતો હોવાનું જાણવા મળે

છે. ચંદ્રગુપ્ત મૌર્ય મગધના મૌર્ય વંશનો સ્થાપક હતો ને એણે લગભગ ઈ.પૂ. 322થી 298 સુધી રાજ્ય કર્યું હતું, જ્યારે અશોક ચંદ્રગુપ્તનો પૌત્ર અને બિંદુસારનો પુત્ર હતો ને એણે લગભગ ઈ.પૂ. 273થી 237 સુધી રાજ્ય કરેલું. સૌરાષ્ટ્રને ત્યારે 'સુરાષ્ટ્ર' કહેતા ને એનું વડું મથક ગિરિનગર હતું. ગિરિનગર ગિરિ ઊર્જયત-(ગિરનાર)ની તળેટીમાં, પ્રાયઃ એની પશ્ચિમે વસેલું નગર હતું. 'તુષાસ્ફ' નામ સ્પષ્ટતઃ વિદેશી છે. એ નામ જૂની ઈરાની ભાષાનું છે, પરંતુ રુદ્રદામાના શૈલલેખમાં એને 'યવનરાજ' કહ્યો છે. આથી એ ભારતની વાયવ્ય સરહદ પાસે આવેલા યોન (યવન) પ્રદેશનો યવન (ગ્રીક) રાજા હશે ને સમ્રાટ અશોકે એને સુરાષ્ટ્રનો રાષ્ટ્રિય (રાજ્યપાલ) નીમ્યો હશે એવું માલૂમ પડે છે. ઈરાની સંસ્કૃતિની અસરથી આ યવનરાજે ઈરાની ભાષાનું નામ અપનાવ્યું લાગે છે. રુદ્રદામાના શૈલલેખમાં આ સંદર્ભમાં 'સુરાષ્ટ્ર'નો સ્પષ્ટ નિર્દેશ કરાયો નથી. પરંતુ કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'માં સુરાષ્ટ્રનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે.

## અશોકના ચૌદ શૈલાલેખ (જુઓ આકૃતિ 1)

મૌર્ય રાજા અશોકના શાસન વિશે જૂનાગઢના દામોદર કુંડ પાસે આવેલા શૈલ (મહાશિલા) પર કોતરેલા ચૌદ ધર્મલેખો[5] સંગીન પુરાવો પૂરો પાડે છે.

'દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા' તરીકે પોતાને ઓળખાવતા મૌર્ય સમ્રાટ અશોકે, કલિંગ-વિજય માટેના ખૂનખાર યુદ્ધથી થયેલા ભારે સંતાપ અને પશ્ચાત્તાપ પછી પોતાના હૃદયમાં જાગેલી તીવ્ર ધર્મ-ભાવનાનો સમગ્ર પ્રજામાં પ્રસાર કરવા પોતાના સામ્રાજ્યના જુદા જુદા પ્રદેશોમાં શૈલ પર ચૌદ ધર્મલેખ કોતરાવી, તેની એક પ્રત ગિરિનગરના સુદર્શન તળાવ પાસે આવેલા શૈલ પર પણ કોતરાવી હતી.

આ ચૌદ ધર્મલેખોનો સાર એ છે કે કોઈએ પ્રાણીને મારી હોમવું નહિ; રાજાએ પોતાના રાજ્યમાં બે પ્રકારની ચિકિત્સા કરી છે : મનુષ્ય-ચિકિત્સા અને પશુ-ચિકિત્સા; મારા અધિકારીઓ પ્રદેશોમાં ફરતા રહે ને ત્યારે ધર્મોપદેશ પણ કરતા રહે; માતા-પિતાની સેવા, મિત્રો, પરિચિતો અને સબંધીઓને તથા બ્રાહ્મણોને અને શ્રમણોને દાન કરતા રહે; રાજાના ધર્મપ્રચારથી લોકોમાં ધર્માચરણ વધ્યું છે; રાજાએ ધર્મના મહામાત્ર નીમ્યા છે; નિવેદકો સર્વ કાલે ને સર્વ સ્થળે રાજા પાસે આવી શકે; સર્વ સંપ્રદાયો સર્વત્ર વસે; રાજાએ વિહારયાત્રાને બદલે ધર્મયાત્રા કરવા માંડી છે; સાંસારિક હેતુની માંગલિક વિધિ અલ્પફલદાયી છે, જ્યારે ધર્મની માંગલિક વિધિ મહાફલ દે છે; રાજા ધર્મ-પ્રસાર સિવાય બીજા કશામાં યશ કે કીર્તિ ઝંખતા નથી; ધર્મદાન (અર્થાત્ ધર્માચરણનો ઉપદેશ) શ્રેષ્ઠ દાન છે, રાજા સર્વ સંપ્રદાયોને દાન તથા આદર દે છે. કલિંગના યુદ્ધમાં થયેલી વિપુલ હિંસા માટે રાજા ભારે સંતાપ અને પશ્ચાત્તાપ

અનુભવે છે ને હવે ધર્મવિજયને જ મુખ્ય વિજય માને છે; આ ધર્મલેખ એટલા માટે કોતરાવ્યા છે કે એ લાંબો વખત ટકે ને પ્રજા એ પ્રમાણે વર્તે.

અશોકના આ ધર્મલેખ પાલિ ભાષામાં લખેલા ને બ્રાહ્મી લિપિમાં કોતરેલા છે. ભારતની વર્તમાન પ્રાદેશિક લિપિઓ[6] બ્રાહ્મી લિપિમાંથી ઉદ્ભવી છે. આ લેખોમાં અતીત ઘટનાઓનો સમય રાજાના રાજ્યકાલનાં વર્ષોમાં આપેલો છે.

ગિરિનગર પાસેના ડુંગરોમાં બૌદ્ધ ભિક્ષુઓ માટે વિહારો (મઠો) તથા સ્તૂપો કંડારી આપવાની શરૂઆત અશોકના રાજ્યકાલ દરમ્યાન થઈ લાગે છે.

બૌદ્ધ તથા જૈન અનુશ્રુતિ અશોકનો ઉત્તરાધિકારી સંપ્રતિ હોવાનું જણાવે છે. અશોકનો પુત્ર કુનાલ હતો ને એનો રાજવારસો કુનાલના પુત્ર સંપ્રતિને મળેલો. સંપ્રતિ ઉજ્જયિનીમાં યુવરાજ હતો ને એણે સૌરાષ્ટ્ર પર પોતાનું શાસન પ્રસારેલું. સંપ્રતિએ નવ વર્ષ (લગભગ ઈ.પૂ. 229-220) રાજ્ય કર્યું. આ રાજા જૈન ધર્મના પ્રભાવક તરીકે પ્રસિદ્ધ છે. ગુજરાતમાં જૈન તીર્થધામોમાં કેટલાંક પ્રાચીન જિનાલય રાજા સંપ્રતિએ બંધાવ્યાં હોવાનું મનાય છે.[7] બૌદ્ધ ધર્મના અભ્યુદયમાં જે સ્થાન રાજા અશોકનું છે, તે સ્થાન જૈન ધર્મના અભ્યુદયમાં રાજા સંપ્રતિનું ગણાય છે.

મૌર્ય વંશના રાજાઓએ મગધમાં કુલ 137 વર્ષ અર્થાત્ ઈ.પૂ. 185 સુધી રાજ્ય કર્યું. પરંતુ ગુજરાત પર રાજા સંપ્રતિ પછી મૌર્ય વંશનું શાસન ક્યાં સુધી ચાલુ રહ્યું એ વિશે કંઈ માહિતી ઉપલબ્ધ નથી.

ભારતમાં મળેલા સહુથી પ્રાચીન સિક્કા આહત (punch-marked) પ્રકારના છે. આ સિક્કા પ્રાયઃ ચાંદીના અને કવચિત્ તાંબાના હોય છે. એના પર કંઈ લખાણ અંકિત કર્યું હોતું નથી, પરંતુ જુદા જુદા બિંબ (punch) વડે જુદાં જુદાં ચિહ્ન અંકિત કરેલાં હોય છે. એના અગ્રભાગ પર પાંચ ચિહ્ન આહત કર્યાં હોય છે; પૃષ્ઠભાગ પર કાં તો એક મોટું ચિહ્ન અથવા તો સંખ્યાબંધ નાનાં નાનાં ચિહ્ન હોય છે. આ સિક્કા પ્રાગ્-મૌર્ય તથા મૌર્ય કાલના છે.[8] ગુજરાતમાં આવા અનેક આહત સિક્કા પ્રાપ્ત થયા છે.

## અનુ-મૌર્ય કાલ

ઈ.સ. 185માં મૌર્ય વંશની સત્તાનું ઉન્મૂલન કરી શુંગ કુલના સેનાપતિ પુષ્યમિત્રે પોતાના વંશની રાજસત્તા સ્થાપી. માળવાનો પ્રદેશ એના સામ્રાજ્યના શાસન નીચે હતો. એનો પુત્ર અગ્નિમિત્ર ત્યાં વિદિશામાં રહી રાજવહીવટ કરતો. કવિવર કાલિદાસે 'માલવિકાગ્નિમિત્ર' નાટકમાં નાયક તરીકે આ અગ્નિમિત્રને પસંદ કર્યો

છે. શુંગ વંશની સત્તા 112 વર્ષ પછી ઈ.પૂ. 73માં અસ્ત પામી. આ શુંગ વંશની સત્તા ગુજરાતમાં પ્રવર્તી હોય એવા કોઈ ઐતિહાસિક ઉલ્લેખ ઉપલબ્ધ નથી.

## ભારતીય-યવન રાજાઓ

શુંગ શાસન દરમ્યાન ગંધાર દેશમાં બાહ્લિક દેશના યવનો(યુનાનીઓ-ગ્રીકો)ની સત્તા પ્રસરી હતી. સિકંદરના સામ્રાજ્યના ભાગલા પડતાં એમાંના એશિયાઈ મુલકો પર યવન વિજેતા સેલુકની સત્તા પ્રવર્તી હતી. એના પૌત્ર અંતિયોક 2જાના સમય (ઈ.પૂ. 261-246) દરમ્યાન એમાંના બાહ્લિક પ્રાંતના યવન સૂબાએ ત્યાં પોતાની સ્વતંત્ર સત્તા સ્થાપી. બાહ્લિક એ અફઘાનિસ્તાના ઉત્તર ભાગમાં બેક્ટ્રા(બલખ)ની આસપાસ આવેલો પ્રદેશ હતો. બાહ્લિકના યવન રાજા દિમિત્રે (ઇ.પૂ. 180-165) હિંદુકુશ પાર કરી ગંધાર પ્રદેશ સર કર્યો ને ગંગા પ્રદેશ પર આક્રમણ કરી છેક પાટલિપુત્ર સુધી વિજયકૂચ કરી, પરંતુ એ દરમ્યાન બાહ્લિકનું રાજ્ય એઉક્રતિદ નામે યવન પ્રતિસ્પર્ધીએ પડાવી લીધું ને આગળ જતાં વાયવ્ય ભારત પર આક્રમણ કરી તક્ષશિલાની આસપાસનો પ્રદેશ જીતી લીધો.

એઉક્રતિદે લગભગ ઇ.પૂ. 165થી 155 સુધી રાજ્ય કર્યું. એણે પોતાની સત્તા સૌરાષ્ટ્ર પર્યંત પ્રસારી હોય એવો કોઇ ઐતિહાસિક ઉલ્લેખ ઉપલબ્ધ નથી, પરંતુ એના સિક્કા સૌરાષ્ટ્રના જુદાજુદા ભાગમાં અને જુદાજુદા સમયે મળ્યા છે. આ બધા સિક્કા ઘણા નાના છે. એને 'ઓબોલ' કહેતા; એ દ્રમ્મના છઠ્ઠા ભાગના હતા.[9]

એઉક્રતિદ પછી મિનન્દર (મિલિન્દ) નામે પ્રતાપી રાજા થયો. એણે પૂર્વમાં ગંગા પ્રદેશ પર આક્રમણ કરી છેક અયોધ્યા અને પાટલિપુત્ર સુધી વિજયકૂચ કરી. દક્ષિણમાં એનું શાસન સૌરાષ્ટ્રની પાર દક્ષિણ ગુજરાત સુધી પ્રસર્યું હતું. આમ મિનન્દરે ભારતમાં સિકંદર કરતાંય વધુ પ્રદેશ સર કર્યા. એણે ઈ.પૂ. 155થી 130 સુધી રાજ્ય કર્યું. એ ભારતીય સાહિત્યમાં શાકલ(પંજાબ)ના બૌદ્ધ ધર્માનુરાગી યવન રાજા મિલિન્દ તરીકે જાણીતો છે.[10] એના સમયના કેટલાક અભિલેખ મળ્યા છે.[11] ભારતના ઇતિહાસમાં બાહ્લિકથી આવી ભારતમાં સત્તારૂઢ થયેલા આ યવન રાજાઓ 'ભારતીય-યવન' કે 'ભારતીય-બાહ્લિક' તરીકે ઓળખાય છે.

મિનન્દર ભારતીય-યવન રાજાઓમાં સુપ્રસિદ્ધ છે. સિક્કા પરનાં ગ્રીક લખાણોમાં એને 'મેનન્દર' તથા પ્રાકૃત લખાણોમાં 'મેનન્દ્ર' કહ્યો છે. એ બૌદ્ધ ધર્મનો અનુયાયી થયો ને બૌદ્ધ ભિક્ષુઓને આશ્રય આપતો. એના સિક્કા કાબુલ, સિંધ, પંચાલ અને ગુજરાતમાં મળે છે. ભરૂચમાં એના સિક્કા સૈકાઓ સુધી પ્રચલિત રહ્યા હતા.[12]

મિનન્દરના ચાંદીના ગોળ સિક્કા સૌરાષ્ટ્રમાં તથા દક્ષિણ ગુજરાતમાં મળ્યા

છે. ભારતીય-યવન રાજાઓના આવા સિક્કા ગ્રીક ભાષામાં 'દ્રમ્મ' કહેવાતા. આ શબ્દ ભારતીય ભાષામાં પણ પ્રચલિત થયો. 'દામ કરાવે કામ' એ ગુજરાતી કહેવતમાંનો 'દામ' શબ્દ મૂળ 'દ્રમ્મ'માંથી ઊતરી આવ્યો છે.

મિનન્દરના સિક્કાના અગ્રભાગ પર વચ્ચે રાજાનું દક્ષિણાભિમુખ કે વામાભિમુખ કિરીટધારી ઉત્તરાંગ અને એની આસપાસ Basileos Soteros Menandrou (રાજા ત્રાતા મેનન્દ્રનો) એવું ગ્રીક લખાણ હોય છે; પૃષ્ઠભાગ પર ગ્રીક દેવી એથેની પ્રોમેકોસની દક્ષિણાભિમુખ કે વામાભિમુખ આકૃતિ અને એને ફરતું ખરોષ્ઠી લિપિમાં महरजस त्रतरस मेनन्द्रस (મહારાજા ત્રાતા મેનન્દ્રનો) એવું પ્રાકૃત ભાષામાં લખાણ હોય છે. ઉપરાંત એમાં એક એકાક્ષર (monogram) પણ હોય છે.[13]

સૌરાષ્ટ્રમાં અપલદત નામે ભારતીય-યવન રાજાના ઘણા દ્રમ્મ તથા તાંબાના સિક્કા મળ્યા છે. કેટલાક સિક્કા ભરૂચ પાસે પણ મળેલા છે. 'પેરિપ્લસ'નો લેખક (ઈ.સ. 70-80) નોંધે છે કે અપલદત અને મિનન્દરની છાપવાળા ગ્રીક લખાણ ધરાવતા દ્રમ્મનું ચલણ બારીગાઝા(ભરૂચ)માં એના સમય સુધી ચાલુ હતું.[14] મિનન્દરના સિક્કાઓની સરખામણીએ અપલદતના સિક્કા અહીં ઘણી મોટી સંખ્યામાં મળ્યા છે. આ અપલદત મિનન્દર પછી થયેલો અપલદત 2જો છે. એ મિનન્દરનો નિકટનો સંબંધી, પ્રાયઃ નાનો પુત્ર હશે.

અપલદતના દ્રમ્મના અગ્રભાગ પર રાજાનું પટીવાળું મસ્તક અને એને ફરતું Basileos Soteros Apollodotou (મહાન ત્રાતા અપલદતનો) એવું ગ્રીક લખાણ હોય છે. એના પૃષ્ઠભાગ પર બે પ્રકારનો એકાક્ષર હોય છે; ને ખરોષ્ઠી લિપિમાં महरजस रजतिरजस अपलदतस (મહારાજા રાજાધિરાજ અપલદતનો) એવું પ્રાકૃત ભાષામાં લખાણ હોય છે.[14-અ] અપલદતનું નામ ધરાવતા દ્રમ્મ અહીં એની હયાતી બાદ પણ પડાવા ચાલુ રહ્યા, પરંતુ એ વધુ ને વધુ ઊતરતી કોટીના થતા ગયા.

આ પછી અહીં ભારતીય-યવન રાજાઓની સત્તાનો હ્રાસ થયો ને શકોની સત્તા સ્થપાઈ.

## માલવગણ સંવત

જૈન અનુશ્રુતિ અનુસાર ઉજ્જનના ગર્દભિલ્લ વંશના રાજા દર્પણે સરસ્વતી નામે સાધ્વીનું અપહરણ કરી એને પરાણે અંતઃપુરમાં પૂરી. કાલકાચાર્યે તથા ઉજ્જનના જૈન સંઘે એ સાધ્વીને છોડી દેવા રાજાને બહુ સમજાવ્યો, પણ એણે દાદ દીધી નહિ. છેવટે કાલકાચાર્ય પારસકૂલ (ઇરાનના કિનારે) જઈ ત્યાંથી 96

શક શાહીઓને હિંદુકદેશ (સિંધ) તેડી લાવ્યા. તેઓ બધા પહેલાં સુરાષ્ટ્રમાં આવ્યા ને વર્ષાકાલ હોવાથી ત્યાં રોકાઈ ગયા. ચોમાસું પૂરું થતાં તેઓએ ઉજ્જન પર આક્રમણ કર્યું. લડાઈમાં ગર્દભિલ્લ રાજા હાર્યો. શકોએ એને પદભ્રષ્ટ કરી સરસ્વતીને છોડાવી ને એમાંના એક શાહીએ ત્યાં રાજસત્તા ધારણ કરી. આ શક રાજ્ય સ્થપાયે ચાર વર્ષ થયાં ત્યાં લાટના રાજા બલમિત્રે એને હરાવી ઉજ્જનમાં પોતાની સત્તા સ્થાપી. આ બલમિત્ર આગળ જતાં વિક્રમાદિત્ય તરીકે ઓળખાયો ને 'શકારિ' તરીકે ખ્યાતિ પામ્યો.[15] ત્યારે માલવદેશમાં ગણરાજ્ય હતું ને શકોના પરાભવનો યશ માલવ ગણને અપાયો. આથી આ યશસ્વી ઘટનાની યાદગીરીમાં ત્યાં 'માલવગણ સંવત' પ્રવર્તાયો (ઈ.પૂ. 57). આગળ જતાં જ્યારે ગણરાજ્યની વિભાવના લુપ્ત થઈ ત્યારે શકોના પરાભવનો યશ માલવગણના 'મુખ્ય' વિક્રમાદિત્યને અપાયો ને માલવગણ સંવત 'વિક્રમાદિત્ય સંવત' અથવા ટૂંકામાં 'વિક્રમ સંવત' તરીકે ઓળખાયો.[16] વિક્રમાદિત્યના સમય પછી 135 વર્ષે ગુજરાતમાં શકોનું શાસન દૃઢ થતાં 'શક સંવત' પ્રચલિત થયો (ઈ.સ. 78), પરંતુ તે પહેલાં પાંચ-છ દાયકાથી અહીં શકોની સત્તા પ્રવર્તી હતી.

અનુ-મૌર્ય કાલનો ઘણો ઇતિહાસ હજી અજ્ઞાત અને અનિશ્ચિત રહ્યો છે.

## મૌર્યકાલ તથા અનુ-મૌર્ય કાલનું પુરાતત્ત્વ

### પુરાવશેષો

ગુજરાતમાં પુરાતત્ત્વ ખાતાં તરફથી સ્થળતપાસ અને ઉત્ખનન દ્વારા વિવિધ પુરાવશેષ પ્રાપ્ત થયા છે.[17] નગરા, ટીંબરવા, ભરૂચ અને સોમનાથના ઉત્ખનનમાં સહુથી જૂના થર પ્રાગ્-મૌર્ય, મૌર્ય અને અનુ-મૌર્ય કાલના મળ્યા છે. એમાં માટીનાં વાસણ, ખંડિત હાલતમાં, ચાર પ્રકારનાં પ્રાપ્ત થયાં છેઃ (1) મુખ્યત્વે થાળી, વાડકા અને લોટા જેવાં વાસણ કાળાં અને લાલ છે. એમાં વાસણોનો કાંઠો કાળો અને નીચેનો ભાગ લાલ હોય છે. (2) સામાન્ય વપરાશનાં જે વાસણ મોટા પ્રમાણમાં મળે છે તે લાલ વાસણ છે, જે તદ્દન સાદાં અથવા ગેરુ લગાવેલાં હોય છે. (3) ઘડા, થાળીઓ વગેરે ઘાટનાં કેટલાંક લાલ વાસણ હલકી બનાવટનાં છે. (4) વળી ક્યારેક કાળાં ચળકતાં વાસણ પણ મળે છે. પુરાતત્ત્વવિદ્યામાં એને માટે 'Northern Black Polished (N.B.P.) Ware' નામ રૂઢ થયેલ છે, પરંતુ એમાં આ ચળકાટ ઘસીને પોલિશ કરવાથી નહિ, પણ ખરી રીતે સંપુટમાં પકવવાથી આવ્યો હોય છે. એમાં વાડકા અને થાળી જેવા ઘાટ મળે છે. આ વાસણ વધુ કીમતી હતાં. એ મૌર્યકાલ તથા અનુ-મૌર્ય કાલમાં મળી આવે છે, માટીની બીજી વસ્તુઓમાં મણકા, ઢીંગલીઓ, કાનની બુટ્ટીઓ, શંકુ ઘાટના દાટાઓ, મેલ

કાઢવાનાં મેલિયાં વગેરેનો સમાવેશ થાય છે. વળી માટીનો ઉપયોગ બાંધકામમાં થતો. તળાવની પાળ માટીની બાંધવામાં આવતી. જૂનાગઢ પાસે સુદર્શન તળાવનો જે સેતુ બંધાયેલો તેના અવશેષ શોધવા માટે અનેક વિદ્વાનોએ પ્રયાસ કરેલો, તેમાં ડૉ. ર. ના. મહેતાએ નવેસર સ્થળ-તપાસ કરી હતી. મહાક્ષત્રપ રુદ્રદામાના શૈલલેખમાં જણાવ્યા મુજબ એ સેતુ માટી અને પથ્થરોથી બાંધવામાં આવ્યો હતો. ડૉ. મહેતાએ કરેલી સ્થળતપાસના આધારે માલૂમ પડે છે કે એ સેતુ ઉપરકોટની પાસેથી શરૂ થતો ને એ ધારાગઢ દરવાજાની અંદર થઈને ખાપરા કોડિયાની ગુફાઓ પાસે થઈ, જોગણિયા ડુંગર તરફ જતો. આ સેતુ લગભગ એક કિલોમીટર લાંબો હતો, એનો પાયો 100 મીટર પહોળો હતો ને ઉપરનો ભાગ 11 મીટર પહોળો હતો. એ સેતુની ઊંચાઈ આશરે 17 મીટર થતી હતી. નગરાના ઉત્ખનનમાં પણ માટીની પાળ મળી આવી છે. ઘરો બાંધવા માટે પણ માટીનો ઉપયોગ થતો. આ કાલમાં આશરે 19"થી 22" લાંબી ઈંટો વપરાતી હતી.

આ કાલમાં પથ્થરમાંથી મણકા, કાનનાં કુંડળ, નિશા અને નિશાતરા, ગોળ લખોટા વગેરે વસ્તુઓ બનાવાતી. શ્રીમંતો સ્ફટિકનાં અને કાચનાં કીમતી કુંડળ પહેરતા.

ધાતુઓમાં લોખંડનો ઉપયોગ વ્યાપક હતો. આ કાલમાં અહીં લોખંડ ગાળવાનો અને લોખંડનાં ઓજાર બનાવવાનો ઉદ્યોગ પણ હતો. સિક્કા બનાવવામાં તાંબાનો તથા ચાંદીનો ઉપયોગ કરાતો. ધાતવામાંથી તાંબા પર સોનું ચડાવેલું કાનનું ઘરેણું મળ્યું છે.

આ કાલમાં લોખંડ થોડું મોંઘું હશે, તેથી લોખંડનાં ભાલોડાંની સાથે હાડકાનાં ભાલોડાં, અણી વગેરેનો ઉપયોગ થતો.

વળી અહીં ડાંગર અને કોદરાનાં બી જેવા પદાર્થ પણ મળ્યા છે. ગાય, ભેંસ, કૂતરાં જેવાં પાળેલાં પ્રાણીઓ તથા ચિત્તા જેવાં જંગલી પ્રાણીઓ પણ અસ્તિત્વ ધરાવતાં હતાં. વસ્તીનું પ્રમાણ સારું હતું. ગામો ખેતી પર નિર્ભર હતાં ને નગરોમાં વેપાર-ઉદ્યોગ સારા પ્રમાણમાં ચાલતો હતો.

## સ્થાપત્યકીય સ્મારકો

મૌર્ય કાલનાં સ્થાપત્યકીય સ્મારકોમાં[18] ગિરિનગરનું સુદર્શન તળાવ ખાસ નોંધપાત્ર છે. તળાવના કાંઠા મજબૂત હતા; સમગ્ર બાંધકામ સાંધા વગરનું નક્કર હતું. વચ્ચે કુદરતી બંધ પણ હતો. યોગ્ય જગ્યાએ ગરનાળાં, નહેરો અને ચાળણી પણ હતાં. એના તટ પર અટાળી, છત્ર, દરવાજા, આરામગાહ અને તોરણ હતાં.

જૂનાગઢથી ગિરનાર જવાના રસ્તે બોરિયા નામની ખીણ પાસે બૌદ્ધ સ્તૂપ

મળ્યો છે. એ 18'' x 12'' x 3'' માપની માટીની પાકી ઈંટોનો બનેલો હતો. ઉત્ખનન વખતે એની ઊંચાઈ લગભગ 45 ફૂટ હતી. એના પેટાળમાંથી પાકી માટીની ડાબલી પ્રાપ્ત થઈ હતી. જેમાંથી ક્રમશઃ તાંબાની, ચાંદીની અને સોનાની નાની ડાબલીઓ નીકળી. એ ડાબલીઓમાંથી મોતી અને ભસ્માદિ પવિત્ર અવશેષ મળી આવ્યા હતા. આ સ્તૂપવાળી ઈંટો પ્રાયઃ મૌર્યકાલીન કે અનુ-મૌર્યકાલીન છે. મૂળ સ્તૂપ નાનો હતો. એનો જીર્ણોદ્ધાર કરાતાં એની ઉપર મોટો સ્તૂપ બંધાયો હતો. આ સ્તૂપની સમીપમાં એક બીજો સ્તૂપ પણ આવેલો છે, જેને સ્થાનિક લોકો 'બડી લાખા મેડી' તરીકે ઓળખે છે. એની બાજુમાં વિહારના અવશેષ પણ નજરે પડે છે.

જૂનાગઢમાં ઉપરકોટની દક્ષિણે થોડે અંતરે બાવા પ્યારાના નામે ઓળખાતી શૈલ-ઉત્કીર્ણ ગુફાઓ આવેલી છે. પૂર્વે, ઉત્તરે અને દક્ષિણે એકેક એવી ત્રણ હારમાળાઓમાં આ ગુફાઓ ગોઠવાયેલી છે. બધી ગુફાઓની આગળ ઓસરી આવેલી છે. ઓસરીઓમાં કોતરાયેલા સ્તંભ અને અર્ધ-સ્તંભ સાદા અને સમચોરસ છે. પૂર્વી હારમાળાના કેન્દ્રમાં આવેલી ગુફા મુખ્ય ચૈત્યનું સ્વરૂપ ધરાવે છે. એની પછીત અર્ધવૃત્તાકાર છે. એમાંનું ચૈત્ય પૂર્ણપણે નષ્ટ થઈ ગયું છે. ચૈત્યગૃહ આદિ ગુફાઓનું કંડારકામ ઈ.પૂ. બીજી સદીના અંત સુધીમાં પૂરું થઈ ગયું હોવાનું જણાય છે.

પ્રસ્તુત સ્થળેથી ક્ષત્રપ રુદ્રસિંહ 1લાનો એક શિલાલેખ પ્રાપ્ત થયો છે ને એમાં 'કેવલી' શબ્દ પ્રયોજાયો છે એ પરથી આ ગુફાઓને જૈન સંપ્રદાય માટેની માનવામાં આવે છે. પરંતુ પ્રસ્તુત શિલાલેખ આ સ્થળેથી છૂટો મળેલો છે. આથી આ ગુફાઓનો મૂળ સંપ્રદાય નક્કી કરવો મુશ્કેલ છે.

સૌરાષ્ટ્રમાં તથા તળ-ગુજરાતમાં આવેલી અન્ય ગુફાઓ કે ઈંટેરી સ્તૂપો તથા વિહારોનું તેમજ શિલ્પકૃતિઓનું નિર્માણ મૌર્ય કાલ તથા અનુ-મૌર્ય કાલમાં થયું જણાતું નથી.



# પ્રકરણ 5
# ક્ષત્રપ કાલ

ગુજરાતના પ્રાચીન ઈતિહાસમાં ત્રણ કાલખંડ લાંબો સમયપટ ધરાવે છે- ક્ષત્રપ કાલ, મૈત્રક કાલ અને સૌલંકી કાલ. એમાંનો પહેલો અર્થાત્ ક્ષત્રપ કાલ લગભગ પોણાચાર સૈકા જેટલો લાંબો સમયપટ ધરાવે છે.

અનુ-મૌર્ય કાલ દરમ્યાન પારસ (ઈરાન) દેશથી શક જાતિના લોકો જુદા જુદા માર્ગે જુદા જુદા સમયે વાયવ્ય ભારત, સિંધ અને સૌરાષ્ટ્રમાં આવી સત્તારૂઢ થયા હતા. સિંધમાં તેઓએ 'હિંદનું શકસ્થાન' વસાવેલું; એનું પાટનગર મીનનગર હતું.

## પશ્ચિમી ક્ષત્રપો

ઉત્તર ભારતમાં શક-પહ્લવ રાજવીઓના રાજ્યમાં કેટલાક ક્ષત્રપો પ્રાન્તોના સૂબાઓ તરીકે વહીવટ કરતા. તેઓ 'ઉત્તરી ક્ષત્રપો' તરીકે ઓળખાય છે. પશ્ચિમ ભારતમાં કેટલાક રાજાઓ પોતાને 'ક્ષત્રપ' કે 'મહાક્ષત્રપ' તરીકે ઓળખાવતા. તેઓ 'પશ્ચિમી ક્ષત્રપો' તરીકે જાણીતા છે.

'ક્ષત્રપ' શબ્દ મૂળ ઇરાની ભાષાના 'સથ્રપાવન' શબ્દનું સંસ્કૃત રૂપાંતર છે. એ શબ્દ બે અર્થમાં પ્રયોજાતોઃ (1) પૃથ્વીપાલ અને (2) પ્રાન્તનો સૂબો. પશ્ચિમી ક્ષત્રપો રાજા તો હતા જ, આથી તેઓ માટે 'ક્ષત્રપ' શબ્દ પૃથ્વીપાલનો અર્થ ધરાવે છે.[19]

અહીંના ક્ષહરાત ક્ષત્રપ રાજા નહપાનનો જમાઈ ઉષવદાત શંક જાતિનો હતો એવો ઉલ્લેખ ઉપલબ્ધ છે. એ પરથી પશ્ચિમી ક્ષત્રપ રાજાઓ પ્રાયઃ શક જાતિના હતા એવું માલૂમ પડે છે. તેઓના સમકાલીન સાતવાહન વંશના રાજા વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના નાસિક ગુફાલેખમાં શકો, યવનો અને પહ્લવોના પરાભવનો નિર્દેશ કરાયો છે તે આ અનુમાનને સમર્થન આપે છે.

પશ્ચિમી ક્ષત્રપ રાજાઓના સંખ્યાબંધ સિક્કા તથા કેટલાક અભિલેખ પ્રાપ્ત થયા છે. એ પરથી અહીં તેઓનાં અનેક કુલ ક્રમશઃ સત્તારૂઢ થયાં હોવાનું જાણવા મળે છે.

### ક્ષહરાત કુલ

એમાંનું પહેલું રાજકુલ 'ક્ષહરાત' નામે ઓળખાતું. એ કુલમાં બે રાજા થયા –

ભૂમક અને નહપાન. શિલાલેખોમાં તેઓનો 'ક્ષહરાત ક્ષત્રપ' તરીકે અને સિક્કા-લેખોમાં 'ક્ષહારાત ક્ષત્રપ' કે 'રાજા ક્ષહરાત' તરીકે ઉલ્લેખ કરાયો છે.

ભૂમકની માહિતી માત્ર એના સિક્કા-લેખોમાંથી મળે છે. એમાં એના પિતાનું નામ કે સિક્કા પાડ્યાનું વર્ષ આપેલું નથી. સિક્કા-લેખોમાં એને 'ક્ષહરાત ક્ષત્રપ' તરીકે ઓળખાવ્યો છે. ભૂમકના સિક્કાઓ[20] ગુજરાત, માળવા, અજમેર વગેરે પ્રદેશો કે સ્થળોએથી પ્રાપ્ત થયા છે. આ સિક્કા માત્ર તાંબાના છે ને એ આકારમાં ગોળ છે. એના અગ્રભાગ પર બાણ અને વજ્રનાં ચિહ્ન દેખા દે છે ને એ બેની વચ્ચે ચક્રની નાની આકૃતિ દેખા દે છે. એની આસપાસ ખરોષ્ઠી લિપિમાં તથા પ્રાકૃત ભાષામાં એને 'છહરાત છત્રપ' કે 'છત્રપ છહરાત' કહ્યો છે. એ લિપિ ઉત્તરપશ્ચિમ ભારતમાં ખાસ પ્રચલિત હતી. સિક્કાના પૃષ્ઠભાગ પર સિંહની અને ચક્ર ધરાવતા સ્તંભશીર્ષની આકૃતિઓ અંકિત કરેલી છે ને એની આસપાસ બ્રાહ્મી લિપિ અને પ્રાકૃત ભાષામાં 'ક્ષહરાત ક્ષત્રપ ભૂમકનો' એવા અર્થનું લખાણ હોય છે. સિક્કા પરના લખાણમાં ભૂમકના પિતાનું નામ કે સિક્કા પાડ્યાનું વર્ષ આપેલું નથી. ભૂમકના ઉપલબ્ધ સિક્કાઓની અલ્પ સંખ્યા પરથી એણે દસેક વર્ષ જેટલો થોડો વખત રાજ્ય કર્યું લાગે છે.

નહપાન વિશેની માહિતી એના સિક્કા-લેખો, એના સમયના ગુફાલેખો અને અનુકાલીન સાહિત્યમાં ઉપલબ્ધ છે.

એના સિક્કા[21] ચાંદીના તથા તાંબાના અને ગોળ છે. ચાંદીના સિક્કાઓના અગ્રભાગ પર વચ્ચે રાજાનું ઉત્તરાંગ (bust) અને એને ફરતું ગ્રીક-રોમન અક્ષરોમાં લખાણ હોય છે. એના પૃષ્ઠભાગ પર, ભૂમકના સિક્કાઓના અગ્રભાગ પર હોય છે તેવાં બાણ, નાનું ચક્ર અને વજ્રનાં ચિહ્ન દેખા દે છે. એની આસપાસ પ્રાકૃત ભાષામાં લખાણ કોતરેલું છે : બ્રાહ્મી લિપિમાં राज्ञो क्षहरातस नहपानस (રાજા ક્ષહરાત નહપાનનો) અને ખરોષ્ઠી લિપિમાં रञो छहरतस नहपनस (રાજા ક્ષહરાત નહપાનનો) એવું લખાણ નજરે પડે છે. નહપાનના તાંબાના સિક્કાઓના અગ્રભાગ પર વજ્ર અને બાણનાં ચિહ્ન તથા બ્રાહ્મી લિપિમાં પ્રાકૃત લેખ હોય છે; એના પૃષ્ઠભાગ પર વેદિકાની અંદર વૃક્ષની આકૃતિ નજરે પડે છે. સિક્કાલેખોમાં નહપાનના પિતાનું નામ કે સિક્કા પડાવ્યાનું વર્ષ જણાવ્યું નથી. નહપાનના સિક્કા નાસિકથી માંડીને અજમેર સુધીના વિસ્તારમાં પ્રાપ્ત થયા છે.

નહપાનના સમયમાં મહારાષ્ટ્રના નાસિક અને પુણે જિલ્લામાં કેટલીક બૌદ્ધ ગુફાઓ કંડારાઈ હતી.

નાસિક પાસેના ડુંગરમાં જે ગુફા (નં. 10) કંડારાઈ છે, તેને સ્થાનિક લોકો

'પાંડવોની ગુફા' તરીકે ઓળખાવે છે ને એમાં નજરે પડતી છ શિલ્પકૃતિઓને પાંચ પાંડવો અને દ્રૌપદીની મૂર્તિઓ તરીકે ઘટાવે છે, પરંતુ વાસ્તવમાં એમાં એકેય શિલ્પકૃતિ સ્ત્રીની નથી; ખરી રીતે આમાં વચ્ચે ભગવાન બુદ્ધ અને એમની બે બાજુ બે બોધિસત્ત્વ – એવી ત્રણ ત્રણ શિલ્પકૃતિઓના બે સમૂહ આવેલા છે. આ ગુફામાં એને લગતા શિલાલેખ પણ કોતરેલા છે.[22] એમાંના એક નાના લેખમાં રાજા ક્ષહરાત ક્ષત્રપ નહપાનની પુત્રી અને દીનીક-પુત્ર ઉષવદાત (ઋષભદત્ત)ની પત્ની દક્ષમિત્રાનો દેયધર્મ હોવાનું જણાવ્યું છે. એની નીચેના મોટા લેખમાં જણાવ્યું છે કે રાજા ક્ષહરાત ક્ષત્રપ નહપાનના જમાઈ ઉષવદાતે વર્ષ 42માં સંઘને આ ગુફા દાનમાં આપી છે; એમાં વસતા ભિક્ષુઓ માટે 3,000 કાર્ષાપણોની થાપણ મૂકી છે. વર્ષ 41 અને વર્ષ 45માં પણ દેવો તથા બ્રાહ્મણો માટે 70,000 કાર્ષાપણોની થાપણ મૂકી. એક બીજા ગુફાલેખમાં ઉષવદાતે પર્ણાશા, ભરુકચ્છ, દશપુર, ગોવર્ધન, શૂર્પારક વગેરે સ્થળોએ કરાવેલા વિસામાઓનો નિર્દેશ કરાયો છે. પુણે જિલ્લાની કાર્લા ગુફામાંના લેખમાં નહપાનના જમાઈ ઉષવદાતે પર્ણાશા (બનાસ) અને પ્રભાસમાં કરાયેલાં ધાર્મિક દાનોનો પણ ઉલ્લેખ કરાયો છે. પુણે જિલ્લાની જુન્નાર ગુફાનો લેખ જણાવે છે કે રાજા મહાક્ષત્રપ સ્વામી નહપાનના અમાત્ય અર્યમાએ વર્ષ 46માં અમુક સુવિધાઓનું ધર્મદાન કરેલું. આમ આ ગુફાલેખોમાં નહપાનને વર્ષ 41થી 45માં 'રાજા' અને 'ક્ષત્રપ' કહ્યો છે, જ્યારે વર્ષ 46માં એને 'રાજા', 'મહાક્ષત્રપ' અને 'સ્વામી' કહ્યો છે. ઉત્તરી ક્ષત્રપોની જેમ પશ્ચિમી ક્ષત્રપો પણ પોતાને આરંભમાં 'રાજા' અને 'ક્ષત્રપ' કહેતા ને આગળ જતાં તેઓ 'ક્ષત્રપ'ને બદલે 'મહાક્ષત્રપ' એવું ઉચ્ચ બિરુદ ધારણ કરતા.

જૈન સાહિત્યના અનેક ગ્રંથોમાં નહપાનના નિર્દેશ ઉપલબ્ધ છે. 'આવશ્યક સૂત્ર-નિર્યુક્તિ'માં ણહવાણ (નહપાન) અને સાલવાહન (સાતવાહન) સમકાલીન હોવાનું તથા સાતવાહન રાજાએ નહપાનને હરાવ્યો હોવાનું જણાવ્યું છે. 'તિલોય-પણ્ણત્તિ'માં ણરવાહણે (નરવાહને-નહપાને) 40 વર્ષ રાજ્ય કર્યું હોવાનું બતાવ્યું છે.[23]

નાસિકમાં આગળ જતાં સાતવાહન વંશના પ્રતાપી રાજા ગૌતમીપુત્ર શાતકર્ણિએ, એનાં માતા મહાદેવી ગૌતમી બલશ્રીએ અને રાજા વાસિષ્ઠીપુત્ર પુળુમાવિએ પણ આવી ગુફાઓ કરાવી ને ભિક્ષુઓને ધર્મદાન દીધાં.[24] એમાંના એક ગુફાલેખમાં જણાવ્યું છે કે ગૌતમીપુત્ર શાતકર્ણિએ શક, યવન અને પહ્લવ રાજ્યોનો નાશ કરેલો ને ક્ષહરાત વંશનું ઉન્મૂલન કરેલું. આ પરથી સાતવાહન વંશના રાજા ગૌતમીપુત્ર શાતકર્ણિએ રાજા મહાક્ષત્રપ નહપાનને હરાવી ક્ષહરાત કુલના રાજ્યને નિર્મૂળ કરેલું એવું ફલિત થાય છે.

નહપાનના રાજ્યમાં હાલના મહારાષ્ટ્ર રાજ્યનો પશ્ચિમ વિસ્તાર, ગુજરાતનો સૌરાષ્ટ્ર વિસ્તાર અને ઉત્તરમાં અજમેર સુધીના પ્રદેશનો સમાવેશ થતો હતો એ

નિશ્ચિત છે. ગુફાલેખોમાં એના જમાઈ, પુત્રી અને અમાત્યે જે વિવિધ સ્થળોએ ધાર્મિક દાન કર્યાનો નિર્દેશ આવે છે તે સ્થળ પ્રાયઃ નહપાનના રાજ્યમાં આવેલાં હશે. તો એમાં પ્રભાસ, ભરુકચ્છ, ઉજ્જન, દશપુર, ગોવર્ધન, શૂર્પારક અને પુષ્કરનો સમાવેશ થતો હશે. વળી વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના ગુફાલેખમાં ગૌતમીપુત્ર શાતકર્ણિના સંદર્ભમાં ઉલ્લિખિત સુરાષ્ટ્ર, કુકુર, અપરાન્ત, અનૂપ, વિદર્ભ, આકર, અવન્તિ જેવા પ્રદેશો પણ મૂળમાં નહપાનના શાસન નીચે હોય ને પછી એને ગૌતમીપુત્ર શાતકર્ણિએ જીતી લીધા હોય એવું માલૂમ પડે છે.

નાસિક જિલ્લામાંના જોગલથમ્બી નામે સ્થળે ચૌદ-પંદર હજાર સિક્કાઓનો એક નિધિ મળેલો, તેમાંના 9,270 સિક્કા ક્ષહરાત ક્ષત્રપ નહપાનના હતા. જેની ઉપર સાતવાહન રાજા ગૌતમીપુત્ર શાતકર્ણિએ પોતાની છાપ પડાવી હતી. નહપાનનું રાજ્ય શાતકર્ણિએ પડાવી લીધું એનો આ સંગીન પુરાવો ગણાય.

'આવશ્યક-નિર્યુક્તિ'ના આધારે નહપાનની રાજધાની ભરુકચ્છ (ભરૂચ) હોવાનું સૂચવાયું છે.[25]

ક્ષહરાત ક્ષત્રપ ભૂમકના રાજ્યકાલ વિશે કોઈ સીધો ઉલ્લેખ ઉપલબ્ધ નથી. નહપાનના સમયના ગુફાલેખોમાં વર્ષ 41, 42, 45 અને 46 આપેલાં છે. આ વર્ષ શક સંવતનાં હશે ને શક સંવત કુષાણ રાજા કનિષ્ક 1 લાએ શરૂ કર્યો હશે એવો મત લાંબા સમયથી પ્રચલિત હતો. ત્યારે નહપાનના ઉત્તરાધિકારી રાજા ક્ષત્રપ ચાષ્ટનના સમયના ઉપલબ્ધ અભિલેખ વર્ષ ૫૨ના હતા ને ચાષ્ટનના વંશજોના અભિલેખોમાં વર્ષ-સંખ્યા ઉત્તરોત્તર વધતી જાય છે. આથી આ બધાં જ્ઞાત વર્ષોને શક સંવતનાં માનવામાં આવેલાં ને એના આધારે નહપાનનાં જ્ઞાત વર્ષ 41થી 46ને ઈ.સ. 119થી 124ની બરાબર ગણવામાં આવેલાં. પરંતુ થોડાં વર્ષ પર ચાષ્ટનના સમયના બે વધુ અભિલેખ પ્રકાશમાં આવ્યા છે, જેમાંનો એક વર્ષ 6નો અને બીજો વર્ષ 11નો છે. આથી શક સંવત કુષાણ રાજા કનિષ્કના સમયથી નહિ, પણ કાર્દમક ક્ષત્રપ રાજા ચાષ્ટનના સમયથી શરૂ થયો હોવાનું માલૂમ પડે છે;[26] આથી નહપાનનો રાજ્યકાલ શક વર્ષ 1(ઈ.સ. 78-79)ની પહેલાં મુકાવો જોઈએ. આ અનુસાર નહપાનના સમયનાં જ્ઞાત વર્ષ 41થી 46 શક સંવતનાં નહિ પણ નહપાનના રાજ્યકાલનાં વર્ષ હોવાં જોઈએ. આ દૃષ્ટિએ જોતાં નહપાને ઓછામાં ઓછાં 46 વર્ષ રાજ્ય કર્યું ગણાય. નહપાનના રાજ્યના અંત પછી રાજા ચાષ્ટને નહપાને ગુમાવેલા પ્રદેશ એક-બે વર્ષમાં પાછા મેળવ્યા હોય, તો નહપાનના રાજ્યનો અંત ઈ.સ. 76ના અરસામાં મુકાય. ને નહપાને 46 વર્ષ રાજ્ય કર્યું હોય, તો તેના રાજ્યકાલનો આરંભ ઈ.સ. 30ના અરસામાં અંદાજી શકાય. વળી આ ગણતરીએ ભૂમકનો રાજ્યકાલ, એણે દસેક વર્ષ રાજ્ય કર્યું હોય એ ગણતરીએ ઈ.સ. 21થી 30ના સુમારમાં મુકાય.

## કાર્દમક કુલ

કણ્હેરી ગુફાલેખમાં રુદ્ર(દામા)ની પુત્રી પોતાને કાર્દમક કુલની જણાવે છે એના આધારે રુદ્રદામા 1લાના પિતામહ ચાષ્ટન અને એના વંશજો કાર્દમક કુલના હોવાનું મનાય છે. આ કુલનામની ઉત્પત્તિ ઈરાનમાં આવેલી કર્દમા નદીના નામ પરથી થઈ હોવાનું જણાય છે. કર્દમા નદી આમુદરયા નદીની એક શાખા હતી, આગળ જતાં એ 'ઝરકશન' નામે ઓળખાઈ ને એ સમરકંદ પ્રદેશની મોટી નદી હતી.[27]

કાર્દમક કુલના પહેલા રાજા ચાષ્ટનના સિક્કાલેખોમાં એના પિતાનું નામ આપવામાં આવ્યું છે. પહેલાં એ નામ 'પ્સામોતિક' વાંચવામાં આવેલું, પરંતુ એનું ખરું વાચન 'પ્સામોતિક' છે ચાષ્ટનના સમયના યષ્ટિલેખોમાં પણ ચાષ્ટનને 'પ્સામોતિક-પુત્ર' કહ્યો છે. આ સર્વ લેખોમાં ક્યાંય પ્સામોતિકની કોઈ પદવી દર્શાવી નથી. આથી આ રાજકુલનો સ્થાપક એનો પુત્ર ચાષ્ટન હોવાનું સ્પષ્ટ થાય છે.

ચાષ્ટનના સિક્કાઓના અગ્રભાગ પર, ક્ષહરાત ક્ષત્રપ નહપાનના સિક્કાઓના અગ્રભાગ પર હોય છે તેમ રાજાનું દક્ષિણાભિમુખ ઉત્તરાંગ અને એને ફરતું ગ્રીક-રોમન લખાણ હોય છે. કેટલાક સિક્કાઓના પૃષ્ઠભાગ પર વચ્ચે ચંદ્ર અને સૂર્યનાં ચિહ્ન અને એને ફરતું બ્રાહ્મી લિપિમાં તથા સંભવતઃ ખરોષ્ઠી લિપિમાં પણ લખાણ હોય છે. પ્રાકૃત ભાષામાં લખેલા આ લખાણમાં 'રાજ્ઞ ક્ષત્રપ પ્સામોતિક- પુત્ર' એટલું સ્પષ્ટ વંચાય છે. બીજા કેટલાક સિક્કાઓના પૃષ્ઠભાગ પર વચ્ચે ત્રિકૂટ પર્વત, ઉપર ચંદ્ર, ડાબી બાજુએ ચંદ્ર, જમણી બાજુએ સૂર્ય અને નીચે નદી કે સમુદ્રનું ચિહ્ન નજરે પડે છે. એને ફરતા લખાણમાં બ્રાહ્મી તથા ખરોષ્ઠી લિપિમાં પ્રાકૃત લખાણ છે. વળી આ રાજાએ કેટલાક સિક્કા મહાક્ષત્રપ તરીકે પણ પડાવ્યા છે. ચાષ્ટનના સિક્કા ચાંદીના અને ગોળ છે. ને એના બીજા પ્રકારના સિક્કાઓ પર રાજાનું ઉત્તરાંગ અને પર્વતાદિ ચિહ્નો અપાયાં તે પદ્ધતિ પશ્ચિમી ક્ષત્રપ રાજાઓના સિક્કાઓમાં છેક સુધી ચાલુ રહી.[28]

ચાષ્ટનના પુત્ર જયદામાના ક્ષત્રપ તરીકેના સિક્કા મળ્યા છે ને મહાક્ષત્રપ તરીકેના મળ્યા નથી. યષ્ટિલેખોમાં રાજા સામોતિક-પુત્ર ચાષ્ટન અને રાજા જયદામ-પુત્ર રુદ્રદામાના સંયુક્ત શાસનનો નિર્દેશ આવે છે. ક્ષત્રપ વંશમાં મહાક્ષત્રપ અને ક્ષત્રપ બંને 'રાજા'નું બિરુદ ધરાવતા ને પોતાના નામે સિક્કા પડાવતા. એ પરથી એ રાજાઓમાં રાજા અને યુવરાજ જેવા નહિ પણ શ્રેયાન્ (senior) રાજા અને જ્યાયાન્ (junior) રાજાના સંયુક્ત શાસનની પદ્ધતિ પ્રવર્તતી હોવાનું માલૂમ પડે છે. રાજા ચાષ્ટન ક્ષત્રપમાંથી મહાક્ષત્રપ થયો ત્યારે શરૂઆતમાં એના સહાયક

ક્ષત્રપ તરીકે એનો પુત્ર જયદામા નિયુક્ત થયો ને એ મહાક્ષત્રપ થાય તે પહેલાં જયદામાનો પુત્ર રુદ્રદામા એ સ્થાને નિયુક્ત થયો એવું માલૂમ પડે છે. આ પરથી ક્ષત્રપ જયદામા મહાક્ષત્રપ થતાં પહેલાં અકાળ અવસાન પામ્યો લાગે છે.

કચ્છના અંધૌ ગામમાં વર્ષ 52ના ચાર યષ્ટિલેખ[29] પ્રાપ્ત થયા છે, જે રાજા ચાષ્ટન અને રાજા રુદ્રદામાના રાજ્યકાલના છે. આ યષ્ટિલેખો અમુક અમુક વ્યક્તિએ પોતાની ભગિની, ભ્રાતા, પત્ની અને પુત્રની યષ્ટિ કરાવ્યાનું નોંધે છે. થોડાં વર્ષ પર કચ્છમાં ચાષ્ટનના રાજ્યકાલના બીજા બે યષ્ટિલેખ પ્રકાશમાં આવ્યા છે. અંધૌમાંથી મળેલો લેખ[30] વર્ષ 11નો અને એ પછી દોલતપુરમાંથી મળેલો લેખ[31] વર્ષ 6નો છે. એમાંના પહેલા લેખમાં ચાષ્ટનને 'ક્ષત્રપ' કહ્યો છે, જ્યારે બીજા લેખમાં એનાં બિરુદોવાળો અંશ નષ્ટ થયો છે. આ સર્વ ઉલ્લેખો સંકલિત કરતાં માલૂમ પડે છે કે રાજા ચાષ્ટન આરંભિક કારકિર્દી(વર્ષ 6 અને 11)માં 'ક્ષત્રપ'નું બિરુદ ધરાવતો, ને આગળ જતાં (વર્ષ 52માં) એણે 'મહાક્ષત્રપ'નું બિરુદ ધારણ કર્યું.

## શક સંવત

અગાઉ એવું ધારવામાં આવેલું કે ચાષ્ટન કુષાણ રાજાઓનો ઉપરાજ હતો, શક સંવત કુષાણ સમ્રાટ કનિષ્ક 1લાએ શરૂ કરેલો ને પશ્ચિમી ક્ષત્રપોએ એ સંવત અપનાવેલો. પરંતુ અદ્યતન સાધનોના આધારે હવે એવું માલૂમ પડે છે કે કનિષ્ક યુએચી જાતિની કુષાણ શાખાનો હતો ને એનો રાજ્યકાલ ઈ.સ. 125 કે 144માં શરૂ થયેલો, આથી કનિષ્ક અને એના વંશજોના અભિલેખોમાં પ્રયોજાયેલો સંવત શક સંવતથી ભિન્ન હોવો જોઈએ. રાજા ચાષ્ટનના સમયના અભિલેખો પરથી માલૂમ પડે છે કે શક સંવત શક જાતિના રાજા ચાષ્ટનના રાજ્યકાલથી શરૂ થયો હોવો જોઈએ.[32] આ અનુસાર રાજા ચાષ્ટન શક સંવતનો પ્રવર્તક ગણાય. આ સંવત આગળ જતાં ભારતીય જ્યોતિષીઓનો માનીતો સંવત બન્યો ને સ્વતંત્ર ભારતના રાષ્ટ્રીય પંચાંગમાં પણ આ સંવત પસંદ કરાયો છે.

ચાષ્ટનના રાજ્યકાલના અનેક યષ્ટિલેખ કચ્છમાં મળ્યા છે ને તોલમાય-(તોલેમી)ની ભૂગોળમાં જણાવ્યા મુજબ એની રાજધાની ઉજ્જનમાં હતી. આ પરથી એનું રાજ્ય પશ્ચિમમાં કચ્છથી માંડીને પૂર્વમાં ઉજ્જન સુધી વિસ્તર્યું હોવાનું માલૂમ પડે છે. રાજા મહાક્ષત્રપ રુદ્રદામાના જૂનાગઢ શૈલલેખમાં એને આકર, અવન્તિ, અનૂપ, આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરુ, કચ્છ, સિન્ધુ, સૌવીર, કુકુર, અપરાન્ત અને નિષાદ વગેરે પ્રદેશોનો સ્વામી કહ્યો છે; બીજી બાજુ વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના નાસિક ગુફાલેખમાં ગૌતમીપુત્ર શાતકર્ણિને સુરાષ્ટ્ર, કુકુર, અપરાન્ત, અનૂપ, વિદર્ભ, આકર અને અવંતિનો રાજા કહ્યો છે. આ પરથી માલૂમ પડે છે કે ક્ષહરાત

રાજા નહપાન પાસેથી શાતકર્ણિએ પડાવી લીધેલા પ્રદેશોમાંના અનેક પ્રદેશ પ્રતાપી રાજા ચાષ્ટને એના પરાક્રમી પૌત્ર રુદ્રદામાની મદદથી પાછા મેળવ્યા હતા; માત્ર મહારાષ્ટ્રમાં રહેલા પ્રદેશ સાતવાહનોના કબજામાં ચાલુ રહ્યા હતા. આમ રાજા મહાક્ષત્રપ ચાષ્ટનના રાજ્યનો વિસ્તાર પશ્ચિમે કચ્છ-સુરાષ્ટ્રથી પૂર્વે આકર-અવંતિ (પૂર્વ-પશ્ચિમ માળવા) સુધી અને ઉત્તરે રાજસ્થાનથી માંડીને દક્ષિણે નર્મદાકાંઠા સુધી હોવાનું માલૂમ પડે છે.

ચાષ્ટનના સમયના જ્ઞાત અભિલેખોનાં વર્ષો પરથી એણે ઓછામાં ઓછું શક વર્ષ 1 (ઈ.સ. 78)થી વર્ષ 52 (ઈ.સ. 130) સુધી રાજ્ય કર્યું ગણાય. તોલમાયની ભૂગોળ (ઈ.સ. 140) પરથી એણે ઈ.સ. 140 સુધી રાજ્ય કર્યું હોવાનું પણ માલૂમ પડે છે.

ચાષ્ટનનો પુત્ર જયદામા 'રાજા', 'ક્ષત્રપ' અને 'સ્વામી' બિરુદ ધરાવતો. એના સિક્કા[33] તાંબાના અને ચોરસ છે. એના અગ્રભાગ પર દક્ષિણાભિમુખ વૃષભની તથા ત્રિશૂલ-પરશુની આકૃતિ દેખા દે છે ને એને ફરતો ગ્રીક-રોમન લેખ છે. અન્ય પ્રકારના એના સિક્કાઓમાં વૃષભને બદલે હાથીની આકૃતિ નજરે પડે છે. જયદામાના સિક્કાઓના પૃષ્ઠભાગ પર ષટ્કૂટ પર્વત, એની ટોચે ચંદ્ર, બે બાજુ ચંદ્ર અને સૂર્ય અને એને ફરતું બ્રાહ્મી લિપિમાં ને પ્રાકૃત ભાષામાં લખાણ (राज्ञो क्षत्रपस स्वामिजयदामस - રાજા ક્ષત્રપ સ્વામી જયદામાનો) હોય છે. જયદામાનો ક્ષત્રપ તરીકેનો રાજ્યકાલ ચાષ્ટનના રાજ્યકાલ દરમ્યાન ઈ.સ. 130ની પહેલાં પૂરો થયો હતો. એ ક્ષત્રપ હતો તે દરમ્યાન પિતાની હયાતીમાં અકાળ અવસાન પામ્યો લાગે છે.

રાજા ક્ષત્રપ જયદામાનો ઉત્તરાધિકાર એના પુત્ર રુદ્રદામા 1લાને પ્રાપ્ત થયો. શક વર્ષ 52(ઈ.સ. 130)માં એ રાજા ચાષ્ટનનો સહાયક હોઈ. ક્ષત્રપ-પદ ભોગવતો હશે. ક્ષત્રપ તરીકે તેણે પોતાના પિતામહ ચાષ્ટનને નહપાને ગુમાવેલા અનેક પ્રદેશ પાછા મેળવવામાં મહત્ત્વની મદદ કરી લાગે છે. રુદ્રદામાના બધા સિક્કા[34] ચાંદીના અને ગોળ છે. એના અગ્રભાગ પર રાજાનું ઉત્તરાંગ અને ગ્રીક-રોમન લખાણ છે; પૃષ્ઠભાગ પર ત્રિકૂટ પર્વત વગેરે ચિહ્નો અને બ્રાહ્મી લિપિમાં પ્રાકૃત ભાષામાં 'રાજા ક્ષત્રપ જયદામ-પુત્ર રાજા મહાક્ષત્રપ રુદ્રદામાનો' એવો અર્થ ધરાવતું લખાણ નજરે પડે છે. લખાણમાં કેટલીક વાર 'જયદામ-પુત્ર' અને કેટલીક વાર 'જયદામાના પુત્ર' એવા અર્થનો થોડો શાબ્દિક ફરક જોવામાં આવે છે. સિક્કાઓમાં વર્ષ આપવાની પ્રથા હજી શરૂ થઈ નહોતી.

ખાવડા(કચ્છ)ના યષ્ટિલેખમાં રુદ્રદામાને 'ક્ષત્રપ' કહ્યો છે; એનું વર્ષ પ્રાયઃ [6]2 હોવાનું માલૂમ પડે છે.[35] આ પરથી એના ક્ષત્રપકાલમાં શક વર્ષ 52થી 62નો સમાવેશ થતો હોવાનું સ્પષ્ટ છે.

જૂનાગઢ પાસે જે શૈલ (મહાશિલા)ની એક બાજુ પર મૌર્ય રાજા અશોકના ચૌદ ધર્મલેખ કોતરેલા છે તેની પશ્ચિમ બાજુ પર રાજા મહાક્ષત્રપ રુદ્રદામાનો લેખ કોતરેલો છે.[36] આ લેખ ગિરિનગરના સુદર્શન તળાવના નિર્માણ તથા પુનર્નિર્માણ વિશે મહત્ત્વની માહિતી પૂરી પાડે છે. એમાં જણાવ્યું છે કે આ જળાશય મૌર્ય રાજા ચંદ્રગુપ્તના રાષ્ટ્રિય વૈશ્ય પુષ્યગુપ્તે કરાવ્યું હતું ને અશોક મૌર્ય માટે યવનરાજ તુષાસ્ફે એને પ્રણાળીઓ (નહેરો) વડે અલંકૃત કર્યું હતું. લગભગ સાડા-ચારસો વર્ષ અગાઉ બનેલી આ અતીત ઘટનાઓની આટલી નક્કર વિગત ત્યારે જળવાઈ રહી હતી એ ઐતિહાસિક સાધનોની જાળવણીનું મહત્ત્વ દર્શાવે છે.

## ગિરિનગરનું સદર્શન તળાવ

રાજા મહાક્ષત્રપ સ્વામી ચાષ્ટનના પૌત્ર અને રાજા ક્ષત્રપ સ્વામી જયદામાના પુત્ર રાજા મહાક્ષત્રપ રુદ્રદામાના રાજયકાલમાં (શક સંવતના) વર્ષ 72-(ઈ.સ.150)ના માગસર વદ પડવાએ અતિવૃષ્ટિને લીધે સુવર્ણસિકતા, પલાશિની વગેરે નદીઓમાં ભારે પૂર આવ્યું, તેને લીધે આ જળાશયનો સેતુ (બંધ) તૂટી ગયો ને એ તળિયાઝાટક ખાલીખમ થઈ ગયું. એમાં પડેલું ગાબડું 420 હસ્ત લાંબું, એટલું જ પહોળું અને 75 હસ્ત ઊંડું હતું. આનર્ત-સુરાષ્ટ્રના પાલન અર્થે નિમાયેલા પહ્લવ કુલૈપ-પુત્ર અમાત્ય સુવિશાખે આ તૂટેલા સેતુને સમરાવવા માટે રાજાને પ્રસ્તાવ મોકલ્યો, પરંતુ મહાક્ષત્રપના મતિસચિવો તથા કર્મસચિવોએ બાકોરું મોટું હોવાથી તેમ જ પોતાને ઉત્સાહ ન હોવાથી એનો વિરોધ કર્યો. સેતુ પુનઃ બંધાશે નહિ એ નિરાશાથી પ્રજામાં હાહાકાર પ્રવર્ત્યો. ત્યારે રાજ્યપાલ સુવિશાખે સ્વામીનાં ધર્મ-કીર્તિ-યશની અભિવૃદ્ધિ કરવા માટે સેતુના સમારકામની યોજના પાર પાડી. મહાક્ષત્રપ રુદ્રદામાએ પૌર જન તથા જાનપદ જનને કર, વિષ્ટિ (વેઠ) કે પ્રણયક્રિયાઓ (ખુશીના ફાળાઓ) વડે કનડ્યા વિના પોતાના કોશમાંથી પુષ્કળ ધન કાઢીને બહુ વિલંબ વિના ત્રણગણો દઢ અને લાંબો-પહોળો સેતુ બંધાવીને, ખાલીખમ થતાં દુર્દર્શન થઈ ગયેલા સુદર્શન તળાવને વધુ સુદર્શન કરાવી દીધું.

આ સાંપ્રત પૂર્તકાર્યનું નિરૂપણ કરતા આ અભિલેખમાં મહાક્ષત્રપ રુદ્રદામાની પ્રશસ્તિ રુચિર કાવ્યમય ઉચ્ચ ગદ્યશૈલીમાં સંસ્કૃત ભાષામાં રચવામાં આવી છે. આ પ્રશસ્તિ રચનાર અજ્ઞાતનામા કવિ રાજધાની ઉજ્જનનો હોય કે વડામથક ગિરિનગરનો, એણે સંસ્કૃત સાહિત્યમાં જે ઉચ્ચ ગદ્યશૈલી દંડી, બાણ અને સુબન્ધુ દ્વારા ચારપાંચ શતક પછી વિકસવાની હતી તેવી કાવ્યમય શૈલીમાં આવી રુચિર રચના કરી તે સાહિત્યિક દૃષ્ટિએ મહત્ત્વનું પ્રદાન ગણાય. વળી આ પ્રશસ્તિમાં એણે સુદર્શનના સેતુના સમારકામની સાંપ્રત ઘટનાનું તેમજ એ જળાશયના નિર્માણના અતીત વૃત્તાંતનું જે આબેહૂબ નિરૂપણ કર્યું છે તે આપણને એ સમયનો

પ્રમાણિત વૃત્તાંત પૂરો પાડે છે. માગસર મહિનામાં માવઠું થાય, પણ આવી ભારે અતિવૃષ્ટિ થઈ. સેતુમાં મોટું ગાબડું પડ્યું ને જળાશય ખાલીખમ થયું. સેતુના સમારકામના પ્રસ્તાવને કેન્દ્ર સરકારે શરૂઆતમાં નામંજૂર કર્યો, પણ પ્રાંતીય રાજ્યપાલના આગ્રહથી એને આખરે મંજૂરી મળી. ને પ્રજા પર એ માટે કોઈ પ્રકારનો કર નાખ્યા વિના અને અતિદીર્ઘ કાલ વીતાવ્યા વિના સેતુ સુપેરે સમારાયો ને એ હતો તેના કરતાં વધુ મજબૂત બનાવાયો. દુર્દર્શન થઈ ગયેલું સુદર્શન તળાવ વધુ સુદર્શન બન્યું. વળી ચારસો–સાડી ચારસો વર્ષ પહેલાંના એના નિર્માણના વૃત્તાંતમાં તે તે સમયના રાજા ઉપરાંત તેના તેના રાજ્યપાલની વિગત પણ આપવામાં આવી છે.

એ ઉપરાંત આ પૂર્તકાર્ય-વૃત્તાંતની અંદર મહાક્ષત્રપ રુદ્રદામાની પ્રશસ્તિમાં એની રાજકીય તથા સાંસ્કૃતિક કારકિર્દી નિરૂપાઈ છે તે ઐતિહાસિક દૃષ્ટિએ અતિ મહત્ત્વની નીવડી છે.

રાજા મહાક્ષત્રપ રુદ્રદામા રાજા મહાક્ષત્રપ સ્વામી ચાષ્ટનનો પૌત્ર અને રાજા ક્ષત્રપ સ્વામી જયદામાનો પુત્ર હતો. એ આકર (પૂર્વ માળવા), અવંતિ (પશ્ચિમ માળવા), અનૂપ (માહિષ્મતી આસપાસનો નર્મદાકાંઠો), નીવૃત્ (નિમાડ), આનર્ત (ઉત્તર ગુજરાત), સુરાષ્ટ્ર (સૌરાષ્ટ્ર), શ્વભ્ર (સાબરકાંઠો), મરુ (મારવાડ), કચ્છ, સિન્ધુ (સિંધ), સૌવીર (નગરઠઠ્ઠા અને થર-પારકરનો પ્રદેશ), કુકુર (પૂર્વ રાજસ્થાન), અપરાન્ત (કોંકણ અથવા દક્ષિણ પંજાબ), નિષાદ (ડાંગ, વાંસદા, ધરમપુર, વાગડને સમાવતો ભીલ-પ્રદેશ) વગેરે પ્રદેશોનો પતિ હતો. એણે 'વીર' શબ્દથી છકી ગયેલા યૌધેયોનો પરાભવ કર્યો હતો. એણે દક્ષિણાપથના પતિ સાતકર્ણિને બે વાર હરાવીને નિકટના સંબંધને લીધે જીવતો જવા દીધો. આ સાતકર્ણિ પ્રાયઃ સાતવાહન વંશનો રાજા ગૌતમીપુત્ર શાતકર્ણિ હતો, જે રુદ્રદામાના જમાઈ વાસિષ્ઠીપુત્ર પુળુમાવિ-(શાતકર્ણિ)નો પિતા હતો. રુદ્રદામા ભ્રષ્ટ રાજાઓને પ્રતિષ્ઠિત કરતો હતો. એણે સ્વયં 'મહક્ષત્રપ' પદ પ્રાપ્ત કર્યું હતું. એણે રાજકન્યાઓના સ્વયંવરોમાં અનેક માળા પ્રાપ્ત કરી હતી. રુદ્રદામાએ અનેક રાજકન્યાઓ સાથે વિવાહ કર્યો હશે, પરંતુ એની વિગત ઉપલબ્ધ નથી.

રુદ્રદામા ગર્ભથી માંડીને રાજલક્ષ્મી ધારણ કરવાના ગુણ ધરાવતો હોઈ સર્વ વર્ણોએ પોતાના રક્ષણ માટે એને પતિ (સ્વામી) તરીકે પસંદ કર્યો હતો. એણે છેલ્લા શ્વાસ સુધી પુરુષ-વધ ન કરવાની પ્રતિજ્ઞા પાળી હતી. એમાં સંગ્રામોમાં કરાતા વધની છૂટ હતી. એ સામે આવેલા સમોવડિયા શત્રુઓને આયુધ આપતો ને પાસે આવી નમેલા શત્રુઓને આયુષ તથા શરણ દેતો. એના રાજ્યમાં દસ્યુ, રાની પ્રાણીઓ અને રોગ પ્રવર્તતા નહિ. સર્વ પ્રજા એના વીર્ય(પરાક્રમ)થી અર્જિત

થઈ એને અનુરક્ત રહેતી. એ ભારે ધર્માનુરાગી હતો. એણે શબ્દ-અર્થ-ગાન્ધર્વ-ન્યાય આદિ વિદ્યાઓના પારણ, ધારણ, વિજ્ઞાન અને પ્રયોગ દ્વારા વિપુલ કીર્તિ પ્રાપ્ત કરી હતી. એ અશ્વ, ગજ, રથ, ખડ્ગ, ઢાલ ઇત્યાદિ યુદ્ધક્રિયાઓમાં નિપુણ હતો. એ સદા-સર્વદા દાન માન વગેરે કરતો રહેતો. એ યોગ્ય રીતે પ્રાપ્ત બલિ, શુલ્ક અને ભાગ વડે રાજકોશને સોનું, રૂપું, રત્નમાણેક વગેરેથી ભરપૂર રાખતો. એ સ્ફુટ, લઘુ, મધુર, અલંકૃત ગદ્ય-પદ્ય કાવ્ય-રચનામાં પ્રવીણ હતો. એ પ્રમાણસર માપ, સ્વર, ગતિ, વર્ણ આદિ પરમ લક્ષણો ધરાવતી સુંદર આકૃતિ ધરાવતો. પ્રશસ્તિલેખમાં અતિશયોક્તિભર્યાં પ્રશંસા-પદ પ્રયોજાયા કરે એ સ્વાભાવિક છે, છતાં આ સર્વ પ્રશંસા-પદો પરથી મહાક્ષત્રપ રુદ્રદામાના અનેક શારીરિક તથા સાંસ્કૃતિક ગુણોની તથા એની અનેકવિધ સિદ્ધિઓની ઊંચી છાપ પડે છે.

રુદ્રદામાને દામય્સદ કે દામજદશ્રી અને રુદ્રસિંહ નામે બે પુત્ર હતા. દામજદશ્રી પિતાની હયાતીમાં ક્ષત્રપ હતો ને પિતાની હયાતી બાદ મહાક્ષત્રપ થયો હતો. એણે ક્ષત્રપ તરીકે તેમ જ મહાક્ષત્રપ તરીકે ચાંદીના સિક્કા[37] પડાવેલા, પરંતુ એમાં વર્ષસંખ્યા આપી નથી. એના કેટલાક સિક્કાઓ પર એનું નામ 'દામઘ્સદ' વંચાયું છે, તે ખરી રીતે 'દામય્સદ' છે. 'ય્સામોતિક'માં છે તેમ 'ય્સ' જોડાક્ષર જના અર્થમાં પ્રયોજાતો.

ક્ષત્રપ રાજાઓમાં ઉત્તરાધિકાર સામાન્ય રીતે ક્રમશઃ સર્વ પુત્રોને પ્રાપ્ત થતો, આથી યુવરાજ પછી એના અનુજ સત્તારૂઢ થતા હતા.

દામજદશ્રીનો ઉત્તરાધિકાર એના અનુજ (નાના ભાઈ) રુદ્રસિંહ 1લાને પ્રાપ્ત થયો. ચાષ્ટનના સમયથી સિક્કા-લેખોમાં રાજાના પિતાનું નામ પણ અપાતું, આથી રાજાઓની વંશાવલી બંધ બેસાડી શકાય છે. પરંતુ હજી સિક્કાનું વર્ષ અપાતું નહિ, તેથી શરૂઆતના રાજાઓની સાલવારી નક્કી કરવામાં મુશ્કેલી પડે છે. સિક્કા પર એનું વર્ષ આપવાની પ્રથા રાજા રુદ્રસિંહ 1લાએ શરૂ કરી. વર્ષની સંખ્યા અગ્રભાગ પર રાજાના ઉત્તરાંગની પાછળ અપાય છે (જુઓ આકૃતિ 2). હવે સિક્કા-લેખો પરથી રાજાઓની વંશાવલી ઉપરાંત સાલવારી ગોઠવવાનું મહત્ત્વનું સાધન પ્રાપ્ત થાય છે. વળી આ રાજાના સમયથી ક્ષત્રપ રાજાઓ પૂર્ણ ભારતીય નામ ધારણ કરતા થયા.

ક્ષત્રપ વંશના કેટલાક શિલાલેખોમાં રાજાઓની ટૂંકી વંશાવલી આપવામાં આવી છે, પરંતુ એમાં માત્ર પિતા, પિતામહ, પ્રપિતામહ વગેરે સીધા પૂર્વજોનાં જ નામ અપાતાં, તેઓના મોટા-નાના ભાઈઓનાં નામ અપાતાં નહિ. આથી આ વંશાવલીઓ પરથી સર્વ ઉત્તરાધિકારીઓની વિગત પ્રાપ્ત થતી નથી. ઊલટું રાજાઓના શાસનક્રમ વિશે શંકાઓ ઉપસ્થિત થાય છે. વળી વર્ષ-સંખ્યાના વાચનમાં ભૂલો થઈ હોય, તો કેટલાક રાજાઓના ઉત્તરાધિકાર અને શાસનકાલ વિશે ગૂંચવાડા ઊભા થાય છે.

રુદ્રસિંહ 1લાના સિક્કાઓ[38] પર વર્ષ 101થી 120 વંચાયાં છે ને એમાં એ ક્યારેક 'ક્ષત્રપ' અને ક્યારેક 'મહાક્ષત્રપ' હોવાનું વંચાયું છે. આ વાચન પરથી એ ક્યાં સુધી ક્ષત્રપ હતો ને ક્યારથી મહાક્ષત્રપ થયો એ અંગે ઘણો ગૂંચવાડો થાય છે. વર્ષ 101, 102 અને 103માં એ ક્ષત્રપ હોય ને વર્ષ 103થી 119 સુધી મહાક્ષત્રપ હોય એ વધુ સંભવિત છે. વર્ષ 101, 102 અને પ્રાયઃ 109થી 112ના વાચનમાં વર્ષની સંખ્યાના કે રાજાના બિરુદના વાચનમાં કંઈ ભૂલો રહી લાગે છે. વળી જે વર્ષોના એના ક્ષત્રપ તરીકેના સિક્કા મળ્યા છે તે સમયના કોઈ મહાક્ષત્રપના સિક્કા મળ્યા નથી; ને એવી રીતે જે વર્ષોના એના મહાક્ષત્રપ તરીકેના સિક્કા પ્રાપ્ત થયા છે તે દરમ્યાનના અન્ય કોઈ રાજાના ક્ષત્રપ તરીકેના સિક્કા ઉપલબ્ધ નથી. આથી રુદ્રસિંહના સિક્કાઓ પરનાં લખાણોના વાંચનમાં રહેલી ક્ષતિઓએ એના ક્ષત્રપ તરીકેના તથા મહાક્ષત્રપ તરીકેના શાસનકાલ નક્કી કરવામાં ઘણો ગૂંચવાડો ઊભો કર્યો છે.[39]

રુદ્રસિંહ 1લાના સિક્કા સામાન્યતઃ ચાંદીના છે. થોડાક સિક્કા મિશ્રધાતુના છે. એના અગ્રભાગ પર વૃષભની આકૃતિ, વર્ષ-સંખ્યા અને ગ્રીક-રોમન અક્ષરોમાં લખાણ હોય છે; પૃષ્ઠભાગ પર પર્વતાદિ પ્રતીકો તથા રાજા મહાક્ષત્રપ રુદ્રસિંહના નામનું બ્રાહ્મી લિપિમાં લખાણ હોય છે.

રુદ્રસિંહના સમયના ચાર શિલાલેખ મળ્યા છે. શક વર્ષ 103ના ગુંદા શિલાલેખમાં[40] રાજા ક્ષત્રપ સ્વામી રુદ્રસિંહના સમયમાં આભીર સેનાપતિ રુદ્રભૂતિએ રસોપદ્રિય ગામમાં વાવ કરાવી અને બંધાવી હોવાનું જણાવ્યું છે. મેવાસા શિલાલેખમાં[41] વર્ષ 103 અને કોઈ 'રાજા મહાક્ષત્રપ'નું નામ વંચાય છે. વાંઢ શિલાલેખ (શક વર્ષ 110)[42] અને અંધૌ શિલાલેખ (શક વર્ષ 114)માં[43] રાજા મહાક્ષત્રપ સ્વામી રુદ્રસિંહનો નિર્દેશ આવે છે. જૂનાગઢની બાવા પ્યારા ગુફામાં રહેલો ખંડિત શિલાલેખ[44] જેમાં ચાષ્ટન અને જયદામાનાં નામ આપેલાં છે ને જેમાં 'કેવલિજ્ઞાન'નો નિર્દેશ છે તેમાં જયદામાના પૌત્રનું નામ ઉપલબ્ધ નથી, તે પ્રાયઃ રુદ્રસિંહના સમયનો છે.

રુદ્રસિંહ 1લાને ત્રણ પુત્ર હતા, પરંતુ એનો ઉત્તરાધિકાર એના મોટા ભાઈ દામજદશ્રી 1લાના નાના પુત્ર જીવદામાને પ્રાપ્ત થયો. એ પહેલાં એના અગ્રજ સત્યદામાએ ક્ષત્રપ તરીકે સિક્કા પડાવેલા.[45] આ સિક્કા એણે કાકા મહાક્ષત્રપ રુદ્રસિંહ 1લાના મદદનીશ તરીકે પડાવ્યા લાગે છે.

જીવદામા દામજદશ્રી 1લાનો નાનો પુત્ર હતો. એ શક વર્ષ 119માં રુદ્રસિંહ-1લાનો ઉત્તરાધિકારી થયો. એણે વર્ષ 119 અને 120માં મહાક્ષત્રપ તરીકે ચાંદીના સિક્કા પડાવ્યા.[46] એના મિશ્રધાતુના સિક્કા અગ્રભાગ પર વૃષભનું ચિહ્ન ધરાવે છે.[47]

જીવદામા પછી રુદ્રસિંહ 1લાના પરિવારને સત્તા સાંપડી. રુદ્રસિંહને ત્રણ પુત્ર હતા – રુદ્રસેન, સંઘદામા અને દામસેન.

રુદ્રસેન 1લાના મહાક્ષત્રપ તરીકેના સિક્કા શક વર્ષ 124(ઈ.સ. 202)થી 144 (ઈ.સ. 222) સુધીના, લગભગ પ્રત્યેક વર્ષના, પ્રાપ્ત થયા છે. એ અગાઉ એ ક્ષત્રપ હતો ત્યારે તેણે પડાવેલા સિક્કા શક વર્ષ 120 અને 121ના તેમજ સંભવતઃ વર્ષ 122ના છે. વળી મિશ્રધાતુના ગજની આકૃતિ ધરાવતા વર્ષ 131, 133 અને 135ના, રાજાના નામને લગતા લખાણ વિનાના સિક્કા પણ આ રાજાના ગણાય.[48] એના બે શિલાલેખ મળ્યા છે. મૂલવાસર(જિ. જામનગર)નો લેખ[49] શક વર્ષ 122(ઈ.સ. 200)નો અને ગઢા(જિ. રાજકોટ)નો[50] શક વર્ષ 127 (ઈ.સ. 205) કે 126નો છે. બંને લેખોમાં એનો મહાક્ષત્રપ તરીકે નિર્દેશ કરાયો છે. વળી જૂનાગઢ પાસે આવેલા ઈંટવાના ઉત્ખનનમાં મહારાજ રુદ્રસેન-વિહારનું મુદ્રાંક પ્રાપ્ત થયું છે, તે પરથી રાજા રુદ્રસેને ત્યાં બૌદ્ધ વિહાર કરાવ્યાનું માલૂમ પડે છે. વૈશાલીમાં મહાદેવી પ્રભુદામાનું એવું મુદ્રાંક પ્રાપ્ત થયું છે, તેમાં એને રાજા મહાક્ષત્રપ સ્વામી રુદ્રસિંહની પુત્રી અને રાજા મહાક્ષત્રપ સ્વામી રુદ્રસેનની ભગિની જણાવી છે.[51] રુદ્રસેન 1લો મહાક્ષત્રપ હતો તે કાલના કોઈએ ક્ષત્રપ તરીકે પડાવેલા સિક્કા ઉપલબ્ધ થયા નથી. ગઢા શિલાલેખમાં રાજા મહાક્ષત્રપ ચાષ્ટનથી માંડીને રાજા મહાક્ષત્રપ રુદ્રસેન સુધીના સીધા વંશજોનાં સળંગ નામ આપવામાં આવ્યાં છે. આ નામોની સાથે 'રાજા', 'મહાક્ષત્રપ' (કે 'ક્ષત્રપ') અને 'સ્વામી' ઉપરાંત 'ભદ્રમુખ' બિરુદ પણ આપેલું છે.

રુદ્રસેન 1લાને બે પુત્ર હતા – પૃથિવીષેણ અને દામજદશ્રી. પૃથિવીષેણે ક્ષત્રપ તરીકે શક વર્ષ 144માં સિક્કા પડાવેલા.[52] એ ત્યારે પ્રાયઃ પિતાનો મદદનીશ બન્યો હશે.

પરંતુ મહાક્ષત્રપ તરીકે રુદ્રસેન 1લાનો ઉત્તરાધિકાર એના અનુજ સંઘદામાને પ્રાપ્ત થયો. સંભવ છે કે રુદ્રસેનનો પુત્ર પૃથિવીષેણ ત્યારે હયાત ન હોય. રાજા મહાક્ષત્રપ સંઘદામાના સિક્કા માત્ર વર્ષ 144 અને 145ના છે.[53] આથી એ રાજસત્તા પામ્યા પછી લાંબો સમય હયાત નહિ હોય. સંઘદામા પછી એનો અનુજ દામસેન મહાક્ષત્રપ થયો. એના સિક્કા વર્ષ 145(ઈ.સ. 223)થી 158 (ઈ.સ. 236)ના મળ્યા છે.[54] આ પરથી એણે તેરેક વર્ષ રાજ્ય કર્યું લાગે છે. આ દરમ્યાન રુદ્રસેન 1લાના નાના પુત્ર દામજદશ્રી 2જાએ ક્ષત્રપ તરીકે વર્ષ 154 અને 155માં અને દામસેનના જ્યેષ્ઠ પુત્ર વીરદામાએ ક્ષત્રપ તરીકે વર્ષ 156થી સિક્કા પડાવેલા.[55] વીરદામાના સિક્કા વર્ષ 160 સુધીના છે ને વર્ષ 160-161ના સિક્કા મહાક્ષત્રપ તરીકે એના અનુજ યશોદામાએ પડાવેલા. આ

પરથી લાગે છે કે પ્રાયઃ દામસેન શક વર્ષ 160 (ઈ.સ. 238) સુધી હયાત હશે ને વીરદામા એ વર્ષે અવસાન પામ્યો હશે એવું ફલિત થાય છે. વળી એ વર્ષે દામસેનનો પુત્ર યશોદામા તરતજ ક્ષત્રપ તરીકેનો અધિકાર પામ્યો હતો એવું એના સિક્કાઓ સૂચવે છે.[56] રાજા મહાક્ષત્રપ યશોદામા 1લાએ વર્ષ 160થી 161માં, એના અનુજ રાજા મહાક્ષત્રપ વિજયસેને વર્ષ 161થી 172માં અને એના અનુજ રાજા મહાક્ષત્રપ દામજદશ્રી 3જાએ વર્ષ 172થી 177માં સિક્કા પડાવ્યા છે.[57]

દામજદશ્રી 3 જાની પછી એના જ્યેષ્ઠ બંધુ વીરદામાનો પુત્ર રુદ્રસેન 2જો મહાક્ષત્રપ થયો. એના સિક્કા વર્ષ 177(ઈ.સ. 255)થી 199 (277)ના પ્રાપ્ત થયા છે.[58] એના ઉત્તરાધિકારીના સિક્કાઓ પરના વર્ષ પરથી રુદ્રસેને શક વર્ષ 200 (ઈ.સ. 278) સુધી અર્થાત્ તેવીસેક વર્ષ જેટલો લાંબો સમય રાજ્ય ભોગવ્યું લાગે છે. એના આ દીર્ઘ રાજ્યકાલના ઉત્તરભાગમાં એનો પુત્ર વિશ્વસિંહ વર્ષ 190થી 200 સુધી ક્ષત્રપ તરીકે એને રાજવહીવટમાં મદદ કરતો હતો.[59]

રુદ્રસિંહ 2જાનો પુત્ર વિશ્વસિંહ વર્ષ 200માં મહાક્ષત્રપ થયો ને એના અનુજ ભર્તૃદામાએ ક્ષત્રપ તરીકેની જવાબદારી સંભાળી એવું તેઓના સિક્કાઓ પરથી માલૂમ પડે છે. વિશ્વસિંહ વર્ષ 204 (ઈ.સ. 282) સુધી મહાક્ષત્રપ રહ્યો હોવાનું જણાય છે.[60]

રાજા ભર્તૃદામાએ ક્ષત્રપ તરીકે વર્ષ 200થી 204 સુધી ને મહાક્ષત્રપ તરીકે વર્ષ 204(ઈ.સ. 282)થી ઓછામાં ઓછું વર્ષ 221 (ઈ.સ. 299) સુધી સત્તા ભોગવી લાગે છે. એના મહાક્ષત્રપ-કાલ દરમ્યાન એના પુત્ર વિશ્વસેને વર્ષ 205થી 226 સુધી ક્ષત્રપ તરીકે સિક્કા પડાવેલા એ પરથી સૂચિત થાય છે કે રાજા ભર્તૃદામાએ વર્ષ 221 પછી વર્ષ 226 (ઈ.સ. 304) સુધી મહાક્ષત્રપ તરીકે રાજ્ય કર્યું હશે.[61]

ભર્તૃદામાના પુત્ર વિશ્વસેને આ દરમ્યાન વર્ષ 205થી 226 સુધી ક્ષત્રપ-પદ ભોગવ્યું.[62] એ પછી પશ્ચિમી ક્ષત્રપોની રાજસત્તાનો ઉત્તરાધિકાર કોઈ ત્રીજા રાજકુલમાં ચાલ્યો ગયો.

પશ્ચિમી ક્ષત્રપોનાં રાજકુલોમાં આ લાંબામાં લાંબું રાજકુલ છે. એમાં રાજાઓની દસ પેઢીના નાના-મોટા કુલ 20 રાજા થયા, જેઓએ એકંદરે સળંગ 226 વર્ષ રાજ્ય ભોગવ્યું, એમાં 14 મહાક્ષત્રપ હતા.

## કાર્દમક કુલના ક્ષત્રપ રાજાઓની વંશાવલી




નોંધ : રાજાઓના ક્રમાંક મહાક્ષત્રપ તરીકેના છે. આપેલી વર્ષ-સંખ્યાઓ જ્ઞાત વર્ષોની છે, જે શક સંવતનાં છે.

## ત્રીજું રાજકુલ

શક વર્ષ 226 (ઈ.સ. 304)થી 254 (ઈ.સ. 332) સુધીના ગાળામાં એક ત્રીજું રાજકુલ સત્તારૂઢ થયું. એમાં બે રાજા થયા – રુદ્રસિંહ 2જો અને યશોદામા 2જો. તેઓ 'રાજા' અને 'ક્ષત્રપ' બિરુદ ધરાવતા. આ સમયગાળામાં 'મહાક્ષત્રપ'નું પદ પ્રચલિત નહોતું.

રુદ્રસિંહ 2જાના પિતા સ્વામી જીવદામા હતા. એમના નામ આગળ કોઈ રાજબિરુદ પ્રયોજાયું નથી. આ કુલના ત્રણેય પુરુષોનાં નામ ક્ષત્રપ કુલનાં છે, પરંતુ આ રાજકુલના આદ્ય પુરુષ જીવદામાને કાર્દમક કુલના રાજા મહાક્ષત્રપ ભર્તૃદામા કે રાજા ક્ષત્રપ વિશ્વસેન સાથે કંઈ સંબંધ હોય તો તે જાણવા મળ્યું નથી.

રાજા ક્ષત્રપ રુદ્રસિંહ 2જાના રાજ્યકાલનો એક શિલાલેખ[62-અ] જૂનાગઢની બાવાપ્યારા ગુફાના ઉત્ખનનમાં સાંપડેલો. એ શક વર્ષ 228નો છે.

રાજા ક્ષત્રપ રુદ્રસિંહ 2જાએ ક્ષત્રપ તરીકે (શક) વર્ષ 226(ઈ.સ. 304)થી 237(ઈ.સ. 315)માં ચાંદીના સિક્કા પડાવેલાં[63]; ને એના પુત્ર યશોદામા 2જાએ ક્ષત્રપ તરીકે (શક) વર્ષ 237(ઈ.સ. 315)થી 254 (ઈ.સ. 332) સુધી પડાવેલા સિક્કા[64] પ્રાપ્ત થયા છે. એ પરથી આ રાજકુલે ઓછામાં ઓછાં 28 વર્ષ (ઈ.સ. 304થી 332) ક્ષત્રપ તરીકે શાસન કર્યું લાગે છે. પરંતુ આ કાલ દરમ્યાન કોઈ રાજા 'મહાક્ષત્રપ' બિરુદ ધરાવતો નહિ. એ પરથી આ રાજાઓની સત્તા કંઈ નબળી પડી લાગે છે. યશોદામાના ઉત્તરાધિકારીનો રાજ્યકાલ અજ્ઞાત હોઈ, આ રાજકુલના શાસનની ઉત્તરમર્યાદા નક્કી કરવી મુશ્કેલ છે.

## ચોથું રાજકુલ

આ રાજકુલમાં પણ માત્ર બે રાજા થયા – રુદ્રદામા 2જો અને રુદ્રસેન 3જો. આ સમયથી સર્વ ક્ષત્રપ રાજાઓ 'રાજા મહાક્ષત્રપ' બિરુદ ધરાવે છે એટલું જ નહિ, એ ઉપરાંત 'સ્વામી' બિરુદ પણ ધારણ કરે છે. હવે ક્ષત્રપપદ લુપ્ત થઈ ગયું.

રાજા મહાક્ષત્રપ રુદ્રદામા 2જાના કોઈ સિક્કા ઉપલબ્ધ નથી. પરંતુ એના ઉત્તરાધિકારી રુદ્રસેન 3જાના સિક્કાઓ પરના લખાણમાં એને 'રાજા મહાક્ષત્રપ સ્વામી' તરીકે ઓળખાવ્યો છે.

કાર્દમક કુલના રાજા મહાક્ષત્રપ ભર્તૃદામાનું છેલ્લું જ્ઞાત વર્ષ 221 છે, પછી ત્રીજા રાજકુલના શાસન દરમ્યાન વર્ષ 226થી 254 સુધી 'મહાક્ષત્રપ' પદ લુપ્ત રહ્યું. એ પછી રુદ્રદામા 2જાના પુત્ર રુદ્રસેન 3જાના મહાક્ષત્રપ તરીકેના સિક્કા વર્ષ 270થી શરૂ થતાં વર્ષોના મળે છે. આ પરથી રુદ્રદામા 2જાનો મહાક્ષત્રપ

તરીકેનો રાજ્યકાલ શક વર્ષ 254(ઈ.સ. 332)થી 270(ઈ.સ. 348)ના સમયગાળાની અંતર્ગત ગણાય.

સ્વામી રુદ્રદામા 2જાના પુત્ર સ્વામી રુદ્રસેન 3જાના સિક્કા વિપુલ સંખ્યામાં પ્રાપ્ત થયા છે.[65] પશ્ચિમી ક્ષત્રપ રાજાઓના સિક્કાઓમાં સહુથી વધુ સંખ્યા રુદ્રસેન 3જાના સિક્કા ધરાવે છે. એના ચાંદીના સિક્કા વર્ષ 270(ઈ.સ. 348)થી 302 (ઈ.સ. 380)ના છે. એના પૃષ્ઠભાગ પરનું લખાણ 'રાજા મહાક્ષત્રપ સ્વામી રુદ્રદામા-પુત્ર રાજા મહાક્ષત્રપ સ્વામી રુદ્રસેનનો' એવો અર્થ ધરાવે છે. આ રાજાના સીસાના સિક્કા પણ મળ્યા છે. એ ચોરસ છે. એના અગ્રભાગ પર વૃષભની આકૃતિ અંકિત કરેલી છે, જ્યારે પૃષ્ઠભાગ પર પર્વતાદિ ચિહ્નો તથા વર્ષ-સંખ્યા (280 થી 294) નજરે પડે છે. એના ઉત્તરાધિકારીના સિક્કાઓ પરનાં વર્ષ 304થી શરૂ થાય છે, આથી એણે લગભગ વર્ષ 303 (ઈ.સ. 381) સુધી અર્થાત્ તેત્રીસેક વર્ષ જેટલો લાંબો સમય રાજ્ય કર્યું જણાય છે. દેવની મોરીના બૌદ્ધ સ્તૂપના અસ્થિપાત્ર પરના શિલાલેખ(ઈ.સ. 375)માં નિર્દિષ્ટ રાજા શ્રીરુદ્રસેન આ રાજા રુદ્રસેન 3જો હોવાનું માલૂમ પડે છે.[66] પશ્ચિમી ક્ષત્રપ રાજાઓમાં એ પ્રાયઃ છેલ્લો પ્રભાવશાળી રાજા હતો. એને અનુજ કે પુત્ર નહિ હોય, તેથી એનો ઉત્તરાધિકાર એના ભાણેજને પ્રાપ્ત થાય છે.

## પાંચમું રાજકુલ

આ રાજકુલમાં પણ બે જ રાજા થયા. એમાંનો પહેલો હતો સ્વામી સિંહસેન, જે રાજા મહાક્ષત્રપ સ્વામી રુદ્રસેન 3જાનો ભાણેજ (બહેનનો પુત્ર) થતો હતો. સિક્કાઓ પરના લખાણમાં એ પોતાના નામની પહેલાં પોતાના પિતાનું નહિ પણ પોતાના મામાનું નામ આપે છે. એ સૂચક ગણાય. એ 'રાજા', 'મહાક્ષત્રપ' અને 'સ્વામી' બિરુદ ધરાવતો. એને રાજસત્તા મામા રુદ્રસેન 3જાના વારસદાર તરીકે પ્રાપ્ત થઈ હતી એ સ્પષ્ટ છે. એના પિતાનું નામ જાણવા મળ્યું નથી. એના સિક્કા વર્ષ 304થી 306ના મળ્યા છે.[67] એણે પ્રાયઃ વર્ષ 303(ઈ.સ. 381)થી 306 (ઈ.સ. 384) સુધી રાજ્ય કર્યું.

સ્વામી સિંહસેનના પુત્ર સ્વામી રુદ્રસેન 4થાનો હજી એક જ સિક્કો પ્રાપ્ત થયો છે.[68] એના અગ્રભાગ પર વર્ષની સંખ્યા અવાચ્ય છે. પૃષ્ઠભાગ પરના લખાણમાં એના નામના પ્રથમ બે અક્ષર 'રુદ્ર' પણ સ્પષ્ટ નથી. આ રાજાએ વર્ષ 306-310ના ગાળાના પૂર્વભાગમાં બે-એક વર્ષ રાજ્ય કર્યું લાગે છે.

## છઠ્ઠું રાજકુલ

પશ્ચિમી ક્ષત્રપોનું આ છેલ્લું જ્ઞાત રાજકુલ છે. સ્વામી રુદ્રસિંહ 3જાના

સિક્કાઓ પરથી જાણવા મળે છે કે એ રાજા મહાક્ષત્રપ સ્વામી સત્યસિંહનો પુત્ર હતો. સત્યસિંહના કોઈ સિક્કા પ્રાપ્ત થયા નથી. એને પાંચમા રાજકુલના રાજા સિંહસેન કે રુદ્રસેન 4થા સાથે કંઈ સંબંધ હોય, તો તે જાણવા મળતું નથી. આ રાજાએ શક વર્ષ 306-310ના ગાળાના ઉત્તર ભાગમાં બે-એક વર્ષ રાજ્ય કર્યું જણાય છે.

સ્વામી સત્યસિંહનો પુત્ર સ્વામી રુદ્રસિંહ 3જો પશ્ચિમી ક્ષત્રપ રાજાઓમાં છેલ્લો જ્ઞાત રાજા છે. એના વર્ષ 310, 312 અને 320ના સિક્કા મળ્યા છે.[69] એમાં એને 'રાજા મહાક્ષત્રપ સ્વામી' તરીકે ઓળખાવ્યો છે. પશ્ચિમી ક્ષત્રપોના રાજ્યનો અંત રાજા રુદ્રસિંહ 3જાના સમયમાં આવ્યો લાગે છે. માળવા અને રાજસ્થાન પરની સત્તા પશ્ચિમી ક્ષત્રપ રાજાઓએ શક વર્ષ 301(ઈ.સ. 379)ના અરસામાં ગુમાવી દીધેલી ને પછી મગધના રાજા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે ત્યાં પોતાનું શાસન પ્રવર્તાવ્યું. પરંતુ ગુજરાતમાં ક્ષત્રપ સત્તા શક વર્ષ 320 (ઈ.સ. 398) સુધી ચાલુ રહી હતી. સાણંદ(જિ. અમદાવાદ)માંથી મળેલા સિક્કા-નિધિ[70] પરથી માલૂમ પડે છે કે ગુજરાતમાં ક્ષત્રપોના શાસન અને મગધના કુમારગુપ્ત 1લાના શાસનની વચ્ચે શર્વ ભટ્ટારક નામે રાજાનું શાસન પ્રવર્ત્યું હતું. આ ઘટના ઈ.સ. 398ના અરસામાં બની ગણાય. આમ પશ્ચિમી ક્ષત્રપ રાજાઓએ ગુજરાતમાં 375થી વધુ વર્ષ રાજ્ય કર્યું.

## રાજા મહાક્ષત્રપ ઈશ્વરદત્ત

ગુજરાત, રાજસ્થાન, મધ્ય પ્રદેશ, મહારાષ્ટ્ર અને આંધ્રપ્રદેશમાંથી રાજા મહાક્ષત્રપ ઈશ્વરદત્તના ચાંદીના સિક્કા પ્રાપ્ત થયા છે.[71] આ સિક્કા સંખ્યામાં થોડા છે, પરંતુ પશ્ચિમી ક્ષત્રપોના સંદર્ભમાં નોંધપાત્ર છે. આ સિક્કા ક્ષત્રપ સિક્કા જેવા જ છે. એના અગ્રભાગ પર વચ્ચે રાજાનું દક્ષિણાભિમુખ ઉત્તરાંગ અને એની આસપાસ ગ્રીક-રોમન અક્ષરો છે. વળી મસ્તકની પાછળ વર્ષની સંખ્યા આંકડામાં આપી છે. પૃષ્ઠભાગ પર પર્વત, ચંદ્ર, સૂર્ય, નદી કે સમુદ્ર જેવાં ચિહ્ન અને એને ફરતા લખાણમાં રાજાનું બિરુદો સાથેનું નામ તેમ જ શબ્દમાં વર્ષની સંખ્યા દર્શાવી છે. લખાણમાં 'રાજા' અને 'મહાક્ષત્રપ' બિરુદ આપ્યાં છે, પરંતુ ઈશ્વરદત્તના પિતાનું નામ જણાવ્યું નથી. આ બધા સિક્કા માત્ર વર્ષ 1 અને 2ના જ છે. આ સંખ્યા શક સંવતનાં વર્ષોની નહિ, પણ ઈશ્વરદત્તના રાજ્યકાલનાં વર્ષોની છે એ સ્પષ્ટ છે. ઈશ્વરદત્ત શક જાતિના ક્ષત્રપ રાજાઓના કોઈ કુલનો હોય એ સંભવિત નથી. એ પ્રાયઃ આભીર જાતિનો હતો એ વધુ સંભવિત છે. નાસિકના એક અભિલેખમાં ઈશ્વરસેન નામે આભીર રાજાનો નિર્દેશ છે ને એમાં એના રાજ્યકાલનું વર્ષ આપેલું છે એ પરથી આ સંભવને સમર્થન મળે છે.

ઈશ્વરદત્તે વર્ષ શક સંવતનાં નહિ, પણ રાજ્યકાલનાં આપ્યાં છે ને એનાં ઉપલબ્ધ વર્ષો માત્ર 1 અને 2ની જ સંખ્યા ધરાવે છે. આથી ઈશ્વરદત્તનો રાજ્યકાલ નિશ્ચિત કરવો મુશ્કેલ છે. એના સિક્કા ક્ષત્રપ સિક્કાની ઢબના હોઈ ઈશ્વરદત્તના રાજ્યકાલને પશ્ચિમી ક્ષત્રપોનાં છ રાજકુલોના કોઈ રાજ્યકાલની અંદર ગોઠવવો પડે. ક્ષત્રપ રાજાઓના રાજ્યકાલનાં જ્ઞાત વર્ષોમાં બે વર્ષ જેટલો ટૂંકો ગાળો તો અનેક જગ્યાએ પડે એ સ્વાભાવિક છે. ઈશ્વરદત્તના રાજ્યકાલને ક્ષત્રપ રાજાઓના જ્ઞાત ખાલી ગાળામાં ગોઠવવા માટે અનેક વિદ્વાનોએ જુદી જુદી કલ્પના રજૂ કરી છે ને તે તે સમયના જ્ઞાત ખાલી ગાળાઓ દરમ્યાનનાં વર્ષોના સિક્કા પછી ઉપલબ્ધ થતાં પોતાનાં સૂચનોમાં ફેરફાર પણ કર્યા છે. આ ભિન્ન ભિન્ન કલ્પનાઓ અનુસાર ઈશ્વરદત્તના રાજ્યકાલને શક વર્ષ 170-171, 159-160, 110-113 અને 274-283ના ખાલી ગાળાઓમાં મૂકવાનું સૂચવાયું છે.[72] જૂનાગઢમાંથી મળેલા 520 ક્ષત્રપ સિક્કાઓના નિધિમાં કાર્દમક કુલના રાજા રુદ્રસેન 1લાથી ભર્તૃદામા સુધીના સિક્કાઓનો સમાવેશ થાય છે, પણ એમાં ઈશ્વરદત્તનો એકેય સિક્કો રહેલો નથી એ પરથી ઈશ્વરદત્તના રાજ્યકાલને શક વર્ષ 221 (ઈ.સ. 298) પછી ગણવાનું સૂચવાયું છે. હાલ શક વર્ષ 255થી 269ના કોઈ ક્ષત્રપ સિક્કા મળ્યા નથી એ પરથી ઈશ્વરદત્તના શાસનકાલને એ ગાળા દરમ્યાન મૂકવાનું સૂચન કરાયું છે એ ઘણું સંભવિત છે.[73]

## રાજ્યતંત્ર

ક્ષત્રપ રાજ્યનો વિસ્તાર ઘણો હતો. ક્ષહરાત ક્ષત્રપ રાજાઓના રાજ્યમાં ગુજરાત અને માળવા ઉપરાંત રાજસ્થાન અને મહારાષ્ટ્રનો સમાવેશ થતો. દખ્ખણના સાતવાહનોએ આ પ્રદેશ જીતી લીધા ત્યારે કાર્દમક કુલના રાજા ચાષ્ટન અને રુદ્રદામાએ એમાંના ઘણાખરા પ્રદેશ પાછા મેળવ્યા, પરંતુ દક્ષિણમાં ક્ષત્રપ રાજ્યનો વિસ્તાર નર્મદા નદી સુધી સીમિત રહ્યો.

રાજ્યનો વહીવટ મહાક્ષત્રપ કરતો ને ક્ષત્રપ એમાં એને મદદ કરતો. એ બંને 'રાજા' કહેવાતા ને પોતાના નામે સિક્કા પડાવતા. રાજામાં શારીરિક, બૌદ્ધિક, વહીવટી અને સાંસ્કૃતિક દૃષ્ટિએ કેવા વિવિધ આદર્શ ગુણ અપેક્ષિત હતા તેનું વિશદ નિરૂપણ મહાક્ષત્રપ રુદ્રદામાની પ્રશસ્તિમાં કરાયું છે. રાજસત્તાના ઉત્તરાધિકાર અંગે ક્ષત્રપ રાજાઓમાં અવનવી પ્રથા પ્રચલિત હતી. એ ઉત્તરાધિકાર સામાન્ય રીતે રાજાના અનુજને મળતો, અનુજોનો ક્રમ પૂરો થયા પછી એ અધિકાર વળી જ્યેષ્ઠ અગ્રજના જ્યેષ્ઠ પુત્રને મળતો ને પછી એ અનુજક્રમ અનુસાર આગળ વધતો. દરેક રાજા 'રાજા' ઉપરાંત 'ક્ષત્રપ' કે 'મહાક્ષત્રપ' બિરુદ ધારણ કરતો. કેટલાક રાજા એ ઉપરાંત 'સ્વામી' અને 'ભદ્રમુખ' જેવાં બિરુદ પણ ધારણ કરતા.

ક્ષત્રપોના અભિલેખોમાં વહીવટી અધિકારીઓમાં અમાત્યોની તેમ જ મતિસચિવો અને કર્મસચિવોનો નિર્દેશ આવે છે. આનર્ત-સુરાષ્ટ્રનું એક સંયુક્ત વહીવટી એકમ ગણાતું. રાજ્યમાં 'રાષ્ટ્ર' અને 'આહાર' નામે મોટા વહીવટી વિભાગ હતા.

ક્ષત્રપ કાલમાં ચાંદીના સામાન્ય સિક્કાને 'કાર્ષાપણ' કહેતા. કાર્ષાપણ એટલે કર્ષ(બહેડા)ના તોલનો અર્થાત્ 32 રતી-ભારનો 'પણ'. સોનાના સિક્કાને 'સુવર્ણ' કહેતા. 35 કાર્ષાપણ=1 સુવર્ણ ગણાતો. ક્ષત્રપ રાજાઓના ચાંદીના સિક્કા સામાન્યતઃ ભારતીય-યવન રાજાઓના અર્ધદ્રમ્મનો તોલ ધરાવે છે. આ સિક્કાનો વ્યાસ 0.5" થી 0.7" જેટલો હોય છે. આ પ્રાચીન સિક્કાઓ હાલ જે હાલતમાં મળે છે તેમાં એના તોલ તથા વ્યાસમાં થોડી વધઘટ રહેલી જોવામાં આવે છે. આ સિક્કાઓ ગોળ આકાર ધરાવે છે. ગુજરાત-સૌરાષ્ટ્રમાં સામાન્ય રીતે ચાંદીના સિક્કા પ્રચલિત હતા. મિશ્રધાતુના સિક્કા વિશેષતઃ માળવામાં મળ્યા છે. આગળ જતાં કેટલાક સિક્કા સીસાના પણ પ્રાપ્ત થયા છે. તાંબાના અને સીસાના સિક્કા ચોરસ છે. ચાંદીના સિક્કા પરના લખાણમાં રાજાનું તથા એના પિતાનું નામ બિરુદો સાથે દર્શાવાતું. સમય જતાં વર્ષ-સંખ્યા પણ અપાતી, અંકોમાં. આ વિગતો ક્ષત્રપ રાજાઓની વંશાવલી તથા સાલવારી બેસાડવામાં ઘણી ઉપયોગી નીવડી છે.

ક્ષત્રપોના સિક્કા વિપુલ સંખ્યામાં મળી આવ્યા છે ને મળતા જાય છે. છૂટાછવાયા સિક્કાઓ કરતાં સિક્કાઓના નાના-મોટા સંગ્રહ 'નિધિ' વધુ મહત્ત્વના છે. આવા નિધિ સૌરાષ્ટ્ર, ગુજરાત, મધ્ય પ્રદેશ, મહારાષ્ટ્ર, આંધ્રપ્રદેશ અને રાજસ્થાનમાંથી ઉપલબ્ધ થયા છે, જેમાંના ઘણામાં સિક્કાઓ સેંકડો અને હજારોની સંખ્યા ધરાવે છે.

## સાંસ્કૃતિક ઇતિહાસ

### ભાષા અને લિપિ

ક્ષત્રપ કાલનાં લખાણોમાં અભિલેખો ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે. આ અભિલેખ મોટે ભાગે સંસ્કૃત ભાષામાં લખાયા છે. આ ભાષા સામાન્ય લોકો સમજી શકે તેવી સાદી અને સરળ હોય છે. પરંતુ મહાક્ષત્રપ રુદ્રદામાનો જૂનાગઢ શૈલલેખ ઉચ્ચ કાવ્યમય ગદ્યશૈલીની પ્રશસ્તિનો ઉત્તમ નમૂનો ધરાવે છે. દેવની મોરીના અસ્થિપાત્ર પરનો લેખ સાદી સંસ્કૃત પદ્યરચના ધરાવે છે,[74] જ્યારે એની સાથે ઉદાહૃત કરેલું ધાર્મિક લખાણ પાલિ ભાષામાં લખાયેલું છે. સિક્કાઓ પરનું લખાણ સંસ્કૃતની છાંટ ધરાવતી પ્રાકૃત ભાષામાં છે. જ્યારે જૈન આગમ ગ્રંથોનું સાહિત્ય કાળબળે લુપ્ત થવા લાગ્યું ત્યારે ઈ.સ.300ના અરસામાં એને લિપિબદ્ધ કરવા માટે એક પ્રયત્ન મથુરામાં અને બીજો પ્રયત્ન વલભીમાં થયો. આમાંની જે વાચના આચાર્ય નાગાર્જુનની

અધ્યક્ષતા નીચે વલભીમાં તૈયાર થઈ, તે 'વાલભી વાચના' કે 'નાગાર્જુની વાચના' તરીકે ઓળખાય છે. આ કાલમાં રચાયેલા જૈન ગ્રંથો પૈકી કેટલાક સંસ્કૃતમાં ને બીજા કેટલાક પ્રાકૃતમાં લખાયા છે. બૌદ્ધ સ્થિરમતિ અને ગુણમતિએ વલભી નજીકના એક વિહારમાં રહી જે દાર્શનિક ગ્રંથ લખેલા તે હાલ ચીની અનુવાદરૂપે જ ઉપલબ્ધ છે, પરંતુ મૂળ ગ્રંથ પાલિ ભાષામાં લખાયા હશે.

ક્ષત્રપ કાલમાં ગુજરાતમાં ખરોષ્ઠી લિપિ તથા ગ્રીક લિપિ લગભગ લુપ્ત થઈ હતી, જ્યારે બ્રાહ્મી લિપિનો વિકાસ થયો હતો. મૌર્યકાલમાં બ્રાહ્મી લિપિના ઘણા અક્ષર લગભગ ચોરસ આકારના અને શિરોરેખા વિનાના હતા, જ્યારે ક્ષત્રપકાલમાં કેટલાક અક્ષર લાંબા અને વળાંકદાર મરોડ ધરાવતા થયા ને ઘણાખરા અક્ષરોએ નાની શિરોરેખા ધારણ કરી. સંયુક્તાક્ષરોમાં પૂર્વગ વ્યંજનની નીચે અનુગ વ્યંજન જોડવાની પદ્ધતિ ચાલુ રહી. નાનીમોટી સંખ્યાઓ દર્શાવવા માટે 1થી 9, 10થી 90 અને 100થી 300નાં અલગ અલગ ચિહ્ન પ્રયોજાતાં.[75]

## સાહિત્ય

આભિલેખિક સાહિત્યમાં મહાક્ષત્રપ રુદ્રદામાનો જૂનાગઢ શૈલલેખ[76] ઉચ્ચ ગદ્યશૈલીના પ્રશસ્તિ-કાવ્યનો ઉત્તમ નમૂનો પૂરો પાડે છે.

રાજા નહપાનના સમકાલીન વજ્રભૂતિ આચાર્ય પ્રસિદ્ધ કવિ હતા, પરંતુ તેમની કોઈ કૃતિ હાલ ઉપલબ્ધ નથી. નિરુક્ત પર વૃત્તિ રચનાર દુર્ગાચાર્ય તથા સ્કન્દસ્વામી આ કાલમાં થયા. સ્કન્દસ્વામી મૂળ વલભીના નિવાસી હતા ને એમણે ઋગ્વેદ પર ભાષ્ય પણ લખ્યું છે. જ્યોતિર્વિદ આર્યભટના વિદ્વાન શિષ્ય લાટદેવ (ઈ.સ. 285-300) લાટના હોય એ તદ્દન સંભવિત છે. એમણે પૌલિશ અને રોમક સિદ્ધાંતોનું પ્રતિપાદન કરતા ગ્રંથ રચ્યા હતા.

બૌદ્ધ આચાર્ય સ્થિરમતિ તથા ગુણમતિએ ચોથી સદીમાં સૌરાષ્ટ્રમાં બૌદ્ધ દર્શનને લગતા ગ્રંથ લખેલા, તે હાલ ચીની અનુવાદરૂપે ઉપલબ્ધ છે. ઈ.સ. 300ના અરસામાં આર્ય નાગાર્જુનના અધ્યક્ષત્વ નીચે વલભીમાં જૈન આગમગ્રંથોની વાલભી વાચના તૈયાર કરાઈ. સિદ્ધસેન દિવાકર મહાન જૈન તાર્કિક, કવિ અને સ્તુતિકાર હતા. તેમનું કર્મક્ષેત્ર ઉજ્જયિની અને એની આસપાસ હતું, પરંતુ ઉત્તરાવસ્થામાં એમણે ભરૂચ પ્રદેશમાં વિહાર કર્યો હતો. એમના ત્રણ ગ્રંથ ઉપલબ્ધ છે : સન્મતિતર્ક, દ્વાત્રિંશિકાઓ અને ન્યાયાવતાર. મહાન તાર્કિક મલ્લવાદી વલભીનિવાસી હતા. એ ચોથી સદીના ઉત્તરાર્ધમાં થયા. એમણે લખેલો 'દ્વાદશારનયચક્ર' નામે ગ્રંથ જૈન ન્યાનનો અપૂર્વ ગ્રંથ ગણાય છે. વળી એમણે રામ વિશે 'પદ્મચરિત' નામે મહાકાવ્ય પણ રચ્યું હતું.

## ધર્મસંપ્રદાયો

ક્ષત્રપો શક જાતિના વિદેશીઓ હતા, છતાં તેઓએ અહીં સત્તારૂઢ થતાં અહીંના ધર્મ અને અહીંની સંસ્કૃતિ અપનાવી હતી. નહપાનના જમાઈ ઉષવદાત વગેરેએ બૌદ્ધ ભિક્ષુઓ માટે ગુફાઓ કંડારાવી હતી તેમજ ભરૂચ, પ્રભાસ વગેરે સ્થળોએ બ્રાહ્મણોને વિવિધ દાન દીધાં હતાં.[77]

કાર્દમક વગેરે રાજકુલોના ક્ષત્રપો પૈકી કેટલાકે રુદ્રદામા, રુદ્રસિંહ અને રુદ્રસેન જેવાં નામ ધારણ કર્યાં હતાં. પ્રભાસ મૂળમાં સૂર્યપૂજાનું કેન્દ્ર હતું, પરંતુ આ કાલ દરમ્યાન ત્યાં સોમશર્મા તથા લકુલીશે પાશુપત સંપ્રદાય પ્રવર્તાવ્યો હતો ને ત્યાં સોમનાથનું મંદિર બંધાયું હતું. કાયાવરોહણ (જિ. વડોદરા) તથા શામળાજી-(જિ. સાબરકાંઠા)ની આસપાસ અનેક શૈવ પ્રતિમાઓ મળી છે.

સૌરાષ્ટ્રમાં તથા દક્ષિણ ગુજરાતમાં જૈન ધર્મ સારા પ્રમાણમાં પ્રસર્યો હતો. નાગાર્જુને પાલિતાણા વસાવી શત્રુંજય પર મહાવીર સ્વામી તથા પાદલિપ્તાચાર્યની પ્રતિમા સ્થાપી હતી. ગુજરાતમાં આ કાલ દરમ્યાન અનેક જૈન આચાર્યો તથા લેખકો થયા. વલભી જૈન ધર્મનું એક મોટું કેન્દ્ર હતું. શ્વેતાંબર સંપ્રદાયની ઉત્પત્તિ પહેલી સદીમાં વલભીમાં થઈ હતી એવી અનુશ્રુતિ છે ને ઈ.સ. 300ના અરસામાં જૈન આગમગ્રંથોની વાલભી વાચના વલભીમાં તૈયાર થઈ હતી. ઢંકપુરી (ઢાંક) પણ એક જૈન તીર્થ હતું.

સૌરાષ્ટ્રમાં તથા તળ-ગુજરાતમાં બૌદ્ધ ભિક્ષુઓ માટે આ કાલમાં ઈંટેરી સ્તૂપો અને વિહારો બંધાયા તેમ જ ડુંગરોમાં ગુફાઓ કંડારાઈ. આચાર્ય સ્થિરમતિ અને ગુણમતિએ વલભી નજીકના વિહારમાં રહી અનેક ગ્રંથ રચ્યા હતા. કચ્છમાં બૌદ્ધ શ્રામણેર અને શ્રામણેરી (શિખાઉ શ્રમણ અને શ્રમણી) માટે યષ્ટિઓ ઊભી કરાઈ હતી.

ભાવિક લોકો અનેકવિધ પૂર્તકાર્યો કરતા હતા.

## પુરાતન અવશેષો

ક્ષત્રપ કાલના પુરાવશેષોમાં સ્થળતપાસ અને ઉત્ખનન દ્વારા માટીનાં વિવિધ વાસણ મળ્યાં છે. એમાં સાદાં તેમ જ ઘૂંટેલાં લાલ વાસણ સહુથી વધુ સંખ્યા ધરાવે છે. વળી એવાં કાળાં વાસણ પણ મળે છે. કેટલાંક વાસણ અંદરથી કાળાં અને બહારના ભાગમાં લાલ હોય છે. કેટલાંક લાલ વાસણો પર કાળા રંગે વિવિધ ભાતો ચીતરવામાં આવી છે. આ કાલનાં વિશિષ્ટ વાસણોમાં લાલ ઓપ ચડાવેલાં વાસણ (Red Polished Ware) મહત્ત્વનું સ્થાન ધરાવે છે. વળી રોમથી આયાત થયેલી અણીદાર તળિયાં અને હાથાવાળી કોઠીઓ મળે છે.

આ કાલની પકવેલી ઈંટો 18" x 11" x 1.5" થી 3"નું કદ ધરાવે છે. માટીની મૂર્તિઓ અને રમકડાં, મણકા, મુદ્રાઓ, દીવીઓ, શંખની બંગડીઓ વગેરે પણ નોંધપાત્ર છે. શામળાજી અને દેવની મોરીમાંથી લોખંડ ગાળવાનાં સાધન મળ્યાં છે. લોખંડ અને પિત્તળની વિવિધ વસ્તુઓ મળે છે. પથ્થરની મૂર્તિઓ, નિશા-નિશાતરા, ઘંટી, ડબ્બા, મણકા વગેરે નોંધપાત્ર છે. પથ્થરની ફર્શબંદીના અવશેષ દેવની મોરીમાં મળ્યા છે. કાચના મણકા, બંગડીઓ, શીશી વગેરે વસ્તુઓ પણ મળી છે.[78]

## સ્થાપત્યકીય સ્મારકો[79]

જૂનાગઢ પાસે આવેલા ઈંટવા વિસ્તારનું ઉત્ખનન કરતાં ઈંટોથી બાંધેલા બૌદ્ધ વિહારના અવશેષ પ્રાપ્ત થયા છે. એમાં મળેલા એક મૃતિકા-મુદ્રાંકમાં આ વિહારને 'મહારાજ રુદ્રસેન વિહાર' કહ્યો છે. જૂનાગઢ નજીક ખાપરા-કોડિયાના નામે ઓળખાતી ગુફાઓ તદન સાદી છે; એના સ્તંભ સાદા અને પ્રાયઃ ચોરસ છે. જૂનાગઢના ઉપરકોટ પાસે બે માળવાળી કેટલીક ગુફાઓ આવેલી છે. એના સ્તંભ ચાર પ્રકારનું વૈવિધ્ય ધરાવે છે. આ ગુફાઓનું કોઈ સંપ્રદાયના ભિક્ષુઓના નિવાસ માટે નહિ, પણ સમીપમાં આવેલા રાજમહેલના રંગભવન કે પ્રમોદભવન તરીકે નિર્માણ કરાયું લાગે છે.

વીરપુર (તા. ગોંડલ) પાસેના ખંભાલીડાની નજીકમાં શૈલ-ઉત્કીર્ણ ગુફાઓના નાના-મોટા પાંચ સમૂહ આવેલા છે. એમાંની એક ગુફાના મુખદ્વાર પર પદ્મપાણિ અવલોકિતેશ્વરની તથા વજ્રપાણિની પૂર્ણ કદની પ્રતિમાઓ કંડારવામાં આવી છે. આ ગુફાઓ ત્રીજી-ચોથી સદીની છે.

તળાજા (જિ. ભાવનગર) પાસે 30 ગુફાઓ કંડારેલી છે, જેમાં 20 જેટલાં પાણીનાં ટાંકાં આવેલાં છે. એમાંની 'એભલ મંડપ'નામે ઓળખાતી ગુફા ખાસ ઉલ્લેખનીય છે. એનાથી વધુ ઊંચાઈએ ચૈત્ય-ગુફા આવેલી છે. સાણા(તા. ઊના)ના ડુંગરમાં પણ આવી 62 ગુફાઓનો સમૂહ આવેલો છે. એમાં પણ 'એભલ મંડપ' નામની ગુફા છે. એથી ઊંચે આવેલી ચૈત્ય-ગુફાની પછીત અર્ધવૃત્તાકાર છે. આ બંને ગુફા-સમૂહ ઇસ્વીસનની આરંભિક સદીઓમાં કંડારાઈ લાગે છે.

ઢાંક (જિ. રાજકોટ) પાસે કેટલીક જૈન ગુફાઓ આવેલી છે. એમાં આદિનાથ, શાંતિનાથ અને અંબિકાની શિલ્પકૃતિઓ ઉલ્લેખનીય છે. આ પ્રતિમાઓ દિગંબર છે. આ ગુફાઓ ત્રીજી સદીના સુમારમાં કંડારાઈ લાગે છે. સૌરાષ્ટ્રમાં બીજાં અનેક સ્થળોએ કંડારેલી ગુફાઓ આવેલી છે.

કચ્છના લખપત તાલુકાના જૂના પાટગઢ પાસે પણ આવી બે-એક ગુફાઓ મળી છે, જે બીજી સદીમાં કંડારાઈ હોવાનું જણાય છે.

ભરૂચમાં વીસમા તીર્થંકર મુનિ સુવ્રતનું ચૈત્ય હતું, જે 'અશ્વાવબોધ તીર્થ' તરીકે ઓળખાતું. જૈન અનુશ્રુતિ પ્રમાણે અહીંની બુદ્ધ-મૂર્તિ જૈન આચાર્ય ખપુટાચાર્યને નમી પડી ને ત્યારથી તે 'નિર્ગ્રંથ-નમિત'તરીકે ઓળખાઈ. ભરૂચના બૌદ્ધ સ્તૂપ તથા ચૈત્ય હાલ નામશેષ છે. રાજા વેણીવત્સરાજે તારંગા પર તારાપુર નામે નગર વસાવી ત્યાં બૌદ્ધ દેવી તારાનું મંદિર બંધાવ્યું હતું. નાગાર્જુને શેઢી નદીના કાંઠે સ્તંભનક(થામણા)માં પાર્શ્વનાથની પ્રતિમા સ્થાપી હતી.

શામળાજી નજીક આવેલા દેવની મોરી નામે ગામ પાસે આવેલા ટેકરાઓમાં ઉત્ખનન કરતાં એક મોટો ઈંટેરી સ્તૂપ અને બે ઈંટેરી વિહાર મળી આવ્યા હતા.[80] વિહારની વચ્ચે મોટો ખુલ્લો ચોક હતો ને એની ચારે બાજુ હરોળબંધ આઠ-આઠ કોટડીઓ આવેલી હતી. આ મોટા વિહારની પૂર્વમાં એક નાનો વિહાર હતો. 'ભોજરાજના ટેકરા'ના નામે ઓળખાતા ટેકરાનું ઉત્ખનન કરતાં એમાંથી એક મોટો સ્તૂપ મળી આવ્યો. એને ત્રણ પીઠિકા હતી. વચલી પીઠિકાના પાંચ-પાંચ ગોખલાઓમાં પકવેલી માટીની બુદ્ધની મૂર્તિઓ પધરાવી હતી. એમાં ધ્યાનસ્થ બુદ્ધ (જુઓ આકૃતિ 3) પદ્માસન પર યોગાસનમાં બિરાજેલા છે. સ્તૂપના ગોળાર્ધ ઘાટના અંડની અંદર ભગવાન બુદ્ધની પૂર્વાભિમુખ પ્રતિમા મૂકેલી હતી. એની નીચે કેન્દ્રમાં માટીના પાત્રની અંદર પથ્થરનો દાબડો હતો. દાબડાની બાજુઓ પર તેમજ એના તળિયા પર સંસ્કૃત પદ્યમાં લેખ કોતરેલો છે (જુઓ આકૃતિ 4). લેખ પરથી જાણવા મળે છે કે અહીંના મહાવિહાર પાસે રાજા રુદ્રસેનના રાજ્યકાલ દરમ્યાન અને કથિક રાજાઓના વર્ષ 127માં અગ્નિવર્મા અને સુદર્શન નામના બૌદ્ધ ભિક્ષુઓએ આ મહાસ્તૂપ બંધાવ્યો હતો. દાબડાના ઢાંકણા પર પાલિ ત્રિપિટકમાંનું પ્રતીત્ય-સમુત્પાદના સિદ્ધાંતને લગતું સૂત્ર કોતરેલું છે. પથ્થરના દાબડાની અંદર તાંબાની દાબડી, ધાતુના ટુકડા અને એક મણકો હતો; તાંબાની દાબડીમાં બુદ્ધના શરીરાવશેષ સાચવતી સોનાની શીશી, રેશમી વસ્ત્રની બે કોથળીઓ, પૂજાનો સામાન, ચંદનના બળેલા કટકા વગેરે વસ્તુઓ મૂકેલી હતી. આ લેખમાં જણાવેલ 'કથિક સંવત' પ્રાયઃ પછીના કલચુરિ સંવતનું મૂળ નામ હોઈ શકે; તો એના વર્ષ 127 બરાબર ઈ.સ. 375 આવે. એ અનુસાર આ લેખમાં જણાવેલો રાજા રુદ્રસેન ચોથા ક્ષત્રપકુલનો સ્વામી રુદ્રસેન 3જો (ઈ.સ. 348થી 380) હોય એ તદ્દન સંભવિત છે.

અંકલેશ્વર (જિ. ભરૂચ) પાસેના ઝાઝપોર નજીક આવેલા કડિયા ડુંગર પર સાતેક ગુફાઓ મળી આવી છે. એની આસપાસ પાણીનાં ટાંકાં પણ છે. ડુંગરની તળેટીમાં એકશિલામય સિંહસ્તંભ આવેલો છે. એ બૌદ્ધ ધર્મ સાથે સંકળાયેલો છે.[81]

## શિલ્પકૃતિઓ

શામળાજીની આસપાસના પ્રદેશમાં ક્ષત્રપ કાલની કેટલીક શિલ્પકૃતિઓ સાંપડી

છે, જેમકે ઊભા ગણેશ, માતા અને શિશુ, ભીલડીના વેશમાં પાર્વતી, ઊભેલા શિવ (જુઓ આકૃતિ 5), ચામુંડા દેવી અને કુમાર-સ્કન્દ. ખેડબ્રહ્મામાંથી મળેલું મોટું એકમુખ શિવલિંગ પણ ક્ષત્રપકાલીન છે. વલભીમાંથી મળેલી કેશિનિષૂદન કૃષ્ણની અને મહિષાસુરમર્દિનીની શિલ્પકૃતિ પણ આ કાલની છે. આહવા(જિ. ડાંગ)માંથી મળેલું નાનું ખંડિત શિલ્પ બીજી સદીની કોઇ પ્રતિમાનો અંશ લાગે છે. એવી રીતે કાકાની સિંહણ(સૌરાષ્ટ્ર)માંથી મળેલું મસ્તક, સોજિત્રાહ(તા. પેટલાદ)ના કુંડમાંથી મળેલું મસ્તક, દોલતપુર(જિ. કચ્છ)માંથી મળેલું નાનું મસ્તક, તેન(જિ. સુરત)માંથી મળેલી કિરીટધારી વિષ્ણુની નાની ખંડિત પ્રતિમા વગેરે શિલ્પકૃતિઓ પણ ક્ષત્રપકાલીન હોવાનું માલૂમ પડે છે.[82]



# પ્રકરણ 6
# અનુ-ક્ષત્રપ કાલ અને ગુપ્ત કાલ

## અનુ-ક્ષત્રપ કાલ

### શર્વ ભટ્ટારક

ગુજરાતમાં ક્ષત્રપ રાજાઓના શાસનનું છેલ્લું જ્ઞાત વર્ષ શક વર્ષ 320 (ઈ.સ. 398) છે. ને અહીં મગધના ગુપ્ત સામ્રાજ્યની સત્તા કુમારગુપ્ત 1લાના રાજ્યકાલ (ઈ.સ. 415-455) દરમ્યાન પ્રસરી. આ બે વચ્ચે સત્તરેક વર્ષનો ગાળો રહેલો છે.

આ વચગાળા દરમ્યાન અહીં શર્વ ભટ્ટારક નામે રાજાનું રાજ્ય પ્રવર્ત્યુ. આ રાજાના સિક્કા[83] (આકૃતિ 5) સમસ્ત ગુજરાતમાં મોટી સંખ્યામાં મળ્યા છે. એના અગ્રભાગ પર રાજાનું ઉત્તરાંગ અને પૃષ્ઠભાગ પર ત્રિશૂલનું ચિહ્ન હોય છે. આ ચિહ્નની આસપાસ સિક્કા પડાવનાર રાજાને લગતું લખાણ છે. આ લખાણના બધા અક્ષર સ્પષ્ટ અને સુવાચ્ય નથી. છતાં એના આરંભમાં राज्ञो महाक्षत्रपस અને અંતમાં (भट्टारकस કે श्रीभट्टारकस કે) श्रीशर्व्वभट्टारकस હોવાનું લગભગ નિશ્ચિત છે. વચ્ચેના અક્ષરોનો પાઠ અનિશ્ચિત અને સંદિગ્ધ છે.

આ લખાણમાં 'શર્વ' એ રાજાનું વિશેષ નામ છે, જેનો અર્થ શિવ થાય છે; ને 'ભટ્ટારક' એ ખરી રીતે 'સ્વામી' અર્થ ધરાવતું બિરુદ છે. 'રાજા' અને 'મહાક્ષત્રપ' એ સ્પષ્ટતઃ શર્વ ભટ્ટારકનાં બિરુદ છે, જે ક્ષત્રપ સિક્કાઓની અસર દર્શાવે છે. પરંતુ એ ક્ષત્રપોની જેમ પિતાનું નામ અને સિક્કા પડાવ્યાનું વર્ષ આપતો નથી તેમ જ ક્ષત્રપ સિક્કા પરનાં ચિહ્ન અપનાવતો નથી. આથી એ ક્ષત્રપ વંશનો ન હતો, પરંતુ ક્ષત્રપ કાલના અંતની નજીકમાં થયો એવું ફલિત થાય છે.

સાણંદ(જિ. અમદાવાદ)થી મળેલા નિધિમાં 9 સિક્કા કોઈ અંતિમ ક્ષત્રપ રાજાના, 283 સિક્કા શર્વ ભટ્ટારકના અને 1103 સિક્કા કુમારગુપ્ત 1લાના મળ્યા છે. એ પરથી શર્વ ભટ્ટારકનું સ્થાન ક્ષત્રપ રાજાઓ અને કુમારગુપ્ત 1લાની વચ્ચે હોવાનું સ્પષ્ટ થાય છે. એ અનુસાર એણે ઈ.સ. 399થી 415 દરમ્યાન રાજ્ય કર્યું ગણાય.

એનું નામ 'શર્વ' શિવ-વાચક છે ને એના સિક્કાઓ પરનું ચિહ્ન ત્રિશૂલ શિવનું આયુધ છે. એ પરથી શર્વ ભટ્ટારક શૈવ હોવાનું સ્પષ્ટ થાય છે.

શર્વ ભટ્ટારકનું નામ ધરાવતા કેટલાક સિક્કાઓના પૃષ્ઠભાગ પરના ચિહ્નમાં ત્રિશૂલના હાથામાં નાનું પરશુનું પાનું ઉમેરવામાં આવ્યું છે; ને આ પ્રકારના સિક્કા ગુજરાતમાં ગુપ્ત શાસનના અંત પછી મૈત્રક કાલ દરમ્યાન પ્રચલિત રહ્યા, એ જોતાં શર્વ ભટ્ટારકના નામે આ સિક્કા પરમ ભાગવત ગુપ્ત સમ્રાટોના પ્રભાવ દ્વારા માહેશ્વર સંપ્રદાયમાં ભાગવત સંપ્રદાયનો પ્રભાવ ઉમેરીને છેક સમગ્ર મૈત્રક કાલ દરમ્યાન પડાયા કરાયા એવું ફલિત થાય છે. વળી આ પરથી શર્વ ભટ્ટારક પરમ માહેશ્વર મૈત્રક રાજાઓનો દૂરનો પૂર્વજ હશે એવું પણ સૂચવાયું છે. આ સૂચન અનુસાર શર્વ ભટ્ટારક લકુલીશના શિષ્ય મિત્રનો વંશજ હોય, એણે પોતાના નામના પહેલા પ્રકારના સિક્કા પડાવ્યા હોય, પછી એની કે એના વંશની રાજસત્તા ગુપ્ત શાસનનાં પંચાવનેક વર્ષ લુપ્ત રહી હોય ને એ પછી મૈત્રક કુલના સેનાપતિ ભટાર્કના કુલની રાજસત્તા પ્રવર્તતાં એના વંશજોએ એના (શર્વ ભટ્ટારકના) નામે સિક્કા પડાવ્યા કર્યા હોય એવું તદ્દન સંભવિત લાગે છે.[84]

# ગુપ્ત કાલ

મગધના ગુપ્ત સમ્રાટ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે ઈ.સ. 401ના અરસામાં માળવા જીત્યું ને એ પ્રદેશ માટે ક્ષત્રપ સિક્કાઓના જેવા ચાંદીના સિક્કા પડાવ્યા. ત્યારે ગુજરાતમાં પ્રાયઃ શર્વ ભટ્ટારકનું શાસન પ્રવર્તતું હતું.

## ગુપ્ત સમ્રાટો

કુમારગુપ્ત 1લાના શાસનકાલ (ઈ.સ. 415-455) દરમ્યાન ગુપ્ત સામ્રાજ્યની સત્તા ગુજરાત પર પ્રસરી. ગુજરાતમાં ઠેકઠેકાણે કુમારગુપ્ત 1લાના ચાંદીના સિક્કા મળ્યા છે,[85] જેમકે અમદાવાદ, સાણંદ, ભૂજ, ભાવનગર, વલભીપુર, મોરબી, જૂનાગઢ, અમરેલી, ખેડા અને આણંદમાં. એમાં કેટલાંક સ્થળોએ તો સેંકડો અને હજારો સિક્કાઓના નિધિ મળ્યા છે. વળી વીરમગામ તાલુકાના કુમરખાણ ગામમાં સમુદ્રગુપ્તથી માંડીને કુમારગુપ્ત 1લા સુધીના ગુપ્ત સમ્રાટોના સોનાના 9 સિક્કાઓનો નાનો નિધિ મળેલો, જે ત્યાં કુમારગુપ્તના સમયમાં દટાયો લાગે છે.

ગુજરાતમાં મળેલા, કુમારગુપ્તના ચાંદીના સિક્કા ચાર પ્રકારના છે. એમાં પહેલા પ્રકારના સિક્કા સહુથી વધારે છે. એ ચંદ્રગુપ્ત 2જાના ચાંદીના સિક્કાઓ સાથે ઘણું સામ્ય ધરાવે છે. એમાં અગ્રભાગ પર રાજાના ઉત્તરાંગનું જે આલેખન થયું છે તે મુખાકૃતિ તથા વેશભૂષામાં ક્ષત્રપ સિક્કાઓનું સ્મરણ કરાવે છે. એમાં વર્ષ શક સંવતનું નહિ, પણ ગુપ્ત સંવતનું આપેલું હોય છે. પૃષ્ઠભાગ પર વચ્ચે

ગુપ્ત વંશના રાજચિહ્ન ગરુડની આકૃતિ અને એની આસપાસ परमभागवत-महाराजाधिराज – श्रीकुमारगुप्त – महेन्द्रादित्यः એવું લખાણ હોય છે. એમાં બંને બાજુએ ક્યારેક ક્ષત્રપ સિક્કાઓની જેમ ગ્રીક અક્ષરો પણ દેખા દે છે.[86]

કુમારગુપ્ત મહેન્દ્રાદિત્યના સમયમાં સૌરાષ્ટ્રનું વડું મથક ગિરિનગરમાં ચાલુ રહ્યું લાગે છે, પરંતુ એ દરમ્યાન નિમાયેલા આ પ્રદેશના ગોપ્તા (રાજ્યપાલ) કે ગોપ્તાઓ વિશે કંઈ માહિતી ઉપલબ્ધ નથી. કુમારગુપ્તના ચાળીસેક વર્ષના દીર્ઘ શાસનકાલ દરમ્યાન અહીં એના સિક્કા વિપુલ સંખ્યામાં પ્રચલિત થયા હતા.

કુમારગુપ્તના રાજ્યકાલના અંતિમ ભાગમાં શત્રુઓના ઉપદ્રવને લઈને ગુપ્ત સામ્રાજ્ય ભયમાં મુકાયું ત્યારે રાજપુત્ર સ્કન્દગુપ્તે પોતાના બાહુબળ વડે શત્રુઓનો પરાભવ કરી એનો સમુદ્ધાર કર્યો. એવામાં કુમારગુપ્ત મૃત્યુ પામતાં સ્કંદગુપ્તે રાજધુરા પોતાને હસ્તક લીધી (ઈ.સ. 455).

સ્કન્દગુપ્ત ઘણો પ્રતાપી હતો. એના પરાક્રમનો યશ શત્રુઓ પણ ગાતા. શત્રુઓને વશ કરી એણે સર્વ પ્રદેશોમાં ગોપ્તાઓની નિમણૂક કરી. નિખિલ સુરાષ્ટ્રના શાસન તથા પાલન માટે એણે પર્ણદત્ત નામે ગુણસંપન્ન તથા સમર્થ ગોપ્તાની નિયુક્તિ કરી. પર્ણદત્તે ગિરિનગરની રક્ષા માટે પોતાના ગુણી પુત્ર ચક્રપાલિતને નીમ્યો.

## ગિરિનગરનું સુદર્શન તળાવ

ગિરિનગરના સુદર્શન તળાવનો સેતુ મહાક્ષત્રપ રુદ્રદામાએ ઈ.સ. 150માં સમરાવી મજબૂત કરાવ્યો હતો. એ લગભગ ત્રણ શતક સાબૂત રહ્યો. પરંતુ ગુ.સં. 136(ઈ.સ. 455)ની વર્ષાઋતુમાં અતિવૃષ્ટિ થતાં એ સેતુ પાછો તૂટી ગયો. નદીઓનાં નીર સમુદ્રમાં ઠલાવઈ ગયાં ને ખાલીખમ થઈ ગયેલું સુદર્શન તળાવ ફરી દુર્દર્શન બની ગયું. પ્રજાજનો સર્વતઃ 'હવે શું કરીશું' એ ચિંતાથી વિહ્વલ થયા ત્યારે ચક્રપાલિતે એ સેતુ સમરાવવો શરૂ કર્યો ને ગુ.સં. 137(ઈ.સ. 456)ના ગ્રીષ્મમાં તો એ જળાશય પાછું સુદર્શન બની ગયું. આ મહત્ત્વના પૂર્તકાર્યનું નિરૂપણ કરતો પદ્યબદ્ધ સંસ્કૃત લેખ[87] ગિરિનગરના એ ઐતિહાસિક શૈલની ઉત્તર બાજુ પર કોતરવામાં આવ્યો છે. કોઈ અજ્ઞાતનામા કવિએ કરેલી આ રચના વિવિધ છંદો, અલંકારો અને કલ્પનાઓથી ભરપૂર પદ્યબદ્ધ પ્રશસ્તિ-કાવ્યની સુંદર કૃતિ છે. એનું નામ છે 'સુદર્શન-તટાક-સંસ્કાર-ગ્રન્થ-રચના.'

આ શૈલલેખમાં પછી એક પુરવણી આપવામાં આવી છે. એમાં જણાવ્યું છે કે ગુ.સં. 138(ઈ.સ.457)માં પરમ ભાગવત ચક્રપાલિતે ત્યાં વિપુલ દ્રવ્ય ખર્ચીને લાંબા સમયમાં ચક્રધારી વિષ્ણુનું ઉત્તુંગ દેવાલય બંધાવ્યું, જે ગિરિ ઊર્જયત્-

(ગિરનાર)ની સાથે ઉત્થિત થઈને જાણે એ નગરના શિર પર પ્રભુત્વ કરતું હોય તેવું દેખાતું. આ પુરવણી આઠ શ્લોકોમાં રચાઈ હતી. પરંતુ એના કેટલાક અંશ અવાચ્ય થઈ ગયા છે.

ગુજરાતમાં સ્કન્દગુપ્તના ઘણા સિક્કા[88] પ્રાપ્ત થયા છે. એ ત્રણ પ્રકારના છે. પહેલા પ્રકારના સિક્કા કુમારગુપ્તના પહેલા પ્રકારના સિક્કાઓ જેવા છે. એના અગ્રભાગ પર રાજાના ઉત્તરાંગની આકૃતિ અને વર્ષની સંખ્યા (અંકોમાં) હોય છે. પૃષ્ઠભાગ પર વચ્ચે ગરુડનું ચિહ્ન અને એની આસપાસ લખાણ (परमभागवत-महाराजाधिराज-श्रीस्कन्दगुप्त-क्रमादित्य) હોય છે. બંને બાજુ પર ગ્રીક અક્ષરોની નિશાનીઓ દેખા દે છે. બીજા પ્રકારના સિક્કાઓમાં પૃષ્ઠભાગ પર ગરુડની જગ્યાએ નંદીનું ચિહ્ન હોય છે. આ બંને પ્રકારના સિક્કા સૌરાષ્ટ્રમાં તથા તળ-ગુજરાતમાં મળે છે. ત્રીજા પ્રકારના સિક્કા કચ્છમાં વિપુલ સંખ્યામાં પ્રાપ્ત થયા છે. એમાં ગરુડની જગ્યાએ વેદીનું ચિહ્ન હોય છે.

આમ કુમારગુપ્ત 1લો 'મહેન્દ્રાદિત્ય' અને સ્કન્દગુપ્ત 'ક્રમાદિત્ય' એવું અપરનામ ધરાવતા. સ્કન્દગુપ્તના મૃત્યુ (લગભગ ઈ.સ. 467) બાદ ગુપ્ત સામ્રાજ્યની સત્તાનો હ્રાસ થયો ને દૂરના કેટલાક પ્રદેશ સ્વતંત્ર થઈ ગયા. આ પરિસ્થિતિનો લાભ લઈ મૈત્રક કુલના સેનાપતિ ભટાર્કે વલભીમાં પોતાની આગવી સત્તા પ્રવર્તાવી.

## શાસનનો પ્રભાવ

ગુજરાતમાં ગુપ્ત વંશના શાસનનો કેટલોક અવનવો પ્રભાવ પડ્યો. ગુપ્ત સમ્રાટો પરમ ભાગવત હતા. ગિરિનગરનો પાલક ચક્રપાલિત પણ પરમ ભાગવત હતો. વળી એણે ત્યાં ચક્રધારી વિષ્ણુનું ઉત્તુંગ દેવાલય બંધાવ્યું હતું. આમ ગુપ્ત કાલ દરમ્યાન ગુજરાતમાં ભાગવત સંપ્રદાયની બોલબાલા રહી.

બીજું, ગુજરાતમાં ત્રણસો કરતાં વધુ વર્ષથી શક સંવત પ્રચલિત હતો, પરંતુ ગુપ્ત શાસન સ્થપાતાં અહીં શક સંવતને બદલે ગુપ્ત સંવત પ્રચલિત થયો. આ સંવત મગધના ગુપ્ત સમ્રાટ ચન્દ્રગુપ્ત 1લાના સમયમાં ઈ.સ. 319માં શરૂ થયો હતો. એનાં વર્ષ ચૈત્રાદિ અને એના માસ પૂર્ણિમાન્ત છે. અલબત્ત ગુજરાતમાં ગુપ્ત સમ્રાટોનું શાસન માત્ર પંચાવનેક વર્ષ જ રહ્યું.

## ત્રૈકૂટકો

ગુપ્ત કાલ દરમ્યાન દક્ષિણ ગુજરાતમાં ત્રૈકૂટક નામે રાજવંશની સત્તા પ્રવર્તી.[89] ત્રૈકૂટકો મૂળ અપરાન્ત(ઉત્તર કોંકણ)માં આવેલા ત્રિકૂટ પ્રદેશના વતની હતા.

સિક્કાઓ પરથી આ વંશના ત્રણ રાજાઓની હકીકત જાણવા મળે છે. એમાંના પહેલા રાજાનું નામ મહારાજ ઇન્દ્રદત્ત છે. એના કોઈ સિક્કા કે અભિલેખ મળ્યા નથી. એનો રાજ્યકાલ લગભગ ઈ.સ. 415થી 440નો અંકાયો છે.

ઇન્દ્રદત્તના પુત્ર મહારાજ દહ્રસેનના સિક્કા પ્રાપ્ત થયા છે.[90] એ ક્ષત્રપ સિક્કાઓના જેવા છે. એ દક્ષિણ ગુજરાત, ઉત્તર કોંકણ અને મહારાષ્ટ્રમાં મળ્યા છે. આ સિક્કા ચાંદીના અને ગોળ છે. એના અગ્રભાગ પર વચ્ચે રાજાની દક્ષિણાભિમુખ મુખાકૃતિ હોય છે, પરંતુ એની આસપાસ ગ્રીક-રોમન અક્ષરો કે વર્ષની સંખ્યા હોતી નથી. પૃષ્ઠભાગ પર વચ્ચે ત્રિકૂટ પર્વત, ચંદ્ર, સૂર્ય અને નદી કે સમુદ્રનાં પ્રતીક અને એને ફરતું લખાણ હોય છે. બ્રાહ્મી લિપિમાં લખાયેલા આ લખાણમાં 'મહારાજ-ઇન્દ્રદત્ત-પુત્ર પરમ-વૈષ્ણવ-શ્રીમહારાજ-દહ્રસેન' એ રીતે રાજાનું તથા તેના પિતાનું નામ આપ્યું છે. દહ્રસેન 'મહારાજ' બિરુદ ધરાવતો ને પરમ વૈષ્ણવ હતો. ત્રૈકૂટકો પર પરમ ભાગવત ગુપ્ત સમ્રાટોના ધર્મ-સંપ્રદાયની અસર વરતાય છે. દહ્રસેને કલચુરિ સંવત 207(ઈ.સ. 457)માં મીંઢોળા નદીની બે બાજુએ આવેલા અંતર્મંડલી વિષય(જિલ્લા)માંનું એક ગામ કાપુર ગામમાં રહેતા એક બ્રાહ્મણને દાનમાં દીધું હતું.[91] દાનશાસનમાં આપેલી એની પ્રશસ્તિમાં જણાવ્યું છે કે આ રાજાએ અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. દાનશાસનમાં જણાવેલાં સ્થળ દક્ષિણ ગુજરાતની પૂર્ણા અને મીંઢોળા નદીની વચ્ચે આવ્યાં હતાં. મહારાજ દહ્રસેને લગભગ ઈ.સ. 440થી 465 સુધી રાજ્ય કર્યું. એના પછી એનો પુત્ર વ્યાઘ્રસેન ગાદીએ આવ્યો. દક્ષિણ ગુજરાતમાં આ દરમ્યાન એક જુદો જ સંવત પ્રચલિત હતો, જે આગળ જતાં કલચુરિ સંવત તરીકે ઓળખાયો. એ સંવત ઈ.સ. 249માં શરૂ થયો હતો. એનાં વર્ષ કાર્તિકાદિ હતાં.

## જૈન આગમોની સમીક્ષિત વાચના

ઈ.સ. 300ના અરસામાં જૈન આગમગ્રંથોની એક વાચના મથુરામાં અને બીજી વાચના વલભીમાં તૈયાર કરવામાં આવેલી, પરંતુ એ બે વાચનાઓમાં કેટલાક પાઠભેદ રહી ગયા હતા. વીરનિર્વાણ સંવત 980 (ઈ.સ. 453-54) કે 993 (ઈ.સ. 466-67)માં દેવર્ધિગણી ક્ષમાશ્રમણની અધ્યક્ષતા નીચે વલભીમાં એક પરિષદ ભરાઈ ને એમાં એ બે વાચનાઓની આંતરિક તુલના કરી આગમગ્રંથોની સમીક્ષિત આવૃત્તિ તૈયાર કરવામાં આવી. એમાં આર્ય સ્કન્દિલે તૈયાર કરેલી માથુરી વાચનાને મુખ્ય વાચના તરીકે રાખીને, આર્ય નાગાર્જુનની વાલભી વાચનાના પાઠભેદોને પાઠાંતરો તરીકે નોંધ્યા છે.[92] જૈન આગમગ્રંથોની તુલનાત્મક સંશોધિત વાચના આમ વલભીમાં પાંચમી સદીના ત્રીજા ચરણમાં તૈયાર કરાઈ એ આ પરિષદનું ઘણું ગણનાપાત્ર પ્રદાન છે.

# ખંડ 2ની પાદટીપો

1. શાસ્ત્રી હ. ગં., 'પ્રાચીન ભારત', ભાગ 1 (1984), પૃ. 30

2. અહીં ગુજરાત એટલે હાલ ગુજરાત રાજ્ય તરીકે ઓળખાતો પ્રદેશ, જેમાં સૌરાષ્ટ્ર અને કચ્છનો સમાવેશ થાય છે એવો અર્થ અભિપ્રેત છે. ખરી રીતે આ પ્રદેશ માટે 'ગુજરાત' નામ છેક સોલંકી કાલ(ઈ.સ. 942-1304)થી પ્રયોજાયું છે, તે પહેલાં આ સમસ્ત પ્રદેશ માટે એવાં કોઈ અન્ય નામ પ્રચલિત હતાં કે કેમ એ એક પ્રશ્ન છે. 'ગુજરાત' નામ પ્રચલિત થયું તે પહેલાં 'ગુર્જરદેશ', 'ગુર્જરમંડલ', 'ગુજ્જરત્તા'-'ગુર્જરત્રા' જેવાં નામ સંસ્કૃત-પ્રાકૃત ભાષાઓમાં પ્રયોજાતાં.

   સોલંકી કાલ પહેલાં સૌરાષ્ટ્ર, કચ્છ, આનર્ત (ઉત્તર ગુજરાત) અને લાટ (દક્ષિણ ગુજરાત) એવાં નામ એના જુદા જુદા વિભાગો માટે પ્રયોજાતાં એવું મનાય છે, પરંતુ તે તે સમયના મૂળ સ્રોતો તપાસીએ તો માલૂમ પડે છે કે આદ્ય-ઐતિહાસિક કાલમાં શાર્યાતોના સમયમાં આ સમસ્ત પ્રદેશ પ્રાયઃ 'આનર્ત' કહેવાતો ને એની પાટનગરી કુશસ્થલી (દ્વારકા) હતી. ક્ષત્રપ કાલ દરમ્યાન, ઈ.સ. 150માં 'આનર્ત' નામ ઉત્તર ગુજરાતનો સીમિત અર્થ ધરાવતું થયું. મૈત્રક કાલ (ઈ.સ. 470-788)માં પ્રાયઃ આ સમસ્ત પ્રદેશ 'લાટ' તરીકે ઓળખાયો. આગળ જતાં એ નામે દક્ષિણ ગુજરાતનો સીમિત અર્થ ધારણ કર્યો ને આ પ્રદેશ ગુર્જરદેશ કે ગુજરાત તરીકે ઓળખાતો થયો. છતાં સગવડ માટે સમગ્ર પ્રાચીન કાલના સંદર્ભમાંય આપણે આ પ્રદેશનો 'ગુજરાત' તરીકે ઉલ્લેખ કરીએ છીએ. 'દેવદત્તનો યજ્ઞદત્ત નામે પુત્ર જન્મ્યો'ની જેમ આવા પ્રયોગને રૂઢિમાન્ય ગણાય છે. (વિગતો માટે જુઓ "ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ" (સંપા. ર. છો. પરીખ અને હ. ગં. શાસ્ત્રી), ગ્રંથ 1 : 'ઇતિહાસની પૂર્વભૂમિકા,' પ્રકરણ 10.)

3. મગધ દક્ષિણ બિહારમાં આવેલું પ્રસિદ્ધ જનપદ હતું. એનું પાટનગર પહેલાં ગિરિવ્રજ કે રાજગૃહ (રાજગિર) હતું ને પછી પાટલિપુત્ર (પટના).

4. *Epigraphia Indica*, Vol. VIII, PP. 42 ff.; ગિ. વ. આચાર્ય (સંપા.), 'ગુજરાતના ઐતિહાસિક લેખો', ભાગ 1, લેખ નં. 6

5. ભારતીય અભિલેખવિદ્યામાં આ અભિલેખો અશોકનાં શૈલશાસનો તરીકે ઓળખાય છે. અશોકે એની પ્રતો રાજ્યના વિભિન્ન પ્રદેશોનાં મહત્ત્વનાં મથકોએ કોતરાવેલી. એ પ્રતો ગુજરાત ઉપરાંત વાયવ્ય સરહદ પ્રાંત, ઉત્તર પ્રદેશ, ઓરિસ્સા, મહારાષ્ટ્ર અને તામિલનાડુમાં મળી છે. એમાં કેટલાક પ્રાદેશિક ભાષાભેદ રહેલા છે.

   જૂનાગઢ પાસેનો આ શૈલ જૂનાગઢથી ગિરનાર જવાના માર્ગ પર દામોદર કુંડની પશ્ચિમે આવેલો છે. આ શૈલ 1822માં પ્રકાશમાં આવેલો. એના પર કોતરેલા લેખ 1827માં પ્રિન્સેપે વાંચેલા. 1862માં જૂનાગઢના પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ એનો શુદ્ધ પાઠ તૈયાર કરેલો. હુલ્શે તૈયાર કરેલ ભારતીય અભિલેખોના સંગ્રહ 1માં એનો સચિત્ર પાઠ પ્રકાશિત થયો છે. ગુજરાતીમાં એનો પાઠ તથા અનુવાદ 'ગુજરાતના

ઐતિહાસિક લેખો'ના ભાગ 1માં પ્રસિદ્ધ થયેલ છે (લેખ નં. 1).

આ શૈલ સાડાત્રણેક મીટર ઊંચો છે. એની પૂર્વ બાજુ પર આ લેખમાળા બે હરોળમાં કોતરેલી છે. આ ચૌદ ધર્મલેખોના ક્રમિક સાર માટે જુઓ 'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ,' ગ્રંથ 2; 'મૌર્યકાલથી ગુપ્તકાલ', પૃ. 77-80.

6. જેમકે નાગરી, ગુજરાતી, મહાજની (રાજસ્થાની), કાશ્મીરની શારદા, પંજાબની ટાકરી અને ગુરુમુખી, બિહારની કૈથી, બંગાળની બંગાળી, ઉડિયા(ઓરિસ્સા)ની ઉડિયા, આંધ્ર પ્રદેશની તેલુગુ, કર્ણાટકની કાનડી, તમિલનાડુની ગ્રંથ અને કેરલની મલયાલમ. આ સર્વ વર્તમાન લિપિઓ વિભિન્ન રીતે બ્રાહ્મી લિપિમાંથી જ કાલાંતરે વ્યુત્પન્ન થઈ છે. (વિગતો માટે જુઓ શાસ્ત્રી હ. ગં., 'ભારતીય અભિલેખવિદ્યા,' પ્રકરણ 5.)

7. જેમકે શત્રુંજય પર, ભરૂચમાં અને ગિરનાર પર. ગિરનાર પરનું મહાવીર મંદિરનું સ્થાન સંપ્રતિની ટૂક તરીકે ઓળખાય છે.

8. વિગતો માટે જુઓ શાસ્ત્રી હ. ગં. અને પરીખ પ્ર. ચિ., 'ભારતીય સિક્કાશાસ્ત્ર' પ્રકરણ 6.

9. આ સિક્કાઓ પર સામાન્યતઃ 'Basileos Megalou Eukratidou' એવું ગ્રીક લખાણ અને रजस महतकस एउक्रतिदस એવું પ્રાકૃત લખાણ હોય છે, જે બંનેનો અર્થ 'રાજા મહાન એઉક્રતિદનો' એવો થાય છે.

આ સિક્કા અહીં વેપાર માટે કે શોભા માટે આયાત થયા હોય એના કરતાં એ અહીં ચલણ તરીકે પ્રયોજાયા હોય એ વધુ સંભવિત મનાયું છે.

(*Bombay Gazetteer*, Vol. I, Part 1, p. 16)

10. શાસ્ત્રી હ. ગં., 'પ્રાચીન ભારત' ભાગ 1, પૃ. 98-99

11. Sircar D. C., *Select nscriptions*, Vol I, Book II, No. 14

12. 'પેરિપ્લસ'નો લેખક (ઈ.સ. 70-80) નોંધે છે કે 'આજના દી લગી ગ્રીક લખાણવાળા અને સિકંદર પછી ગાદીએ આવનાર એપોલો દોતસ અને મિનન્દરની મુદ્રાવાળા, એ દેશથી આવતા દિરામનું ચલણ અહીં બારીગાઝા(ભરૂચ)માં છે. ('પેરિપ્લસ', કંડિકા 47). દિરામ = દ્રમ્મ.

13. શાસ્ત્રી હ. ગં. અને પરીખ પ્ર. ચિ., 'ભારતીય સિક્કાશાસ્ત્ર,' પૃ. 76; 'મૌર્યકાલથી ગુપ્તકાલ,' પૃ. 91

14. જુઓ ઉપર પાદટીપ, 12.

14 અ. 'મૌર્યકાલથી ગુપ્તકાલ,' પૃ. 92

15. 'મૌર્યકાલથી ગુપ્તકાલ,' પૃ. 92-93

16. 'ઇતિહાસની પૂર્વભૂમિકા,' પૃ. 487-488
17. 'મૌર્યકાલથી ગુપ્તકાલ,' પ્રકરણ 15
18. એજન, પ્રકરણ 16
19. જમીનદાર રસેશ, 'ક્ષત્રપકાલનું ગુજરાત,' પૃ. 17-18
20. Raposn E. J., *Catalogue of the Andhra Dynasty, the Western Kṣatrapas, the Traikūṭaka Dynasty and the Bodhi Dynasty,'* pp. 63 f.
21. *Ibid.*, pp. 65 ff.
22. Sīrcar D. C., *Select Inscriptions*, Vol. I, Book II, Nos. 58-62
23. જમીનદાર રસેશ, ઉપર્યુક્ત, પૃ. 57.
24. Sīrcar D. C. *op. cit.*, Book II, Nos. 83-88.
25. જમીનદાર રસેશ, ઉપર્યુક્ત, પૃ. 62-63
26. Shastri H. G., *A Historical and Cultural Study of the Inscriptions of Gujarat*, pp. 16 f. Also vide *Journal of the Oriental Institute*, Vol. XX/Y, pp. 59 ff.
27. જમીનદાર રસેશ, ઉપર્યુક્ત, પૃ. 26-27.
28. Rapson E. J., *op. cit.*, p.p. 72 ff.
29. Sircar D. C., *op. cit.*, Book II, Nos. 63-66; 'ગુજરાતના ઐતિહાસિક લેખો,' ભાગ 1, લેખ નં. 2-5.
30. *Journal of Ancient Indian History*, Vol. II, Pts. 1-2, pp. 104. ff.
31. *Journal of the Oriental Institute*, Vol. XXVIII, No. 1, pp. 14 f.
32. *Journal of the Oriental Institute*, Vol. XXIX, pp. 59 ff.; જમીનદાર રસેશ, ઉપર્યુક્ત, પૃ. 39-44.
33. Rapson E. J., *op. cit.*, pp. 76 f.
34. *Ibid.*, pp. 78 ff.
35. *Journal of the Oriental Institute*, Vol. XIII, pp. 237 f.
36. Sircar D. C., *op. cit.*, Book III, No. 67; 'ગુજરાતના ઐતિહાસિક લેખો,' ભાગ 1 લેખ નં. 6.
37. Rapson E. J., *op. cit.*, pp 80 ff.
38. *Ibid.*, pp. 86 ff.; જમીનદાર રસેશ, ઉપર્યુક્ત, પૃ. 83-85
39. અગાઉ જાણવામાં આવેલ સિક્કાઓ પરથી રુદ્રસિંહે વર્ષ 102-103માં ક્ષત્રપ તરીકે,

વર્ષ 103-110માં મહાક્ષત્રપ તરીકે, વર્ષ 110-112માં બીજી વાર ક્ષત્રપ તરીકે અને વર્ષ 113થી 118 કે 119 સુધી બીજી વાર મહાક્ષત્રપ તરીકે સિક્કા પડાવેલા એવું માલૂમ પડ્યું હતું. પછી પ્રકાશમાં આવેલા વધુ સિક્કાઓ પરથી વળી ગૂંચવાડો વધ્યો છે. (જુઓ જમીનદાર રસેશ, ઉપર્યુક્ત, પૃ. 83-85)

40. Sircar D. C., *op. cit.,* Book II, No. 69; 'ગુજરાતના ઐતિહાસિક લેખો,' ભાગ 1, લેખ 7

41. 'ગુજરાતના ઐતિહાસિક લેખો'. ભાગ 1, લેખ 12

42. 'સંબોધિ' પુ. 3, અં. 4, પૃ. 73થી; જમીનદાર રસેશ, ઉપર્યુક્ત, પૃ. 16

43. 'સંબોધિ,' પુ. 3, અં. 2-3, પૃ. 45-49: જમીનદાર રસેશ, ઉપર્યુક્ત, પૃ. 26

44. Sircar D. C. *op. cit.,* Book II, No. 70; 'ગુજરાતના ઐતિહાસિક લેખો,' ભાગ 1, લેખ નં. 9

45. એનો માત્ર એક સિક્કો મળ્યો છે. સત્યદામા ક્ષત્રપકાલ દરમ્યાન અપુત્ર મૃત્યુ પામ્યો હશે. (જમીનદાર રસેશ, ઉપર્યુક્ત, પૃ. 85)

46-47. Rapson E. J., *op. cit.,* pp. 84 f.

48. જમીનદાર રસેશ, ઉપર્યુક્ત, પૃ. 86

49. 'ગુજરાતના ઐતિહાસિક લેખો,' ભાગ 1, લેખ 11

50. એજન, લેખ 8; Sircar D. C., *op. cit.,* Book II, No. 72

51. જમીનદાર રસેશ, ઉપર્યુક્ત, પૃ. 87-88

52. Rapson E. J., *op. cit.,* p. 106

53. *Ibid.,* p. 107

54. *Ibid.,* pp. 108 ff., મિશ્રધાતુના નામ વિનાના સિક્કા વર્ષ 147-158ના મળ્યા છે. તે પણ દામસેનના રાજ્યકાલના ગણાય.

55. *Ibid.,* pp. 115 f., 117 ff.

56. જમીનદાર રસેશ, ઉપર્યુક્ત, પૃ. 90-91.

57. Rapson, *op. cit.,* pp. 127 ff.; એજન, પૃ. 91

58. *Ibid., pp.* 141 ff.; એજન, પૃ. 92

59. *Ibid., p.* 147 ff.; એજન પૃ. 92

60. *Ibid., p.* 152; એજન, પૃ. 92

61. *Ibid., pp.* 153 ff.; એજન પૃ. 92-93

62. *Ibid. pp.* 162 ff.; એજન, પૃ. 93

62 અ. આ શિલાલેખ હાલ જૂનાગઢ મ્યુઝિયમમાં છે. 'ગુજરાતના ઐતિહાસિક લેખો,' ભાગ 1, લેખ નં. 10

63. *Ibid., pp.* 170 ff.; એજન, પૃ. 95

64. *Ibid., pp.* 175 ff.; એજન, પૃ. 96

65. *Ibid., pp.* 179 ff.; એજન, પૃ. 97

66. *Journal of the Oriental Institute.* Vol. XII, No. 2, pp. 173 ff.; જમીનદાર રસેશ, ઉપર્યુક્ત, પૃ. 48-50.

67. Rapson E. J., *op. cit.,* pp. 189 f.

68. *Ibid., p.* 191

69. *Ibid., pp.* 192 ff.; જમીનદાર રસેશ, ઉપર્યુક્ત, પૃ. 99

70 આ નિધિમાં 9 સિક્કા ક્ષત્રપોના, 283 સિક્કા શ્રી શર્વ ભટ્ટારકના અને 1103 સિક્કા કુમારગુપ્ત 1લાના છે. (*Journal of the Bombay Branch, Royal Asiatic Society,* Vol. VI, pp. 55 and 72)

71. Rapson E. J., *op. cit.,* pp. 124, f.

72. જમીનદાર રસેશ, ઉપર્યુક્ત, પૃ.112

73. એજન, પૃ. 112-113

74. Mehta R. N. and Chaudhary S. N., *Excavation at Devnimori,* pp. 45 ff.

75. 'મૌર્યકાલથી ગુપ્તકાલ,' પૃ. 254-261

76. જુઓ ઉપર પાદટીપ 4.

77. નહપાનના સમયના ગુફાલેખોના આધારે (જુઓ ઉપર પાદટીપ 22.)

78. 'મૌર્યકાલથી ગુપ્તકાલ,' પૃ. 319-333

79. એજન, પૃ. 344-360

80. એજન, પૃ. 362-365

81. એજન, પૃ. 365-367

82. એજન, પૃ. 378-394

83. એજન, પૃ. 188

84. એજન, પૃ. 188-190

85-86. એજન, પૃ. 194-195; Altekar A. S., *The Coinage of the Gupta Empira,* p. 216

87. Fleet J. F., *Corpus Inscriptionum Indicarum,* Vol. III : *Inscriptions of the Early Gupta Kings and Their Successors,* pp. 58 ff.

88. Alteker A. S., *op. cit.,* pp. 251 ff. સ્કંદગુપ્તના ચાંદીના સિક્કાઓ પર વર્ષ આપવામાં આવતાં, પરંતુ પશ્ચિમ ભારતના સિક્કાઓ પર એના આંકડા બરાબર મુદ્રિત થયા ન હોઈ સ્પષ્ટ વંચાતા નથી.

89. 'મૌર્યકાલથી ગુપ્તકાલ,' પૃ. 196-197

90. Rapson E. J., *op. cit.,* pp. 198 ff.

91. Mirashi V. V., *Corpus Inscriptionum Indicarum,* Vol. IV : *Inscriptions of the Kalachuri-Chedi Era,* No. 8. દાનશાસનમાં રાજાને 'भगवत्पादकर्म्मकर' કહ્યો છે. કાપુર એ સુરત જિલ્લાના વ્યારા તાલુકામાં આવેલું કપુરા છે.

92. 'મૌર્યકાલથી ગુપ્તકાલ,' પૃ. 241

# ખંડ 3

# મૈત્રક કાલ અને અનુ-મૈત્રક કાલ

## પ્રકરણ 7
## મૈત્રક કાલ

ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં બીજો દીર્ઘ કાલખંડ છે મૈત્રક કાલ (ઈ.સ. 470થી 788), જે ત્રણસોથી વધુ વર્ષ ધરાવે છે. આ કાલની બીજી વિશેષતા એ છે કે આ કાલના મુખ્ય શાસક હતા આ પ્રદેશના જ મૈત્રક કુલના રાજવીઓ. 'મૈત્રક'એ આ શાસકોના કુલનું નામ છે. મૈત્રક કુલના રાજાઓની રાજધાની હતી વલભી, જે સૌરાષ્ટ્ર દ્વીપકલ્પના પૂર્વકિનારા પાસે આવેલી હતી. મૈત્રક રાજાઓ સમસ્ત સૌરાષ્ટ્ર ઉપરાંત કચ્છ અને ઉત્તર ગુજરાત તથા મધ્ય ગુજરાત પર સત્તા ધરાવતા હતા. દક્ષિણ ગુજરાતમાં ત્યારે અન્ય રાજકુલોની સત્તા પ્રવર્તતી હતી. મગધના ગુપ્ત સામ્રાજ્યની સત્તા શિથિલ થતાં મૈત્રક કુલના સેનાપતિ ભટાર્કે ઇ.સ. 470ના અરસામાં આ રાજવંશની સ્થાપના કરેલી ને ઈ.સ. 788માં સિંધના અરબોએ તેઓની રાજસત્તાનો અંત આણ્યો ત્યાં સુધી ભટાર્કના વંશજોએ ગુજરાતના ઘણા પ્રદેશ પર શાસન કર્યું. આથી આ કાલ 'મૈત્રક કાલ' કહેવાય છે.

વલભીના મૈત્રક રાજાઓની સત્તા અસ્ત પામતાં મૈત્રક કાલ પૂરો થયો. આગળ જતાં દોઢસોએક વર્ષ પછી ગુજરાતમાં ચૌલુક્ય (સોલંકી) વંશની સત્તા સ્થપાઈ ને રાજકીય તથા સાંસ્કૃતિક ક્ષેત્રે સુવર્ણયુગ પ્રવર્ત્યો. એ પહેલાંના વચગાળા (ઈ.સ. 788થી 942) દરમ્યાન ગુજરાતના જુદા જુદા ભાગોમાં અનેક રાજકુલોની

સત્તા પ્રવર્તી, પરંતુ તેઓમાં કોઈ એકેય કુલ એટલું પ્રબળ અને પ્રભાવશાળી નહોતું કે આ કાલને એના નામે ઓળખી શકાય. આથી મૈત્રકકાલની પછીના આ અન્તરાલ કાલને અનુ-મૈત્રક કાલ તરીકે ઓળખવામાં આવે છે.

મૈત્રક કાલ તથા અનુ-મૈત્રક કાલ દરમ્યાન ગુજરાતે ભલે સોલંકી કાલના જેવી અને જેટલી સિદ્ધિ હાંસલ ન કરી, પરંતુ અગાઉના કાલની અપેક્ષાએ એણે સ્વ-શાસનનાં પગરણ કર્યાં એ એની અપૂર્વ સિદ્ધિ ગણાય. અગાઉના કાલ દરમ્યાન ગુજરાતમાં કોઈ ને કોઈ પર-પ્રદેશ કે પરદેશના શાસકોનું શાસન પ્રવર્તેલું, જ્યારે હવે અહીં પર-શાસનની લાચારીનો અંત આવ્યો ને સ્વ-શાસનના સૂર્યનો ઉદય થયો. આ પ્રદેશમાં હવે અહીંનાં જ રાજકુલોની સત્તા પ્રવર્તી એ કંઈ નાની-સૂની ઘટના ન ગણાય.

અગાઉ જણાવ્યા મુજબ મૈત્રક કાલ (ઈ.સ. 470-788) એ ગુજરાતના પ્રાચીન કાલનો બીજો દીર્ઘ કાલખંડ છે. અગાઉના કાલમાં આ પ્રદેશનું રાજકીય કેન્દ્ર હતું ગિરિનગર, જ્યારે મૈત્રક કાલમાં એનું સ્થાન વલભીએ લીધું.

## વલભી[1]

વલભી એ સૌરાષ્ટ્રના પૂર્વ ભાગમાં આવેલી પ્રસિદ્ધ નગરી હતી. સંસ્કૃતમાં એને 'વલભી' કહેતા ને પ્રાકૃતમાં 'વલહિ'કે 'વલહી'. બ્રિટિશ કાલમાં એ 'વળા' તરીકે ઓળખાતું. 1945માં 'વળા'ને બદલે એનું પ્રાચીન નામ 'વલભીપુર' પુનઃ સ્થાપિત કરવામાં આવ્યું, પરંતુ ત્યારે સરતચૂકથી એની જોડણી 'વલ્લભીપુર' રખાઈ ગઈ. 'વલભી'એ 'વલ્લભ'નું નારી જાતિનું રૂપ નથી; એ તો સ્વતંત્ર શબ્દ છે. સંસ્કૃત કોશોમાં 'વલભી'ના મુખ્યત્વે બે પ્રકારના અર્થ આપવામાં આવ્યા છે : (1) છાપરું, વાંસવળીઓ વગેરેનું માળણ કે ધાજ ટેકવવાનું ચોકઠું અને (2) ઘરનો સહુથી ટોચનો ભાગ, સપાટ છાપરા પરનું શિરોગૃહ. વાસ્તુશાસ્ત્રમાં આ શબ્દના જે વિવિધ અર્થ આપ્યા છે તેમાં આચ્છાદનનો તથા ટોચરૂપ ઉત્તુંગ સ્થિતિનો ભાવ રહેલો છે. સૌરાષ્ટ્રની આ પ્રાચીન નગરીને ઘણી વાર 'વલભી' ને ક્યારેક 'વલભીપુર' કહેતા. હાલ વલ્લભીપુર ભાવનગર જિલ્લાના વલ્લભીપુર મહાલનું વડું મથક છે. એની પાસે થઈ ઘેલો નદી વહે છે ને ખંભાતના અખાતની ભાવનગર ખાડીમાં ભળી જાય છે. આ ખાડી હાલ વલ્લભીપુરથી બત્રીસેક કિ.મી. જેટલી દૂર છે, પરંતુ પ્રાચીન કાલમાં એ આ નગરીની નજીક સુધી પ્રસરી હોય એવું જણાય છે.

વલભી મૈત્રક રાજ્યની રાજધાની બની (ઈ.સ. 470) ત્યારે એ સુરાષ્ટ્રની પ્રાચીન નગરી તરીકે પ્રસિદ્ધિ પામી ચૂકી હતી. પાણિનિના ગણાતા ગણપાઠમાં

અન્ય નગરીઓની સાથે વલભીનું નામ આપેલું છે. સંસ્કૃત કથા-સાહિત્યમાંની કથાઓમાંય એનો નિર્દેશ આવે છે. જૈન અનુશ્રુતિ વિ. સં.ની બીજી સદીમાં વલભીમાં શ્વેતાંબર સંપ્રદાય ઉદ્‌ભવ્યો હોવાનું જણાવે છે. વળી ઈ.સ. 300ના અરસામાં જૈન આગમોની વાચના આચાર્ય નાગાર્જુનની અધ્યક્ષતા નીચે વલભીમાં થઈ હતી. ઈ.સ.ની ચોથી સદીમાં થયેલા મલ્લવાદીની કારકિર્દી વલભી સાથે સંકળાયેલી છે. તદુપરાંત માથુરી વાચના અને વાલભી વાચનાની તુલના પર આધારિત સમીક્ષિત વાચના પણ ઈ.સ. 453માં વલભીમાં તૈયાર કરાઈ હતી.

## મૈત્રક રાજ્ય

સ્કંદગુપ્તના મૃત્યુ પછી ગુપ્ત સામ્રાજ્યની સત્તા નબળી પડી ને દૂરના પ્રાંત સ્વતંત્ર થવા લાગ્યા ત્યારે સેનાપતિ ભટાર્કે વલભીમાં પોતાની સ્વતંત્ર રાજસત્તા સ્થાપી. 'ભટાર્ક' એ એનું વિશેષ નામ છે, 'સ્વામી'નો અર્થ ધરાવતું 'ભટ્ટારક' બિરુદ એનાથી ભિન્ન છે. 'ભટાર્ક' એટલે ભટો(સૈનિકો)માં અર્ક (સૂર્ય). સેનાપતિ માટે કેવું સમુચિત નામ ! ભટાર્ક મૈત્રક કુલનો હતો. મૈત્રકોના કુલની ઉત્પત્તિ વિશે વિભિન્ન મતો પ્રવર્તે છે. એક અનુશ્રુતિ અનુસાર વલભીના રાજાઓ મેવાડના ગુહિલોના પૂર્વજ હતા, પરંતુ એ માન્યતા કપોલકલ્પિત છે. કેટલાકે વલભીના રાજાઓ મિહિરો, ગુર્જરો, મિત્રો કે નાગરો હોવાની અટકળ કરી છે, પરંતુ ઉપલબ્ધ પ્રાચીન ઉલ્લેખો પરથી ફલિત થાય છે કે મૈત્રકો પ્રાયઃ પાશુપત લકુલીશના શિષ્ય મિત્રમાંથી ઉત્પન્ન થયેલા મૈત્ર્યો હતા. તેઓ લડાયક વૃત્તિના હતા. શરૂઆતમાં સ્મૃતિમાં તેઓની ગણના વ્રાત્ય વૈશ્યો તરીકે થઈ; પાંચમીથી આઠમી સદી દરમ્યાન તેઓ રાજસત્તા ધરાવતા, ત્યારે તેઓ ક્ષત્રિય વર્ણના અને યાદવ કુલના ગણાયા ને એ પછી પડતીના કાલમાં તેઓ બૌદ્ધ ચૈત્યોમાં પૂજા કરવાનો ધંધો કરતા થયા.[2]

ભટાર્ક મૈત્રક રાજવંશનો સ્થાપક હતો. એનો કોઈ અભિલેખ ઉપલબ્ધ નથી, પરંતુ એના વંશજોનાં દાનશાસનોમાં પૂર્વજ તરીકે ભટાર્કની પ્રશસ્તિ આપેલી છે. એમાં એને આ રાજવંશનો મૂળ પુરુષ જણાવ્યો છે. ભટાર્કે રાજસત્તા કેવી રીતે પ્રાપ્ત કરી એ વિશે વિગતવાર માહિતી મળતી નથી. પરંતુ એની પ્રશસ્તિમાં એણે 'અતુલ બળવાળા શત્રુઓના મંડલના વિસ્તારમાં સેંકડો પ્રહાર ઝીલી પ્રતાપ પ્રાપ્ત કરેલો' એવું જણાવ્યું છે એ પરથી એને ચાલુ શાસકો સાથે સંગ્રામ ખેલવો પડ્યો હશે એવું સ્પષ્ટ થાય છે. ભટાર્ક સુરાષ્ટ્રમાં સેનાપતિ હતો એવું જણાય છે ને સ્કંદગુપ્તના રાજ્યકાલના આરંભમાં (ઈ.સ. 455-57માં) ત્યાં પર્ણદત્ત નામે ગોપ્તા શાસન કરતો હતો. ભટાર્કને પર્ણદત્ત કે એના ઉત્તરાધિકારી સાથે સંઘર્ષમાં ઊતરવું પડ્યું હશે. પોતે સેનાપતિપદે હોઈ એ પોતાના સૈન્યનો લાભ મેળવી શકે એ સ્વાભાવિક છે. એની પ્રશસ્તિમાં સ્પષ્ટ જણાવ્યું છે કે 'એણે પ્રતાપથી વશ થયેલા

ને દાન, માન અને આર્જવથી અનુરાગ પામેલા મૌલ, ભૃત, મિત્ર અને શ્રેણીના અનુરક્ત સૈન્ય વડે રાજ્યશ્રી પ્રાપ્ત કરેલી.' આમ સેનાપતિ ભટાર્ક પોતે પ્રતાપી યોદ્ધો હતો ને એના પ્રતાપને લઈને એનું સૈન્ય એને વશ હતું. એ ઉપરાંત એ દાન, માન અને ઋજુ વર્તાવ દ્વારા સૈન્યનો અનુરાગ ધરાવતો હતો. એના અધિકાર નીચેનાં મૌલ (વારસાગત) અને ભૃત (ભાડૂતી) સૈન્ય એને અનુરક્ત (વફાદાર) હતાં; વળી એણે મિત્રો(સાથીઓ)નાં સૈન્યોનો તથા શ્રેણીઓ(મંડળો)નાં સૈન્યોનો સહકાર પણ સાધ્યો હતો. એના બીજા પુત્ર દ્રોણસિંહનો ઈ.સ. 500ના અરસામાં રાજ્યાભિષેક થયો તે પહેલાં આ રાજકુલમાં બે પૂર્વાધિકારીઓ રાજ્ય કરી ગયા હતા — એના પિતા સેનાપતિ ભટાર્ક અને એમનો જ્યેષ્ઠ પુત્ર સેનાપતિ ધરસેન. ગુપ્ત સમ્રાટ સ્કંદગુપ્તનું મૃત્યુ ઈ.સ. 467માં કે એ પછી એકાદ વર્ષમાં થયું ને દ્રોણસિંહનો રાજ્યાભિષેક ઈ.સ. 500ના અરસામાં થયો એ પરથી સેનાપતિ ભટાર્કે રાજસત્તા ઈ.સ. 470 સુધીમાં પ્રાપ્ત કરી ગણાય.

રાજસત્તા હસ્તગત થતાં ભટાર્કે પોતાની રાજધાની વલભીમાં રાખી. અગાઉનું પાટનગર ગિરિનગર હતું તેને બદલે તેણે વલભીની પસંદગી કરી એની પાછળ કોઈ પ્રબળ કારણ રહેલું હશે. ભટાર્ક મૈત્રકકુલનો પરમ માહેશ્વર (શૈવ) હતો, આથી એણે પોતાની રાજમુદ્રામાં રાજપ્રતીક તરીકે શિવના વાહન નંદિ વૃષભની પસંદગી કરી. ભટાર્કને લોકો પ્રાકૃત ભાષામાં 'ભટક્ક' તરીકે ઓળખતા, તેથી એણે રાજમુદ્રામાં પોતાનું મૂળ નામ 'શ્રીભટક્ક' પ્રયોજ્યું. મૈત્રક વંશના સર્વ રાજાઓએ દાનશાસનોમાં શ્રી ભટાર્કનું નામ ધરાવતી રાજમુદ્રા ચાલુ રાખી, પણ સમય જતાં 'ભટક્ક'ના સ્થાને 'ભટાર્ક' એવું એનું સંસ્કૃત રૂપ પ્રયોજાયું.

ભટાર્ક પ્રબળ સેનાપતિ અને સફળ વિજેતા હોવા છતાં મુત્સદ્દી રાજનીતિજ્ઞ પણ હતો. એણે વાસ્તવમાં રાજસત્તા ધારણ કરી હોવા છતાં કોઈ રાજબિરુદ ધારણ કર્યું નહિ ને પોતાને 'સેનાપતિ' તરીકે જ ઓળખાવવાનું ચાલુ રાખ્યું. ભટાર્કે તેમ જ એના ઉત્તરાધિકારી ધરસેને પોતાના પરંપરાગત પરમભટ્ટારક (પરમસ્વામી) સાથેનો મૂળ સંબંધ ઔપચારિક રીતે યથાવત્ રહેવા દીધો. જાણે એ હજી સેનાપતિ હોય ને ગુપ્ત સમ્રાટના આધિપત્ય નીચે શાસન કરતો હોય !

મૈત્રક રાજાઓના રાજ્યકાલ દરમ્યાન અગાઉના શર્વ ભટ્ટારકનું નામ અને ત્રિશૂલનું ચિહ્ન ધરાવતા સિક્કા ચલણમાં ચાલુ કરાયા લાગે છે. એમાં ત્રિશૂલના હાથામાં નાના પરશુનું પાનું પણ લગાવેલું છે, જે અહીં ગુપ્તકાલ દરમ્યાન પ્રસરેલી ભાગવત ધર્મની અસર સૂચવે છે. આ પ્રકારના સિક્કા ભટાર્કના શાસનકાલમાં શરૂ થયા હશે. શર્વ ભટ્ટારક પણ પરમ માહેશ્વર હતો ને પ્રાયઃ મૈત્રકોનો દૂરનો પૂર્વજ હોઈ શકે.

સેનાપતિ ભટાર્ક પરમ માહેશ્વર હતો, પરંતુ ધાર્મિક બાબતમાં ઉદાર વલણ ધરાવતો. વલભીમાં બંધાયેલા 'ભટાર્ક-વિહાર'નું નામ દર્શાવે છે કે ત્યાં તેણે પોતાના નામનો એક બૌદ્ધ વિહાર (મઠ) બંધાવ્યો હતો. એ વિહાર રાજસ્થાનીય શૂરને પ્રસાદ(કૃપા) રૂપે ભેટ આપવામાં આવ્યો હતો. આ શૂર એ ગારુલક વંશનો મૂળ પુરુષ શૂર 1લો હોય એમ લાગે છે.

ઈ.સ. 470-500ના ગાળામાં ભટાર્કના રાજ્યકાલની ઉત્તર મર્યાદા ઈ.સ. 480ના અરસામાં અંકાય.[3]

ભટાર્ક પછી એનો જયેષ્ઠ પુત્ર ધરસેન 1લો ગાદીએ આવ્યો. ભટાર્કની જેમ એણે પણ રાજબિરુદ ધારણ ન કરતાં 'સેનાપતિ' બિરુદ ચાલુ રાખ્યું. એનું કોઈ દાનશાસન મળ્યું નથી. એણે લગભગ ઈ.સ. 480થી 500 સુધી રાજ્ય કર્યું. એના સમયનો ગુપ્ત સમ્રાટ સ્પષ્ટતઃ બુધગુપ્ત (લગભગ ઈ.સ. 476-500) હતો. ધરસેનના ઉત્તરાધિકારીઓનાં દાનશાસનોમાં આપેલી એની પ્રશસ્તિ અનુસાર એ ભટાર્ક તરફ પરમ આદર ધરાવનાર, શત્રુઓને નમાવનાર અને દીન, અનાથ તથા કૃપણ (કૃપા-પાત્ર) લોકોને ઉપજીવિકા આપનાર તરીકે પ્રશંસા પામ્યો હતો. એણે પિતાએ સ્થાપેલું નવું રાજ્ય યથાતથ ટકાવી રાખ્યું એ પણ નાનીસૂની સિદ્ધિ ન ગણાય. ધરસેન પરમ માહેશ્વર હતો.[4]

એનો ઉત્તરાધિકાર એના અનુજ (નાના ભાઈ) દ્રોણસિંહને મળ્યો. આ પરથી ધરસેન અપુત્ર હોવો સંભવે, પરંતુ ભટાર્કના ત્રણેય મોટા પુત્રોનો ઉત્તરાધિકાર તેના તેના અનુજને મળેલો છે એ પરથી ક્ષત્રપ વંશની જેમ આ રાજવંશમાં પણ ઉત્તરાધિકાર વારાફરતી દરેક રાજપુત્રને મળે એવી પ્રથા સૂચિત થાય છે.

દ્રોણસિંહના ઉત્તરાધિકારીઓનાં દાનશાસનોમાં આપેલી એની પ્રશસ્તિમાં જણાવ્યા મુજબ એના પરમસ્વામીએ પોતે એનો રાજ્યાભિષેક કરાવેલો. દ્રોણસિંહનો રાજ્યાભિષેક ઈ.સ. 502 પહેલાં, પ્રાયઃ ઈ.સ. 500ના અરસામાં થયો જણાય છે. એનો પરમસ્વામી મગધના ગુપ્ત વંશનો સમ્રાટ હોવો જોઈએ. એ સમ્રાટ બુધગુપ્ત (ઈ.સ. 476થી 494) અથવા એનો ઉત્તરાધિકારી મહારાજાધિરાજ વૈન્યગુપ્ત (ઈ.સ. 507) હશે. પરમસ્વામીએ પોતે દ્રોણસિંહનો રાજ્યાભિષેક કરાવ્યો એનો અર્થ એ થયો કે મૈત્રકકુલની રાજસત્તા હવે ગુપ્ત સમ્રાટોએ રીતસર માન્ય કરી. મૈત્રકોને હવે રાજ્યાભિષેક-વિધિનો અને રાજબિરુદનો અધિકાર પ્રાપ્ત થયો. દ્રોણસિંહે 'મહારાજ' બિરુદ ધારણ કર્યું ને ભૂમિદાન પણ દીધું.

દ્રોણસિંહના ઉત્તરાધિકારીઓનાં દાન-શાસનોમાં આપેલી એની પ્રશસ્તિમાં જણાવ્યું છે કે એ મનુ વગેરે (સ્મૃતિકારો)એ નિયત કરેલાં વિધિવિધાન પાળતો ને

ધર્મરાજની જેમ વિનય-વ્યવસ્થાની પદ્ધતિ અનુસરતો. આ પરથી માલૂમ પડે છે કે મૈત્રક રાજાઓના નવા રાજ્યમાં વ્યવસ્થિત રાજ્યતંત્ર દ્રોણસિંહના સમયમાં સ્થપાયું હતું. એના રાજ્યતંત્રમાં આયુક્તક, વિનિયુક્તક, મહત્તર, દ્રાંગિક ઇત્યાદિ અધિકારીઓના તંત્રની તેમ જ વિષય, આહરણી, દ્રંગ અને ગ્રામ જેવા વહીવટી વિભાગોની વ્યવસ્થા થઈ ચૂકી હતી. એ પરમ માહેશ્વર હતો ને ઉદાર સાંપ્રદાયિક વલણ ધરાવતો.

દ્રોણસિંહની પ્રશસ્તિમાં એના મહાન દાનોનોય નિર્દેશ આવે છે. એનાં બે ભૂમિદાન જાણવા મળ્યાં છે. એણે પાંડુરાજ્જા નામે દેવીના મંદિરને (વલભી) સંવત 183(ઈ.સ. 502)માં ત્રિસંગમક નામે એક ગામનું દાન કરેલું. એનું તામ્રશાસન એ મૈત્રક વંશનું પહેલું જ્ઞાત દાનશાસન છે. એ એક પતરા પર કોતરેલું હોઈ એમાં એના કુલ તથા પૂર્વાધિકારીઓની તેમ જ તેની પોતાની પ્રશસ્તિ આપવામાં આવી નથી. દાનમાં આપેલું ગામ હસ્તવપ્ર (હાથબ) આહરણી નામે વહીવટી વિભાગમાં આવેલું હતું. ધ્રુવસેન બાલાદિત્યના એક તામ્રશાસન પરથી માલૂમ પડે છે કે દ્રોણસિંહે ત્રિસંગમકમાં આવેલ કોટમ્મહિકા નામે દેવીના મંદિરને પણ એક ગામ દાનમાં આપેલું. દ્રોણસિંહે લગભગ ઈ.સ. 500થી 520 સુધી રાજ્ય કર્યું હોય એવું એના ઉત્તરાધિકારીના શાસનકાલ પરથી માલૂમ પડે છે.[5]

મહારાજ દ્રોણસિંહનો ઉત્તરાધિકાર એના અનુજ ધ્રુવસેન 1લાને પ્રાપ્ત થયો. એનાં 24 દાનશાસન મળ્યાં છે, જે મૈત્રક રાજાઓનાં દાનશાસનોમાં સહુથી વધુ સંખ્યા ધરાવે છે. આ દાનશાસન (વલભી) સંવત 206(ઈ.સ. 525)થી સંવત 226(ઈ.સ. 544)નાં છે. એ પરથી આ રાજાએ લગભગ ઈ.સ. 520થી 550 સુધી અર્થાત્ લગભગ 30 વર્ષ જેટલો લાંબો સમય રાજ્ય કર્યું જણાય છે. સર્વ શાસનોમાં ધ્રુવસેન માટે 'મહારાજ' બિરુદ પ્રયોજાયું છે. કેટલાંક દાનશાસનોમાં એની પહેલાં 'મહાસામંત' બિરુદ ઉમેરાયું છે; બે શાસનોમાં વળી એ બે બિરુદોની વચ્ચે 'મહાપ્રતીહાર,' 'મહાદંડનાયક' અને 'મહાકાર્તાકૃતિક' એ ત્રણ બિરુદ ઉમેરાયાં છે. આ પાંચ બિરુદો એ કાલના રાજાઓ માટે પ્રયોજાતા 'પંચ મહાશબ્દ' હતાં. તાબાના રાજાઓ આ પાંચ મહાબિરુદ ધારણ કરવામાં ગૌરવ લેતા. દ્રોણસિંહની જેમ ધ્રુવસેન પણ 'પરમભટ્ટારક'ના આધિપત્યનો નિર્દેશ કરે છે. આ સમયે ઉત્તર ભારતમાં ગુપ્ત સમ્રાટોની સત્તામાં ભારે ઊથલપાથલ થયા કરી હતી, છતાં તેઓની રાજસત્તા પૂર્વ ભારતમાં હજી ટકી રહી હતી. ધ્રુવસેનનાં દાનશાસનોમાં થયેલો (પરમભટ્ટારક)નો નિર્દેશ પરંપરાગત અધિપતિને લગતો ઔપચારિક નિર્દેશ લાગે છે.

ધ્રુવસેન પરમ ભાગવત (વૈષ્ણવ) હતો. મૈત્રક રાજાઓનો કુલધર્મ માહેશ્વર હોવા છતાં એણે અન્ય સંપ્રદાયનો અંગીકાર કર્યો હતો. એની પ્રશસ્તિમાં એને

'અભિલષિત ફલ આપવામાં કલ્પતરુ જેવો' કહ્યો છે. એણે આપેલાં ભૂમિદાનોની સહુથી મોટી સંખ્યા જોતાં એની ઉદારતાની પ્રશંસાને સંગીન સમર્થન મળે છે. એણે ઘણાં ભૂમિદાન બ્રાહ્મણોને આપેલાં છે, જે સિંહપુર (સિહોર), હસ્તવપ્ર (હાથબ), નગરક (નગરા) અને આનંદપુર (વડનગર) જેવાં વિવિધ નગરોના નિવાસી હતા. આ પરથી મૈત્રકોની સત્તા એ સમયે સૌરાષ્ટ્ર ઉપરાંત ઉત્તર ગુજરાત તથા મધ્ય ગુજરાત પર પણ પ્રવર્તતી હોવાનું સૂચિત થાય છે. ધ્રુવસેને ત્રણ ભૂમિદાન બૌદ્ધ વિહારોને આપેલાં છે. એમાંનો એક વિહાર એની ભાણેજી દુદાએ બંધાવ્યો હતો. ધ્રુવસેને એક ગામ ગારુલક વંશના પરમ ભાગવત રાજા વરાહદાસ 2જાને દાનમાં દીધું હતું. એણે એક ભૂમિદાન હસ્તકવપ્ર આહરણીમાંના કુક્કુટ (કૂકડ) ગામમાં પ્રતિહાર મમ્મકે બંધાવેલા આદિત્ય-મંદિરને દીધું હતું. આ પ્રતિહાર મહારાજ ધ્રુવસેનનાં વ.સં. 206થી 210નાં દાનશાસનોનો દૂતક હતો. પ્રશસ્તિમાં મહારાજ ધ્રુવસેનને પરાક્રમી, શરણદાતા અને દાનવીર ઉપરાંત શાસ્ત્રાર્થ તત્ત્વોનો જાણકાર કહ્યો છે.

જૈન અનુશ્રુતિ અનુસાર રાજા ધ્રુવસેનને પુત્રમરણથી સંતાપ થયેલો ત્યારે એની સ્વસ્થતા માટે આનંદપુરમાં સભા સમક્ષ 'કલ્પસૂત્ર' વાંચવામાં આવ્યું. એ અગાઉ એ સાધુઓ સમક્ષ જ વંચાતું, પરંતુ એ પ્રથામાં સુધારો કરીને સર્વ જનો સમક્ષ એનું જાહેર વાચન કરવાની પહેલ કરવામાં આવી. એ સમયે વીરનિર્વાણ સંવતનું વર્ષ (980 કે) 993 હતું ને એ સંવતનો આરંભ સંશોધિત મત અનુસાર ઈ.પૂ. 467માં ગણીએ, તો એ ઈ.સ. 526 આવે ને મહારાજ ધ્રુવસેનના રાજ્યકાલને બરાબર લાગુ પડે. ધ્રુવસેનનો પુત્ર એનો એકનો એક પુત્ર હશે ને પિતાની હયાતીમાં અકાળ અવસાન પામ્યો હશે.[6]

ધ્રુવસેન 1લાનો અનુજ અને ઉત્તરાધિકારી ધરપટ્ટ એ સેનાપતિ ભટાર્કનો સહુથી નાનો જ્ઞાત પુત્ર છે. એનું એકેય દાનશાસન મળ્યું નથી. એના અગ્રજોએ સિત્તેરેક વર્ષ રાજ્ય કર્યું એ જોતાં ધરપટ્ટ રાજ્યારોહણ સમયે ઘણો વયોવૃદ્ધ હશે ને એનો રાજ્યકાલ ઘણો ટૂંકો હશે એવું સૂચિત થાય છે. એણે લગભગ ઈ.સ. 550થી 555 સુધી રાજ્ય કર્યું ગણાય. એના ઉત્તરાધિકારીઓનાં દાનશાસનોમાં આપેલી એની પ્રશસ્તિ પ્રમાણમાં ઘણી ટૂંકી છે.

ધ્રુવસેનની જેમ ધરપટ્ટ પણ ધર્મસંપ્રદાયની બાબતમાં કુલપરંપરાથી જુદો પડ્યો. એ પરમ આદિત્ય-ભક્ત હતો. એની પ્રશસ્તિમાં એના સુવિશુદ્ધ ચરિત્રની તથા પરાક્રમ અને પ્રતાપની પ્રશંસા કરવામાં આવી છે. ધરપટ્ટનું મૃત્યુ થતાં મૈત્રક રાજાઓની બીજી પેઢી પૂરી થઈ. રાજગાદીનો ઉત્તરાધિકાર હવે ધરપટ્ટના પુત્ર ગુહસેનને પ્રાપ્ત થયો. ધરપટ્ટના અગ્રજોને પુત્ર હશે, તો ગુહસેનની પસંદગી એના

ગુણોને લઈને થઈ હશે ને ઉત્તરાધિકારીની પસંદગી મૈત્રક વંશમાં દરેક રાજા પોતાની વિવેકબુદ્ધિ પ્રમાણે કરતો હશે.[7]

મહારાજ ગુહસેન એ મૈત્રક વંશનો પ્રતાપી રાજા છે. એ 'મહાસામંત' જેવાં ગૌણ બિરુદ ધારણ કરતો નથી ને કોઈ પરમભટ્ટારકનો ઉલ્લેખ પણ કરતો નથી. પછીના રાજાઓ સ્થળસંકોચને લીધે કેટલાક આરંભિક રાજાઓની પ્રશસ્તિ રદ કરે છે ત્યારે તેઓ ભટાર્ક પછી પૂર્વજોની પ્રશસ્તિનો આરંભ ગુહસેનની પ્રશસ્તિથી કરે છે. ગુહસેનના રાજ્યકાલનાં જ્ઞાત વર્ષ વ. સં. 240(ઈ.સ. 559)થી 248 (ઈ.સ. 567) છે. એણે લગભગ ઈ.સ. 555થી 570 સુધી રાજ્ય કર્યું જણાય છે. એ સમયે ગુપ્ત સમ્રાટોની સત્તા અસ્ત પામી હતી. આ સંજોગોમાં મહારાજ ગુહસેને મૈત્રક રાજ્યની સંપૂર્ણ સ્વતંત્રતા સ્થાપી લાગે છે.

આ રાજાના કુલ પાંચ અભિલેખ મળ્યા છે. એમાં ત્રણ તામ્રશાસન છે, જ્યારે એક મૃત્પાત્રલેખ અને એક શિલાલેખ છે. દાનશાસનોમાં એની બે પ્રકારની પ્રશસ્તિ મળે છે. એમાં ગુહસેનનાં પરાક્રમ, રૂપ, સ્થૈર્ય, ગાંભીર્ય અને બુદ્ધિની ભારે પ્રશંસા કરવામાં આવી છે. એમાં જણાવ્યા મુજબ એણે બાળપણથી વીરતા દાખવી હતી ને યુદ્ધકળામાં સારી નામના મેળવી હતી. એણે પ્રજાના હૃદયનું રંજન કરી 'રાજા' શબ્દ સાર્થક કરેલો એ ઉલ્લેખ એની લોકપ્રિયતા દર્શાવે છે.

ગુહસેનનાં ત્રણેય દાનશાસન બૌદ્ધ વિહારોને આપેલાં ભૂમિદાનોને લગતાં છે. આ રાજા સામાન્યતઃ પરમ માહેશ્વર હતો, છતાં પ્રસંગતઃ પોતાને 'પરમ ઉપાસક' તરીકે પણ ઓળખાવતો. મૈત્રક વંશના ઘણા રાજાઓ પોતે માહેશ્વર હતા ને છતાં બૌદ્ધ વિહારોનેય ભૂમિદાન દેતા હતા.[8]

ગુહસેન પછી એનો પુત્ર ધરસેન 2જો ગાદીએ આવ્યો. આ રાજાનાં 16 દાનશાસન મળ્યાં છે. વળી એના નામે આગળ જતાં બે બનાવટી દાનશાસન પણ લખાયાં હતાં. જ્ઞાત ભૂમિદાનોની સંખ્યામાં ધ્રુવસેન 1લા પછી બીજું સ્થાન ધરસેન 2જાનું છે. એનાં દાનશાસન વ. સં. 252(ઈ.સ. 571)થી 270(ઈ.સ. 589)નાં છે. એણે લગભગ ઈ.સ. 570થી 595 સુધી રાજ્ય કર્યું જણાય છે.

ધરસેનની પ્રશસ્તિમાં એની ધનુર્વિદ્યામાં રહેલી કુશળતાની તેમ જ એના યશસ્વી પરાક્રમની પ્રશંસા કરવામાં આવી છે. એનાં કેટલાંક દાનશાસન લશ્કરી છાવણીઓમાંથી ફરમાવેલાં છે. એ સમયે થાણેશ્વરના રાજા પ્રભાકરવર્ધને દક્ષિણમાં ગુર્જર, માલવ અને લાટ પર પોતાનું આધિપત્ય પ્રસાર્યું હતું. સંભવ છે કે ધરસેનનું પરાક્રમ દક્ષિણ ગુજરાતમાં પોતાની રાજસત્તા પ્રસારવા માટે થયું હોય. એનાં દાનશાસનોના દૂતક તરીકે ઉલ્લિખિત સામંત શીલાદિત્ય પ્રાયઃ એનો મોટો પુત્ર

શીલાદિત્ય હતો, જે દક્ષિણના સહ્ય પ્રદેશ પર શાસન કરતો હતો.

ધરસેન માત્ર યુદ્ધવીર જ નહોતો, દાનવીર પણ હતો. એ અગાઉના રાજાઓએ આપેલાં ધર્મદાનોનું અનુપાલન કરતો હતો ને એની સંપત્તિ પર સેંકડો-હજારો યાચકોનું ગુજરાન ચાલતું હતું એવું એનો પ્રશસ્તિકાર જણાવે છે. આ રાજાનાં દાનશાસનોની વિપુલ સંખ્યા એની દાનવીરતાની પ્રતીતિ કરાવે છે. એનાં 11 ભૂમિદાન બ્રાહ્મણોને અને ત્રણ ભૂમિદાન બૌદ્ધ વિહારોને આપેલાં છે. પ્રશસ્તિકારે ધરસેનને આભિગામિક ગુણોથી આશ્રિત, શ્રી અને સરસ્વતીનો એકાધિવાસ દર્શાવનાર અને પ્રજાને પીડતા ઉપદ્રવોનું નિવારણ કરનાર તરીકે નવાજ્યો છે. ધરસેન પરમ માહેશ્વર હતો.[9]

મહારાજ ધરસેન 2જા પછી એનો પુત્ર શીલાદિત્ય 1લો વલભીની ગાદીએ આવ્યો. એનાં 14 દાનશાસન મળ્યાં છે, જે વ.સં. 286(ઈ.સ. 605)થી 292 (ઈ.સ. 611)ની તિથિનાં છે. આ રાજાનો રાજ્યકાલ લગભગ ઈ.સ. 595થી 612 સુધીનો ગણાય.

વલભીનો રાજા થતા પહેલાં શીલાદિત્યે દક્ષિણના સહ્ય પ્રદેશ પર સામંત તરીકે શાસન કર્યું લાગે છે. એનો પ્રશસ્તિકાર જણાવે છે કે શીલાદિત્ય ભારે મનોરથ સેવતો હતો ને એણે એ મનોરથને પોતાના યશસ્વી પરાક્રમ વડે સિદ્ધ કર્યો હતો. એ ઈ.સ. 609 અને 611માં દંડયાત્રામાં રોકાયેલો હતો.

ચીનના મહાશ્રમણ યુઅન શ્વાંગે લગભગ ઈ.સ. 640માં માળવાની મુલાકાત લીધી ત્યારે ત્યાં એણે આ રાજાની ભારે પ્રશસ્તિ જાણી હતી. એની નોંધ પરથી ફલિત થાય છે કે વલભીના રાજા શીલાદિત્યની સત્તા છેક માળવા સુધી પ્રવર્તતી હતી. માળવાના દશપુરથી વલભી આવેલા બે બ્રાહ્મણોને આ રાજા ગ્રામદાન કરે છે એ હકીકત આ સંદર્ભમાં સૂચક ગણાય. થાણેશ્વરનો ચક્રવર્તી રાજા હર્ષ ઈ.સ. 606થી 612 દરમ્યાન ઉત્તર ભારતની રાજસત્તાઓ સામે રોકાયેલા હતો તે દરમ્યાન આ રાજા શીલાદિત્યે માળવા પર પોતાની સત્તા પ્રસારી લાગે છે.

શીલાદિત્ય 1લાના સમયથી મૈત્રક રાજ્યનાં દાનશાસનોમાં કેટલોક વિગતસંક્ષેપ અને નિશ્ચિત વિગતક્રમ જોવા મળે છે. પરંતુ શીલાદિત્ય 1લાના તથા એના ત્રણ ઉત્તરાધિકારીઓના સમયમાં દાનશાસનોમાં રાજાના નામ આગળ કોઈ રાજબિરુદ આપવામાં આવ્યાં નથી એ હકીકત વિલક્ષણ લાગે છે. એ સમયે સામાન્ય રાજાઓ 'મહારાજ' કહેવાતા ને મહાન રાજાઓ 'મહારાજાધિરાજ' કહેવાતા. વચગાળાના આ રાજાઓને અગાઉના રાજાઓની જેમ 'મહારાજ' કહેવરાવવામાં નાનમ લાગતી હશે ? ને પછીના રાજાઓની જેમ 'મહારાજાધિરાજ' જેવું ભારે બિરુદ ધારણ કરવાનો સમય પાક્યો નહિ હોય ?

શીલાદિત્ય પરાક્રમી અને વિજયી તરીકે પ્રતાપી નીવડ્યો હતો, પરંતુ એ આંતરિક ગુણોની સંપત્તિમાં એથીય વધુ નામના ધરાવતો હતો. પ્રશસ્તિકાર જણાવે છે કે એ પરા તથા અપરા વિદ્યાનું અધ્યયન કરતો, છતાં નાનાં સુભાષિતોથીય સંતોષ માનતો. એણે કૃતયુગ(સત્યયુગ)નો માર્ગ સાફ કરી પોતાના ધર્માચરણ વડે 'ધર્માદિત્ય' એવું દ્વિતીય નામ પ્રાપ્ત કર્યું હતું. એણે બ્રાહ્મણો તથા બૌદ્ધ વિહારો ઉપરાંત દેવાલયોને પણ ભૂમિદાન દીધાં છે. એમાંનું એક દેવાલય મહાદેવનું હતું ને બીજું આદિત્ય દેવનું.

યુઅન શ્વાંગ એને વિશે નોંધે છે કે એનું જ્ઞાન વિશાળ હતું ને એની વિદ્યા વિપુલ હતી. સાહિત્યમાં એનું ચાતુર્ય અગાધ હતું. એ ચારે પ્રકારનાં ભૂતોને ચાહતો ને ત્રિરત્ન તરફ ઊંડો આદર ધરાવતો. એના હાથે કદી જીવને ઈજા થઈ નહોતી. એના હાથી-ઘોડાઓને પણ ગાળેલું પાણી પાવામાં આવતું, જેથી એની અંદર રહેલાં જીવજંતુઓને ઈજા ન થાય. એનામાં આવી મૈત્રી અને કરુણા હતી. પોતાના મહેલની બાજુમાં એણે વિહાર બંધાવ્યો હતો, એના અલંકરણમાં કલાકારોનું બધું કૌશલ ઠલવાવ્યું હતું ને એમાં સાત બુદ્ધોની પ્રતિમાઓ પધરાવી હતી. દર વર્ષે એ 'મોક્ષ પરિષદ' ભરતો ને ચારે દિશાઓના ભિક્ષુઓને તેડાવી તેઓને વિવિધ દ્રવ્ય દેતો. આ નોંધ પરથી શીલાદિત્યની ધર્મશીલતાનો વધુ ખ્યાલ આવે છે. 'આર્યમંજુશ્રીમૂલકલ્પ' ગ્રંથ પણ એને 'ધર્મરાજ' તરીકે બિરદાવે છે. એણે અનેક બૌદ્ધ વિહારોને ભૂમિદાન દીધાં હતાં, જેમાં વંશકટમાં પોતે બંધાવેલા વિહારનો પણ સમાવેશ થતો. એ સમયની વિષમ રાજકીય પરિસ્થિતિમાં પણ શીલાદિત્ય જેવો પ્રતાપી રાજા આટલો ધર્મશીલ બની 'ધર્માદિત્ય' તરીકે નામાંકિત થયો.[10]

શીલાદિત્ય ધર્માદિત્યને દેરભટ નામે પુત્ર હતો, પણ એનો ઉત્તરાધિકાર એના અનુજ ખરગ્રહને પ્રાપ્ત થયો. ખરગ્રહની પ્રશસ્તિમાં એણે વડીલ બંધુની આજ્ઞાને લઈને જ રાજલક્ષ્મી ધારણ કર્યાનું જણાવ્યું છે એટલું જ નહિ શીલાદિત્યનાં ઉત્તરકાલીન દાનશાસનોના દૂતક તરીકે પણ ખરગ્રહ જ અધિકાર ધરાવતો એ પરથી એને રાજપદનો ઉત્તરાધિકાર શીલાદિત્યની પસંદગીથી મળ્યો હોવાનું સ્પષ્ટ થાય છે. દેરભટે સહ્ય-વિંધ્ય પ્રદેશનું રાજ્ય સંભાળ્યું, જ્યારે વલભીની ગાદીનો વારસો ખરગ્રહને મળ્યો.

ખરગ્રહનાં બે જ દાનશાસન મળ્યાં છે. એ વલભી સંવત 297(ઈ.સ. 616)નાં છે. દાનશાસનોમાં ખરગ્રહના પરાક્રમની ભારે પ્રશંસા કરવામાં આવી છે. પ્રખ્યાત પૌરુષ અને અસ્ત્રકૌશલની વિશિષ્ટતાને લઈને એ વીર પુરુષોમાં અગ્રિમ સ્થાન ધરાવતો હતો. ઈ.સ. 616માં એણે ઉજ્જયિનીમાં વિજય-છાવણી નાખી હતી. એની આ વિજયકૂચને હર્ષ-પુલકેશી સંઘર્ષ સાથે સંબંધ હોવો સંભવે છે.

મૈત્રકોએ પહેલાં દખ્ખણના ચાલુક્ય નરેશ પુલકેશીનો પક્ષ લીધો હોય, પણ પાછળથી એમને હર્ષનું આધિપત્ય સ્વીકારવાની ફરજ પડી હોય એવું જણાય છે. ખરગ્રહ પરમ માહેશ્વર હતો. પ્રશસ્તિમાં એની ગુણસંપત્તિની, પ્રભાવિતાની અને વિશુદ્ધ મનોવૃત્તિની ભારે પ્રશંસા કરવામાં આવી છે. એમાં ખરગ્રહે પણ કલિયુગની અસર લુપ્ત કરી હોવાનું જણાવ્યું છે. આ પરથી શીલાદિત્યની જેમ આ રાજા પણ ધર્મિષ્ઠ અને ગુણસંપન્ન હોવાની છાપ પડે છે. ખરગ્રહે લગભગ ઈ.સ. 615થી 620 સુધી પાંચેક વર્ષ રાજ્ય કર્યું લાગે છે.[11]

ખરગ્રહ 1લા પછી એનો મોટો પુત્ર ધરસેન 3જો ગાદીએ આવ્યો. એનાં બે દાનશાસન મળ્યાં છે – ઈ.સ. 623 અને 624નાં. એણે લગભગ ઈ.સ. 620થી 625 સુધી રાજ્ય કર્યું. એનાં દાનશાસનોનો દૂતક 'રાજપુત્ર સામંત શીલાદિત્ય' તે દેરભટનો જ્યેષ્ઠ પુત્ર શીલાદિત્ય 2જો હોવો જોઈએ. ઈ.સ. 623-24 દરમ્યાન ધરસેન લાંબી દંડયાત્રામાં રોકાયેલો હતો, પરંતુ એ દંડયાત્રાનું નિમિત્ત નક્કી કરવું મુશ્કેલ છે. ધરસેનની પ્રશસ્તિમાં એના અનેક વિજયોનો તેમ જ એના અસ્ત્ર-કૌશલનો ઉલ્લેખ કરેલો છે. વળી એમાં એના વિદ્યાધિગમની, અનેક શાસ્ત્ર કલા અને લોક-ચરિતના ઊંડા અભ્યાસની, સત્ત્વસંપત્તિ તથા ત્યાગ-ઔદાર્યની તેમ જ ભદ્રપ્રકૃતિ અને વિનયશીલતાની પણ પ્રશંસા કરવામાં આવી છે. છતાં 'આર્યમંજુશ્રીમૂલકલ્પ'માં જણાવેલો ધ્રુવનો અગ્રજ ચપલ એ આ ધરસેન હોય તો એ સ્ત્રીલંપટ હતો ને એને લઈને શસ્ત્રજીવી સૈનિક વડે એનો વધ થયેલો. પરંતુ એ ગ્રંથમાં ચપલે માત્ર અર્ધું વર્ષ રાજ્ય કર્યાનું જણાવ્યું છે.[12]

ધરસેન 3જાનો ઉત્તરાધિકાર એના અનુજ ધ્રુવસેન 2જાને પ્રાપ્ત થયો. એના સમયથી વલભીના મૈત્રક રાજાઓની કીર્તિ સમસ્ત ભારતવર્ષમાં પ્રસરી. જેમ શીલાદિત્ય 1લાએ 'ધર્માદિત્ય' એવું અપરનામ ધારણ કર્યું હતું, તેમ ધ્રુવસેન 2જાએ 'બાલાદિત્ય' એવું બીજું નામ ધારણ કર્યું. પ્રશસ્તિમાં એણે ઉદયસમયે જનાનુરાગ પ્રાપ્ત કરી એ અપરનામ સમર્થિત કર્યાનું જણાવ્યું છે. એનાં દસ દાનશાસન મળ્યાં છે, જે વલભી સંવત 310 (ઈ.સ. 629)થી 323(ઈ.સ. 642)નાં છે. એણે લગભગ ઈ.સ. 625થી 643 સુધી રાજ્ય કર્યું. ઇ.સ. 638 સુધીનાં દાનશાસનોમાં દૂતક તરીકે સામંત શીલાદિત્યનું નામ આવે છે. એ એના પિતરાઈ ભાઈ દેરભટનો પુત્ર શીલાદિત્ય છે. ઇ.સ. 639-40નાં દાનશાસનોમાં રાજપુત્ર ખરગ્રહનું અને ઈ.સ. 642ના દાનશાસનમાં રાજપુત્ર ધરસેનનું નામ દૂતક તરીકે આપેલું છે. ખરગ્રહ એ શીલાદિત્ય 2જાનો નાનો ભાઈ ખરગ્રહ 2જો છે, જ્યારે ધરસેન એ ધ્રુવસેન 2જાનો પુત્ર ધરસેન 4થો છે. દૂતકોની આ વિગતો પરથી ધ્રુવસેનનો પુત્ર ધરસેન હવે પુખ્તવયનો થયો હોવાનું માલૂમ પડે છે.

દક્ષિણ ગુજરાતમાંના નાંદીપુરી રાજ્યના રાજા દદ 2જાએ પરમેશ્વર હર્ષદેવથી પરાભવ પામેલા એ સમયના 'વલભીપતિ'ને પોતે રક્ષણ આપેલું એવો ઉલ્લેખ એ રાજ્યનાં દાનશાસનોમાં આવે છે. દદ 2જાનાં દાનશાસન ઈ.સ. 628થી 640નાં છે, આથી આ 'વલભીપતિ' ધ્રુવસેન 2જો હોવો જોઈએ. આ પરથી જણાય છે કે ઉત્તરાપથના સમ્રાટ હર્ષે ધ્રુવસેનનો પરાભવ કર્યો હતો ને એમાં નાંદીપુરીના રાજા દદ 2જાએ એને શરણ આપ્યું હતું. યુઅન શ્વાંગે એના સમયના આ વલભીપતિ ધ્રુવસેનને હર્ષનો જમાઈ કહ્યો છે. આ પરથી એમ લાગે છે કે સમાધાન થતાં હર્ષે આ રાજા સાથે લગ્નવ્યવહારનો ગાઢ સંબંધ બાંધ્યો હતો. આ સંબંધથી ધ્રુવસેનને સમ્રાટના દરબારમાં અગ્રિમ સ્થાન મળતું હતું. એ સમયના રાજકીય સંજોગો જોતાં જણાય છે કે દદે ધ્રુવસેનને એના લાગવગવાળા સાથી તરીકે મદદ કરી હશે. ચક્રવર્તી હર્ષ સાથેનો સંઘર્ષ અને સમાધાન પછીનો મીઠો સંબંધ આ બંને બનાવ ધ્રુવસેનના રાજ્યકાલના આરંભમાં બન્યા હોવા જોઈએ, કેમકે ઈ.સ. 642માં પુખ્ત વયે પહોંચેલો રાજપુત્ર ધરસેન હર્ષનો દૌહિત્ર હોવાનું માલૂમ પડે છે. ચક્રવર્તી હર્ષે ઈ.સ. 644માં ગંગા-યમુનાના સંગમ પર છઠ્ઠી પંચવાર્ષિક પરિષદ બોલાવી ત્યારે એના જમાઈ તરીકે ત્યાં વલભીપતિ ધ્રુવસેનને અગ્રિમ સ્થાન આપવામાં આવ્યું હતું. ત્યાં ધ્રુવસેનનો તંબુ સંગમની પશ્ચિમે હતો ને પરિષદ માટેની રાજસવારીમાં એના સૈનિક હાથી પર સવાર થયા હતા.

ધ્રુવસેન બાલાદિત્યે કરેલાં ભૂમિદાનોને લગતાં જે તામ્રશાસન મળ્યાં છે, તેમાં છ દાન બ્રાહ્મણોને આપવામાં આવ્યાં છે, જે સુરાષ્ટ્ર, ખેટક અને માલવકમાં વસતા હતા; બે દાન વલભીના બૌદ્ધ વિહારોને અર્પણ કરેલાં છે; ને એક દાન સુરાષ્ટ્રમાં આવેલા એક દેવીમંદિરને આપેલું છે. આ છેલ્લું દાન મૂળમાં દ્રોણસિંહે આપેલું, તે વચગાળામાં લુપ્ત થઈ જતાં ધ્રુવસેને એને ફરી મંજૂર કરેલું. દાનશાસનોનાં સ્થળો પરથી માલૂમ પડે છે કે રાજાનો મુકામ ઈ.સ. 638 અને 640ના ગ્રીષ્મમાં લશ્કરી છાવણીમાં હતો. ધ્રુવસેન પરમ માહેશ્વર હતો ને એના પુરોગામીઓની જેમ બૌદ્ધ ધર્મને પણ પ્રોત્સાહન આપતો. પ્રશસ્તિકારે આ રાજાના સચ્ચરિત, પુરુષાર્થ, પ્રજાનુરાગ, પરાક્રમ, મૃદુહૃદયતા, અગર્વિતા, પ્રશાન્ત સ્વભાવ ઇત્યાદિ અનેક ગુણોની ભારે પ્રશંસા કરી છે. વળી પ્રશસ્તિમાં એ રાજતંત્ર અને શાલાતુરીય (પાણિનીય) તંત્ર એ બંનેમાં નિષ્ણાત હોવાનું જણાવ્યું છે. આ પરથી એણે વ્યાકરણના પાણિનિતંત્રનો સારો અભ્યાસ કર્યો હોવાનું સૂચિત થાય છે.

ચીની મહાશ્રમણ યુઅન શ્વાંગે ઈ.સ. 640ના અરસામાં વલભીની મુલાકાત લીધી, ત્યારે એણે એની નોંધમાં આ રાજા વિશે ધ્રુવપટુ (? ધ્રુવભટ) તરીકે નિર્દેશ કર્યો છે. એમાં એ નોંધે છે કે એ રાજા તાજેતરમાં જ ત્રિરત્નની ઉપાસના તરફ અનુરક્ત થયો છે, પરંતુ એણે તો એ અગાઉ ઈ.સ. 629માં તથા 638માં બૌદ્ધ

વિહારોને ભૂમિદાન કરેલાં છે. યુઅન શ્વાંગ આ રાજાના બૌદ્ધધર્માનુરાગ વિશે નોંધે છે : 'દર વર્ષે એ મોટી પરિષદ બોલાવે છે ને સાત દિવસ સુધી અતિ કીમતી રત્નો અને ઉત્તમ ભોજન આપે છે, ને ભિક્ષુઓને ત્રણ ચીવર અને ભોજન કે એની કીમતની બીજી વસ્તુઓ, અને સાત પ્રકારનાં કીમતી વિરલ રત્નોના બનેલા મૂલ્યવાન પદાર્થોનું દાન કરે છે. આ સર્વ દાનમાં આપીને એ બધું બમણી કિંમતે પાછું રાખી લે છે. એ સદાચારને સંન્માને છે ને સજ્જનોને આદર આપે છે. એ બહુશ્રુત જનોને માન આપે છે. દૂર દેશમાંથી આવતા મહાન ભિક્ષુઓને એ ખાસ આદરભાવથી સંમાને છે.' યુઅન શ્વાંગ આ રાજા વિશે વળી એમ પણ નોંધે છે કે એ મોજીલી અને ઉતાવળી વૃત્તિનો છે ને એનું જ્ઞાન અને એની રાજનીતિ છીછરાં છે.

ગમે તેમ, ધ્રુવસેન બાલાદિત્યે ઉત્તરાપથના ચક્રવર્તી હર્ષ સાથેના સંઘર્ષમાં છેવટે સલામત રહી સૌરાષ્ટ્ર, તળ-ગુજરાત અને માળવા પરની મૈત્રક સત્તા ટકાવી રાખી હતી એટલું જ નહિ, હર્ષના જમાઈ તરીકે ઉત્તર ભારતના સર્વ રાજાઓમાં ગરવું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. હર્ષ જેવા ચક્રવર્તીએ પોતાના જમાઈ તરીકે ભારતભરમાં વલભીપતિ ધ્રુવસેનની પસંદગી કરી એ હકીકત ગુજરાતના ઇતિહાસમાં ખાસ નોંધપાત્ર ગણાય, ખાસ કરીને હર્ષ અપુત્ર હતો એ હકીકતના પરિપ્રેક્ષ્યમાં.[13]

ધ્રુવસેન બાલાદિત્યનો પુત્ર અને ઉત્તરાધિકારી ધરસેન 4થો એ મૈત્રક વંશનો સહુથી પ્રતાપી રાજા છે. વલભીના શરૂઆતના રાજાઓ માત્ર 'મહારાજ' કહેવાતા ને શીલાદિત્ય 1લાથી માંડીને ધ્રુવસેન 2જા સુધીના રાજાઓ દાનશાસનોમાં કાંઈ રાજબિરુદ પ્રયોજતા નહિ, જ્યારે ધરસેન 4થાએ 'પરમભટ્ટારક-મહારાજાધિરાજ-પરમેશ્વર'નાં પ્રચલિત મહાબિરુદ ધારણ કરવાની પહેલ કરી. આ આધિપત્યદર્શક મહાબિરુદો આગળ જતાં એના ઉત્તરાધિકારીઓએ પણ ચાલુ રાખ્યાં. પરંતુ ધરસેને એ ઉપરાંત 'ચક્રવર્તી' બિરુદ પણ ધારણ કર્યું તે એનું આગવું સર્વોચ્ચ બિરુદ હતું.

ધરસેન ચક્રવર્તીનાં પાંચ દાનશાસન મળ્યાં છે, ઈ.સ. 644થી 648નાં. વલભી સંવત 326(ઈ.સ. 644-45)નાં દાનશાસનોમાં એ પોતાના પિતા ધ્રુવસેન ઉપરાંત પોતાના અજ્જક(માતામહ)નો સાદર નિર્દેશ કરે છે, જ્યારે વલભી સંવત 330 (ઈ.સ. 648)નાં દાનશાસનોમાં એ અજ્જકનો નિર્દેશ કરતો નથી. આ પરથી એ નિર્દેશ સ્પષ્ટતઃ ચક્રવર્તી હર્ષને લાગુ પડે છે, જે ઈ.સ. 646-47માં મૃત્યુ પામ્યો હતો. આમ ધરસેન ચક્રવર્તી હર્ષનો દૌહિત્ર થતો. માતામહ હર્ષની હયાતી દરમ્યાન પણ ધરસેને 'પરમભટ્ટારક–મહારાજાધિરાજ–પરમેશ્વર' જેવાં રૂઢ મહાબિરુદ ધારણ કર્યાં હતાં, એમાં ચક્રવર્તી હર્ષની અમીદૃષ્ટિ હોવી જોઈએ. ધરસેન કદાચ અપુત્ર માતામહ હર્ષના દૌહિત્ર તરીકે ચક્રવર્તી હર્ષનો ઉત્તરાધિકારી ગણાતો હશે, છતાં એને હર્ષના મૃત્યુ પછી એના સામ્રાજ્યનો વારસો સાંપડ્યો નહિ એ હકીકત છે.

ચીની તવારીખ પ્રમાણે હર્ષનું રાજ્ય એના મંત્રી અર્જુને ઝૂંટવી લીધું ને પછી વંગ-યુઅન-ત્સેની આગેવાની નીચે આવેલા ચીની મંડળે એની પણ સપ્ત ખબર લઈ કાઢી. હર્ષના મૃત્યુ પછી એનું સામ્રાજ્ય નાની નાની રિયાસતોમાં વિભાજિત થઈ ગયું.

ધરસેન ચક્રવર્તી હર્ષનો ઉત્તરાધિકારી બની શક્યો નહિ, પરંતુ પશ્ચિમ ભારતમાં એ વિશાળ સત્તા ધરાવતો હતો. સુરાષ્ટ્ર, ખેટક, માલવ અને પ્રાયઃ આનંદપુર પર મૈત્રકોની સત્તા લાંબા સમયથી પ્રવર્તતી હતી. વળી એમની સત્તા એક વાર ઉજ્જયની પર પણ પ્રસરી હતી. ઈ.સ. 648માં ધરસેને ભરુકચ્છમાં વિજયછાવણી નાખેલી એ પરથી જણાય છે કે ત્યારે ભરુકચ્છ (ભરૂચ) પર પણ મૈત્રકોની આણ પ્રવર્તી હતી. વળી મૈત્રકોની એક શાખા વિંધ્ય-સહ્ય પ્રદેશ પર સત્તા ધરાવતી હતી. આ રીતે મૈત્રક રાજ્યનો વિસ્તાર સુરાષ્ટ્ર, ખેટક, ભરુકચ્છ, આનંદપુર, માલવ અને વિંધ્ય-સહ્ય – એ બધા મુલકો પર પ્રસર્યો હતો. ફંકપ્રસ્રવણના ગારુલકો અને વિંધ્ય-સહ્ય પ્રદેશના મૈત્રકો જેવા અનેક નાના રાજાઓ મૈત્રક મહારાજાધિરાજોના સામન્ત ગણાતા. રાજ્ય અને સત્તાના આટલા વિસ્તારના અધિકારે ધરસેન પશ્ચિમ ભારતમાં 'પરમભટ્ટારક' અને 'મહારાજાધિરાજ' ઉપરાંત 'ચક્રવર્તી'નું મહાબિરુદ ધારણ કરી શકે તેવો સર્વોપરી હતો.

ધરસેન ચક્રવર્તીએ આપેલાં ચાર જ્ઞાત ભૂમિદાનો પૈકી એક સુરાષ્ટ્રના યોધાવક ગામમાં આવેલા બૌદ્ધ વિહારને અને બાકીનાં ત્રણ દાન સુરાષ્ટ્ર અને ખેટકના બ્રાહ્મણોને આપેલાં છે. પહેલાં બે દાનશાસનોનો દૂતક રાજપુત્ર ધ્રુવસેન છે, જે સામન્ત શીલાદિત્ય 2જાનો સહુથી નાનો પુત્ર હતો ને આગળ જતાં ધરસેન 4થાનો ઉત્તરાધિકાર પામ્યો. પછીનાં બે દાનશાસન (વ.સં. 330) ભરુકચ્છની વિજયછાવણીમાંથી ફરમાવવામાં આવ્યાં છે. એના દૂતક તરીકે રાજદુહિતા (રાજપુત્રી) ભૂપાનું નામ આવે છે. આ મુદ્દો ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં નોંધપાત્ર ગણાય, કેમકે એવા જવાબદાર અધિકાર પર કોઈ સ્ત્રી હોવાનો આ એક વિરલ દાખલો છે. એમાંય વળી આ બંને રાજશાસન રાજાએ દંડયાત્રા દરમ્યાન ફરમાવેલાં છે.

નાંદીપુરીના રાજા દદ્દ 2જાએ ધરસેનના પિતાને રક્ષણ આપ્યું હતું. એ જોતાં ધરસેને ભરુકચ્છ પર કરેલી વિજયકૂચ નવાઈભરી લાગે છે. દદ્દ 2જાના સમયમાં ગુર્જરવંશની સત્તા સંગમખેટક (સંખેડા) વિષય પર તેમ જ અક્રૂરેશ્વર (અંકલેશ્વર) વિષય પર પ્રવર્તતી હતી એ પરથી એ બે વિષયોની વચ્ચે આવેલો ભરુકચ્છ વિષય પણ ગુર્જર રાજ્યની અંતર્ગત હોવાનું સંભવે છે. એ સમયે નાંદીપુરીમાં દદ્દ 2જાનો પુત્ર જયભટ 2જો રાજ્ય કરતો હતો. ભરુકચ્છ પર સિંધના અરબોના હુમલાનો

ભય લટકતો હતો, આથી સુરાષ્ટ્રના પૂર્વકિનારા સામે આવેલા લાટના આ મહત્ત્વના બંદરના સંરક્ષણ અર્થે પ્રાયઃ ધરસેને ભરુકચ્છ જીતવું જરૂરી માન્યું હોય.

ધરસેને રાજપુત્ર અવસ્થામાં દૂતક તરીકે ફરજ બજાવી હતી. એની પ્રશસ્તિમાં જણાવ્યા મુજબ એ નાનપણથી વિમલ શ્રુતિ ધારણ કરતો ને દાન દેવામાં પરાયણ રહેતો. વળી એણે પ્રજા પાસેથી હળવા કર લેવાની ઉદાર નીતિ અપનાવી હતી. એ ધનુર્વિદ્યામાં નિપુણ હતો. એના શાસનને સામંતો નતમસ્તકે અંગીકાર કરતા. ધરસેને લગભગ ઈ.સ. 643થી 650 સુધી અર્થાત્ માત્ર સાતેક વર્ષ રાજ્ય કર્યું.[14]

ધરસેન ચક્રવર્તી તરીકે નામાંકિત થયો. પરંતુ એને પુત્ર નહોતો. ભૂપા નામે પુત્રી જ હતી. આથી ધરસેને પોતાના ઉત્તરાધિકારી તરીકે પોતાના દૂરના પિતરાઈ ભાઈ ધ્રુવસેન 3જાની પસંદગી કરી. આ ધ્રુવસેન શીલાદિત્ય 2જાનો તથા ખરગ્રહ 2જાનો નાનો ભાઈ થતો. શીલાદિત્ય 1લાનો રાજવારસો એના અનુજ ખરગ્રહ 1લાના વંશમાં ગયો હતો, તે હવે ખરગ્રહનો વંશ ત્રીજી પેઢીએ અટકી પડતાં પાછો શીલાદિત્ય 1લાના વંશમાં ગયો. એ રાજવારસો શીલાદિત્યના પુત્ર દેરભટના સહુથી નાના પુત્ર ધ્રુવસેન 3જાને પ્રાપ્ત થયો એ ખાસ નોંધપાત્ર ગણાય.

શીલાદિત્ય 1લાનો પુત્ર દેરભટ સહ્ય-વિન્ધ્ય પ્રદેશનો ક્ષિતિપતિ (ભૂપતિ) હતો. એના જ્યેષ્ઠ પુત્ર શીલાદિત્ય 2જાને વિંધ્ય પ્રદેશનો ક્ષોણીપતિ (પૃથ્વીપતિ) કહ્યો છે. આ પ્રદેશ પર મૈત્રક કુલની સત્તા દેરભટના પિતા શીલાદિત્ય 1લાએ સ્થાપી હતી. ત્યાં એ ઈ.સ. 588 પહેલાં વિંધ્ય પ્રદેશમાં વલભીની મુખ્ય શાખાના સામંત તરીકે સત્તા ધરાવતો હતો, પરંતુ પિતાના મૃત્યુ પછી વલભીની ગાદીનો વારસો શીલાદિત્યને મળતાં એણે વિંધ્ય પ્રદેશનો વારસો પોતાના પુત્ર દેરભટને સોંપ્યો ત્યાં દેરભટે ત્રીસેક વર્ષ (લગભગ ઈ.સ. 596થી 625) રાજ્ય કર્યું લાગે છે. વિંધ્ય પ્રદેશનો રાજવારસો દેરભટ પછી એના જ્યેષ્ઠ પુત્ર શીલાદિત્ય 2 જાને મળ્યો. એણે લગભગ ઈ.સ. 625થી 640 સુધી ત્યાં રાજ્ય કર્યું. વિંધ્ય પ્રદેશનો એ પછીનો વૃત્તાંત, જાણવા મળતો નથી. પ્રાયઃ થોડા સમયમાં વિંધ્ય શાખા વલભીની મુખ્ય શાખામાં વિલીન થઈ લાગે છે.

શીલાદિત્ય 2જાનો અનુજ ખરગ્રહ 2જો ઈ.સ. 639-40માં ધ્રુવસેન 2જાનાં શાસનોના દૂતક તરીકે અધિકાર ધરાવતો. પરંતુ ધરસેન ચક્રવર્તીના સમયમાં (ઈ.સ. 645-45માં) દૂતક તરીકે રાજપુત્ર ધ્રુવસેન દેખા દે છે ને ચક્રવર્તીના મૃત્યુ બાદ વલભીનો રાજવારસો પણ એને જ મળે છે. ધ્રુવસેન 3જાએ લગભગ ઈ.સ. 650થી 655 સુધી જ રાજ્ય કર્યું જણાય છે. ધ્રુવસેન ધરસેન ચક્રવર્તીનો ઉત્તરાધિકારી થયો, પરંતુ એણે ધરસેનની જેમ કોઈ મહાબિરુદ ધારણ કર્યાં નહિ. એટલું જ નહિ પિતામહ શીલાદિત્ય અને એમના નજીકના ઉત્તરાધિકારીઓની જેમ 'મહારાજ'

જેવાં સામાન્ય બિરુદ પ્રયોજવાનું પણ ટાળ્યું. મૈત્રક વંશમાં આ સ્થિતિ પચીસેક વર્ષ ચાલુ રહી.

ધ્રુવસેન 3જાનાં ત્રણ જ દાનશાસન મળ્યાં છે ને એમાંય એકનું પૂરું લખાણ ઉપલબ્ધ નથી. આ રાજાના શાસનનું એક દાન ખેટક(ખેડા)ના બ્રાહ્મણને આપવામાં આવ્યું છે ને બીજું એક દાન વલભીના બૌદ્ધ વિહારને આપેલું છે. એનો રાજ્યકાલ પાંચેક વર્ષ (લગભગ ઈ.સ. 650થી 655) જેટલો ટૂંકો હોવાનું માલૂમ પડે છે. વ.સં. 334(ઈ.સ. 653)માં ધ્રુવસેને સિરિસિમ્મિણિકા(સરસવણી, તા.પાદરા, જિ. વડોદરા)માં વિજયછાવણી નાખી હતી આ દંડયાત્રા દક્ષિણ ગુજરાત સાથે સંબંધ ધરાવતી લાગે છે. દાનશાસનોમાં આપેલી એની પ્રશસ્તિમાં તો એના પ્રબળ આધિપત્યનો સ્પષ્ટ નિર્દેશ કરેલો છે. વળી એનાં બલ અને પરાક્રમની પણ પ્રશંસા કરી છે. એ ખડ્ગ તેમ જ ધનુષબાણના ઉપયોગમાં પ્રવીણ હતો ને શત્રુના રાજ્યમાં આણ પ્રવર્તાવી ત્યાંથી કર લેતો એવું પણ જણાવ્યું છે. એની વિદ્યા, સંપત્તિ તથા દાનશીલતાનીય એમાં ભારે પ્રશંસા કરવામાં આવી છે. પ્રશસ્તિ પરથી તો આ રાજા વિશાળ સામ્રાજ્ય પર આધિપત્ય ધરાવતો હોવાનું માલૂમ પડે છે.[15]

ધ્રુવસેન 3જાનો ઉત્તરાધિકાર એના અગ્રજ (મોટા ભાઈ) ખરગ્રહ 2જાને મળ્યો. નાના ભાઈનો વારસો મોટા ભાઈને મળે એ ક્રમ અસામાન્ય ગણાય, પરંતુ ઉત્તરાધિકારીની પસંદગી મૈત્રક રાજાઓ પોતાની વિવેકબુદ્ધિ પ્રમાણે કરતા ને એ અનુસાર ધરસેન ચક્રવર્તીએ પોતાના ઉત્તરાધિકારી તરીકે કનિષ્ઠ પિતરાઈ ધ્રુવસેનની પસંદગી કરી હતી. ધ્રુવસેન અપુત્ર મૃત્યુ પામ્યો હશે ને એનો જ્યેષ્ઠ ભ્રાતા શીલાદિત્ય 2જો એ સમયે હયાત હશે ને એ વિંધ્ય-સહ્ય શાખા સંભાળતો હશે. આથી અગાઉ રાજવારસાથી વંચિત રહેલા વચેટ ખરગ્રહને આખરે વલભીની રાજગાદીનો યોગ પ્રાપ્ત થયો.

વલભીની મુખ્ય શાખાનો વૃત્તાંત આગળ નિરૂપતાં પહેલાં વિંધ્ય-સહ્ય પ્રદેશના સ્થાન વિશે છણાવટ કરી લઈએ. એના નામ પરથી આ પ્રદેશ વિંધ્યની દક્ષિણે સહ્ય સુધી પ્રસરેલો જણાય છે. વિંધ્ય પર્વતની હારમાળા શિવભાગપુર વિષયની પૂર્વે શરૂ થાય છે ને સહ્ય પર્વત અર્થાત્ પશ્ચિમ ઘાટના પર્વતની હારમાળા નવસારિકા પ્રદેશની દક્ષિણે શરૂ થાય છે. આથી આ પ્રદેશ એકંદરે સંગમખેટક (સંખેડ) વિષયથી અક્રૂરેશ્વર (અંકલેશ્વર) વિષય સુધી વિસ્તરેલા નાંદીપુરીના ગુર્જર રાજ્યની પૂર્વે આવ્યો જણાય છે. ધરસેન 2જાનાં બનાવટી દાનશાસનોમાં કન્તારગ્રામ વિષય અને ઘરાય વિષયનો ઉલ્લેખ આવે છે, જે અનુક્રમે કતારગામ (સુરત પાસે) અને ઘલાં(તા. કામરેજ)ની આસપાસ આવેલા હતા. આ બે વિષય (જિલ્લા)

વિન્ધ્ય-સહ્ય પ્રદેશના દક્ષિણ ભાગમાં આવેલા જણાય છે. સહ્ય-વિંધ્ય પ્રદેશનો વિસ્તાર સ્પષ્ટતઃ વિંધ્ય સુધી જણાવેલો હોવાથી એ પ્રદેશ ઉત્તરે છેક ઉજ્જયિની સુધી પ્રસરેલો જણાય છે. આ ગણતરીએ વિન્ધ્ય-સહ્ય પ્રદેશનો મૈત્રક રાજ્યના મુખ્ય પ્રદેશ સાથે સીધો વ્યવહાર ગોદ્રહક (ગોધરા) અને ખેટક (ખેડા) મારફતે જમીનમાર્ગે પણ સાધી શકાતો હશે, નહિ તો દક્ષિણે તો એ પ્રદેશ અને મૈત્રક રાજ્યના મુખ્ય પ્રદેશની વચ્ચે નાંદીપુરીના ગુર્જર રાજ્યનો પ્રદેશ આવેલો હોઈ એ બે વચ્ચે સીધો સંપર્ક સાધી શકાય નહિ.

વલભીની મુખ્ય શાખામાં રાજગાદીનો વારસો આખરે ધ્રુવસેન 3જાના અગ્રજ ખરગ્રહ 2જાને પ્રાપ્ત થયો એ પરથી એમ પણ કલ્પી શકાય કે ધ્રુવસેનને પુત્ર નહિ હોવાથી અગ્રજ ખરગ્રહને રાજયોગ સાંપડ્યો હશે. ખરગ્રહનું રાજ્યારોહણ ઈ.સ. 655ના અરસામાં થયું જણાય છે; ને એના ઉત્તરાધિકારીનું રાજ્ય ઈ.સ. 660ના સુમારમાં શરૂ થયું લાગે છે. આ પરથી એના પુરોગામી ધ્રુવસેનની જેમ ખરગ્રહે પણ માત્ર પાંચેક વર્ષ રાજ્ય કર્યું જણાય છે. ખરગ્રહ 2જાનું એક જ દાનશાસન મળ્યું છે. એ વ.સં. 337(ઈ.સ. 656)નું છે. ત્યારે એ પૂલેણ્ડક નામે ગામની વિજયછાવણીમાં હતો, પરંતુ આ ગામનો સ્થળનિર્ણય થઈ શક્યો નથી. દાનશાસન સમયે ખરગ્રહ પણ દંડયાત્રામાં રોકાયો હતો. આ દંડયાત્રા પણ દક્ષિણ ગુજરાત તરફ થઈ હોવાનું સૂચિત થાય છે. આ ભૂમિદાન રાજાએ ખેટક(ખેડા)માં રહેતા આનંદપુર(વડનગર)ના એક બ્રાહ્મણને આપેલું. એણે દાનમાં આપેલું ગામ શિવભાગપુર વિષયમાં આવેલું હતું. શિવભાગપુર એ પાવાગઢ વિસ્તારમાં આવ્યું લાગે છે. ત્યાં હાલ શિવરાજપુર નામે ગામ આવેલું છે તે તો અર્વાચીન કાલમાં વસ્યું છે. પ્રશસ્તિમાં ખરગ્રહને ભારે પરાક્રમી આલેખવામાં આવ્યો છે. એના ભારે પ્રતાપના નિરૂપણમાં એની આ વિજયકૂચને લગતા પરાક્રમનો નિર્દેશ હશે. દક્ષિણ લાટમાં સત્તા જમાવી બેઠેલા ચાલુક્યોના ધસારાની સામે ભરુકચ્છ પરની મૈત્રક સત્તાના સંરક્ષણ માટે ખરગ્રહે પ્રબળ પ્રબંધ કર્યો હોવાનો પૂરો સંભવ છે. પ્રશસ્તિમાં ખરગ્રહે શત્રુવર્ગનો દર્પ દલિત કર્યાનું તથા શત્રુવંશને બાળી દીધાનું જણાવ્યું છે એ સૂચક છે. ખરગ્રહના પોતાના આ દાનશાસનમાં એની પ્રશસ્તિમાંનું ત્રણ પંક્તિ જેટલું લખાણ સરતચૂકથી રહી ગયું લાગે છે, જે એના ઉત્તરાધિકારીઓનાં દાનશાસનોમાં આપેલી ખરગ્રહની પ્રશસ્તિમાં ઉપલબ્ધ છે. એમાં પ્રશસ્તિકારે આ રાજાને અપૂર્વ પુરુષોત્તમ તરીકે નિરૂપ્યો છે; અનેક શ્લેષપદો ધરાવતા વ્યતિરેક અલંકાર દ્વારા અગાઉના રાજાઓએ લોભથી ઝૂંટવી લીધેલાં દેવદેય તથા બ્રહ્મદેયને એ ઉત્સંકલિત કરી અનુમોદન આપતો ને ઉદ્રગાંદિ મહાદાનો તથા ધર્મપાલન દ્વારા એણે ધર્મધ્વજ વડે પોતાના વંશને પ્રકાશિત કર્યો હતો. આવી ધર્મપરાયણતાને લઈને શીલાદિત્ય 1લાની જેમ ખરગ્રહ 2જાએ પણ 'ધર્માદિત્ય' એવું અપરનામ

ધારણ કર્યું હતું. આ ઉપરાંત ચક્રવર્તી જેવા ગણાતા આ મૈત્રક મહારાજાધિરાજના રાજવૈભવની પણ ભારે પ્રશંસા કરવામાં આવી છે.[16]

ખરગ્રહ 2જા પછી વલભીનો રાજવારસો એના અગ્રજ શીલાદિત્ય 2જાના પુત્ર શીલાદિત્ય 3જાને પ્રાપ્ત થયો. આ પરથી જણાય છે કે ખરગ્રહ પણ અપુત્ર હશે ને શીલાદિત્ય 2જો હયાત નહિ હોય.

શીલાદિત્ય 3જાના સમયથી વલભીના મૈત્રક વંશનો દરેક રાજા રાજ્યારોહણ વખતે 'શીલાદિત્ય' નામ ધારણ કરતો. આ નવી પ્રથા એ નામની વધી ગયેલી લોકપ્રિયતા દર્શાવે છે. શીલાદિત્ય 3જાનાં 13 દાનશાસન પ્રાપ્ત થયાં છે, જે વ.સં. 343(ઈ.સ. 662)થી 367(ઈ.સ. 685)ની મિતિ ધરાવે છે. એમાંનાં આઠ ભૂમિદાન વલભી, ખેટક, સિંહપુર ઇત્યાદિ સ્થળોના બ્રાહ્મણોને આપવામાં આવ્યાં છે, ને બાકીનાં ત્રણ ભૂમિદાન વલભીમાં આવેલા દુદ્દાવિહારમંડલમાંના બૌદ્ધ વિહારોને આપેલાં છે. દાનની ભૂમિ સુરાષ્ટ્ર, ખેટક આહાર અને ભરુકચ્છ વિષયમાંથી આપવામાં આવી છે. વ.સં. 346થી 352નાં રાજશાસનોમાં તથા 357ના દાનશાસનમાં દૂતક તરીકે રાજપુત્ર ધ્રુવસેનનું નામ આવે છે, તે પ્રાયઃ આ રાજાના ઉત્તરાધિકારી શીલાદિત્ય 4થાનું મૂળનામ હતું. વ.સં. 356ના દાનશાસનનો દૂતક રાજપુત્ર ખરગ્રહ એ ધ્રુવસેનનો અનુજ હશે. વ.સં. 347(ઈ.સ. 666)થી 357 (ઈ.સ. 676)નાં બધાં દાનશાસન ખેટક, મેઘવન, પુણ્ડ્રિકાનક ને ધાનન્દા જેવાં જુદાં જુદાં સ્થળોની છાવણીમાંથી આપવામાં આવ્યાં છે. આ પરથી માલૂમ પડે છે કે મૈત્રક રાજાને આ આખો દસકો દંડયાત્રાની ધમાલ ચાલુ રહી હશે. એમાંના છેલ્લા દાનશાસનમાં જણાવેલી દેયભૂમિ ભરુકચ્છ વિષયમાં આવેલી હતી એ પરથી ત્યારે ભરૂચ જિલ્લાનો પ્રદેશ મૈત્રક રાજ્યની સત્તા નીચે હોવાની પ્રતીતિ થાય છે. પરંતુ મૈત્રક રાજા શીલાદિત્યની આ ઉન્નતિ લાંબો સમય ટકી નહિ. બીજે વર્ષે (ઈ.સ. 677માં) ભરુકચ્છ વિષય પર નાંદીપુરીના ગુર્જર રાજા દદ્દ બાહુસહાયનું શાસન નજરે પડે છે, એ પરથી ભરૂચ પ્રદેશ શીલાદિત્ય પાસેથી નાંદીપુરીના રાજાએ જીતી લીધો જણાય છે. નવસારીના ચાલુક્ય રાજા શ્ર્યાશ્રય જયસિંહે મહી-નર્મદા પ્રદેશમાં રાજા વજ્જડ(જ્જટ)ના સમગ્ર સૈન્યનું ઉન્મૂલન કર્યાનું જણાવ્યું છે તે વજ્જટ આ શીલાદિત્ય હોવો જોઈએ. 'વજ્જટ' એ એનું મૂળ નામ હશે. એના પુરોગામીઓની જેમ શીલાદિત્ય 3જો પણ મોટાં મોટાં રાજબિરુદ ધારણ કરતો નહોતો.

વ.સં. 357ના દ્વિતીય પૌષ સુધી એના નામ સાથે કોઈ મહાબિરુદ આપેલાં નથી. પરંતુ એ પછી એ વર્ષના માઘ માસમાં ફરમાવેલા દાનશાસનમાં 'પરમભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર' એ મહાબિરુદ એકાએક પ્રયોજાયાં છે

એ સૂચક ગણાય. આ દાનશાસન ભરુકચ્છ વિષયમાંની ભૂમિને લગતું હોઈ, ત્યારે લાટ પર મૈત્રકોનું આધિપત્ય હોવાનું સમર્થિત કરવા માટે હવે મૈત્રક રાજાઓએ ધરસેન ચક્રવર્તીના સમયનાં એ મહાબિરુદ ચાલુ કર્યાં લાગે છે. શીલાદિત્ય 3જાના ઉત્તરાધિકારીઓનાં દાનશાસનોમાં આપેલી આ રાજાની પ્રશસ્તિમાં એના નામ સાથે આ ઉપરાંત 'પરમભટ્ટારક-મહારાજાધિરાજ-પરમેશ્વર-શ્રીબપ્પપાદાનુધ્યાત' એવું પદ આવે છે. આ પદ શીલાદિત્ય 3જાથી શીલાદિત્ય 7મા સુધીના સર્વ રાજાઓના સંદર્ભમાં પણ પ્રયોજાયું છે. અહીં આથી 'બપ્પ' એ કોઈ વ્યક્તિવિશેષ નથી એ તો સ્પષ્ટ છે. 'બપ્પ' શબ્દ અહીં બાપ(પિતા)ના અર્થમાં નહિ, પણ બાપજી(વડા ધર્મગુરુ)ના અર્થમાં પ્રયોજાયો જણાય છે. મૈત્રક વંશમાં 'શ્રીબપ્પ' પ્રત્યે પરમ આદર દર્શાવવાની પ્રથા આ રાજાના સમયથી પ્રચલિત થઈ.

આ રાજાની પ્રશસ્તિમાં આપેલી અનેક ઉપમાઓ પરથી એ રાજ્યારોહણ સમયે નવયૌવનમાં હોય એવો ધ્વનિ નીકળે છે. એનાં પરાક્રમોની પ્રશસ્તિને દાનશાસનોનાં સ્થળો તરીકે આવતાં વિવિધ છાવણી-સ્થળો પરથી સમર્થન મળે છે. એક અરબ પ્રવાસીની નોંધ પરથી જાણવા મળે છે કે હિ.સ. 57(ઈ.સ. 677)માં અરબ સરદાર ઇસ્માઈલે ઘોઘા પર હુમલો કર્યો હતો. ઘોઘા સુરાષ્ટ્રના પૂર્વતટ પર હસ્તવપ્રની સમીપમાં આવેલું અગત્યનું બંદર હતું. ને આ બનાવ આ રાજા શીલાદિત્યના રાજ્યકાલ દરમ્યાન બન્યો હોઈ એણે તરત જ એ હુમલો હઠાવવા પ્રબંધ કર્યો હશે. શીલાદિત્ય 3જાએ લગભગ ઈ.સ. 660થી 685 સુધી રાજ્ય કર્યું લાગે છે.[17]

એના પછી એનો પુત્ર શીલાદિત્ય 4થો ગાદીએ આવ્યો. એ પ્રાયઃ એના પિતાનાં દાનશાસનોનો દૂતક રાજપુત્ર ધ્રુવસેન હતો. એનાં નવ દાનશાસન મળ્યાં છે, જે વ.સં. 372(ઈ.સ. 691)થી 387(ઈ.સ. 705)નાં છે. એમાં જણાવેલાં બધાં ભૂમિદાન સુરાષ્ટ્રમાંની ભૂમિને લગતાં છે. એનાં પૂર્વકાલીન શાસનોનો દૂતક રાજપુત્ર ખરગ્રહ છે, જે એનો અનુજ હશે. ઉત્તરકાલીન દાનશાસનોમાં જણાવેલ દૂતક રાજપુત્ર ધરસેન એ પ્રાયઃ એનો ઉત્તરાધિકારી શીલાદિત્ય 5મો છે.

આ શીલાદિત્યના દરેક દાનશાસનમાં એનાં 'પરમભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર' એ ત્રણ મહાબિરુદ આવે છે; ને એના નામના અંતે 'દેવ' શબ્દ ઉમેરવામાં આવ્યો છે. પરંતુ આ શીલાદિત્યદેવ પિતાએ ગુમાવેલો ભરુકચ્છ વિષય પાછો મેળવી શક્યો નહિ. નાંદીપુરીના ગુર્જર રાજાઓએ હવે પોતાની રાજધાની જ ભરુકચ્છમાં રાખી દીધી. શીલાદિત્યની પ્રશસ્તિમાં એણે પૃથ્વીના મહામંડલનો ઉદ્ધાર કર્યાનું, પરમ ઐશ્વર્ય પ્રાપ્ત કર્યાનું, શત્રુઓના સૈન્યનો પરાભવ કરી ચોમેર પ્રતાપ પ્રસાર્યાનું અને પ્રબલ બાહુ વડે ઉજ્જવળ યશ મેળવ્યાનું જણાવ્યું છે. એ

ઘણો ઉદાર હતો અને ભૂમિદાન દેવામાં ઘણો ઉત્સાહ ધરાવતો એવી એની પ્રશસ્તિને એનાં ઉપલબ્ધ દાનશાસનોની સંખ્યાથી સમર્થન મળે છે. દાનશાસનોનાં શાસનસ્થળો પરથી આ રાજાએ ઈ.સ. 691માં તેમજ ઈ.સ. 694માં દંડયાત્રા કરી હોવાનું માલૂમ પડે છે, પરંતુ શાસનસ્થળોના નિર્દેશ પરથી એ દંડયાત્રાઓની દિશા નક્કી કરી શકાઈ નથી. આ રાજાએ લગભગ ઈ.સ. 685થી 710 સુધી રાજ્ય કર્યું.[18]

શીલાદિત્ય 4થાનો ઉત્તરાધિકારી હતો એનો પુત્ર શીલાદિત્ય 5મો. એનાં ત્રણ જ દાનશાસન મળ્યાં છે. એમાંનાં બે વલભી સંવત 403(ઈ.સ. 721-722)નાં છે, જ્યારે ત્રીજાની મિતિ અવાચ્ય છે. એ રાજપુત્ર તરીકે પ્રાયઃ ધરસેન તરીકે ઓળખાતો હતો, જ્યારે એના પોતાના રાજપુત્રનું મૂળ નામ 'શીલાદિત્ય' જ હતું. એનાં ત્રણેય ભૂમિદાન ખેટક(ખેડા)માંની વિજયછાવણીમાંથી ફરમાવેલાં છે. એ પરથી માલૂમ પડે છે કે રાજાનો મુકામ ઈ.સ. 721-22માં ખેડાની છાવણીમાં હતો. આ રાજાનાં ભૂમિદાનોમાં સુરાષ્ટ્ર ઉપરાંત લાટ(તળ ગુજરાત)ની ભૂમિનું દાન નોંધાયું છે.

પોતાના પુરોગામીઓની જેમ શીલાદિત્ય 5મો પણ 'પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રીશીલાદિત્યદેવ' તરીકે ઓળખાતો ને પોતાના શ્રીબપ્પને પાયલાગણ કરતો હતો. આ રાજાની પ્રશસ્તિ મૈત્રક રાજાઓની પ્રશસ્તિઓમાં સહુથી ટૂંકી છે. એમાં પ્રતાપ અને અનુરાગથી વશ થયેલા સામંતો પરના આધિપત્યની પ્રશંસા કરવામાં આવી છે.

આ રાજાના રાજ્યકાલ દરમ્યાન પશ્ચિમ ભારત પર અરબોનું આક્રમણ થયું. ઈ.સ. 711માં અરબ સરદાર મોહમ્મદ કાસિમે સિંધ કબજે કર્યું ને ત્યાં અરબોની હકૂમત સ્થપાઈ. એ પછી બે-ત્રણ વર્ષમાં અરબો સૌરાષ્ટ્ર સાથે સંઘર્ષમાં આવ્યા, પણ ઈ.સ. 714માં તેઓએ સુલેહ કરી દીધી. ઈ.સ. 721-22ની શીલાદિત્ય 5માની દંડયાત્રા શાને ઉદ્દેશીને હશે એ જાણવા મળતું નથી. ઈ.સ. 725ના અરસામાં સિંધના સૂબા નિમાયેલા જુનૈદે મારવાડ, ભરૂચ, માળવા, કચ્છ, સુરાષ્ટ્ર, ગુર્જર વગેરે રાજ્યો પર હુમલો કરવા ફોજ મોકલી. અરબી ફોજ આ રાજ્યોનો પરાભવ કરીને દક્ષિણાપથ તરફ આગેકૂચ કરવા નવસારી આવી, ત્યારે ત્યાંના ચાલુક્ય રાજાએ એને પરાસ્ત કરી પાછી હઠાવી. વલભીપુરમાં પણ એ ફોજનો પરાજય થયો. આમ સિંધની અરબી ફોજે મૈત્રક રાજ્યના પ્રદેશો પર આક્રમણ કર્યાનું ને છેવટે પાછા ફરતાં વલભીપુરમાં શિકસ્ત પામી હોવાનું જાણવા મળે છે. અરબી ફોજના પરાભવમાં ભરૂચના રાજા ઉપરાંત વલભીના રાજા શીલાદિત્ય 5માએ પણ સક્રિય ભાગ લીધો હશે. જયદ્રથવંશી ગણાતા સૈન્ધવ મહારાજ અહિવર્માએ આ

રાજાના રાજ્યકાલમાં સિંધ તજી સૌરાષ્ટ્રમાં આશ્રય લીધો. શીલાદિત્ય 5માએ લગભગ ઈ.સ. 710થી 735 સુધી રાજ્ય કર્યું ગણાય છે.[19]

શીલાદિત્ય 5મા પછી એનો પુત્ર શીલાદિત્ય 6ઠ્ઠો ગાદીએ આવ્યો. એનાં ત્રણ દાનશાસન મળ્યાં છે. આસોદરથી મળેલાં એનાં બે તામ્રશાસનો પૈકીનું એક વલભી સંવત 421(ઈ.સ. 739)નું અને બીજું વલભી સંવત 425(ઈ.સ. 744)નું છે. લુણાવાડામાંથી મળેલું એનું દાનશાસન વલભી સંવત 441(ઈ.સ. 759)ની મિતિ ધરાવે છે. આ પરથી આ રાજાએ લગભગ ઈ.સ. 735થી 760 સુધી રાજ્ય કર્યું ગણાય છે.

ઈ.સ. 739 અને 744માં આ રાજા ખેટક(ખેડા)ની અને ઈ.સ. 759માં ગોદ્રહક-(ગોધરા)ની છાવણીમાં હતો. ત્યાંથી ફરમાવેલાં એનાં સર્વ ભૂમિદાન બ્રાહ્મણોને આપેલાં છે. એમાંની દેયભૂમિ ઉત્તર ગુજરાતમાંનો સરસ્વતી પ્રદેશ, મધ્ય ગુજરાતમાંનો બદરસિદ્ધિ (બોરસદ) પથક (તાલુકો) અને ઉત્તરપૂર્વ ગુજરાતમાંના સૂર્યાપુર વિષયમાં આવેલી હતી. આમાંનાં પહેલાં બે દાનશાસન યુવરાજ હેરટદેવે દૂતક તરીકે કાર્યાન્વિત કરેલાં; આ યુવરાજ એ આ રાજાનો ઉત્તરાધિકારી શીલાદિત્ય 7મો છે.

પ્રશસ્તિમાં શીલાદિત્યને ભારે પરાક્રમી, શક્તિશાળી અને વિજયી નિરૂપ્યો છે. એને 'પુરુષોત્તમ' તથા અનેક પાર્થિવોનો અધિરાજ કહ્યો છે. શીલાદિત્યની ગોધરા તરફની દંડયાત્રા મૈત્રક રાજ્યની ઉત્તર કે ઇશાન સીમાના સંરક્ષણને ઉદ્દેશીને થઈ હશે. ઈ.સ. 750ના અરસામાં રાષ્ટ્રકૂટ રાજા દંતિદુર્ગે મહી અને રેવા નદી વચ્ચેના લાટ અને માલવ પર વિજયકૂચ કરી. ભરુકચ્છના ગુર્જર નૃપતિવંશની સત્તા હવે અસ્ત પામી હતી ને ત્યાં ચાહમાન વંશની સત્તા સ્થપાઈ હતી, જેણે ઉત્તરના પ્રતીહાર નરેશ નાગભટ 1લાનું આધિપત્ય અંગીકાર કર્યું હતું. શીલાદિત્યની આ દંડયાત્રા આથી પડોશના ગુર્જરદેશની પ્રતીહાર મહાસત્તા સામેના સંરક્ષણ માટે થઈ હોવી સંભવે છે. હિ.સ. 140(ઈ.સ. 758)માં નિમાયેલા સિંધના સૂબા હશામે અમરૂને વહાણનો કાફલો લઈ હુમલો કરવા વલભીને કિનારે મોકલ્યો, પણ અરબો એમાં ફાવ્યા લાગતા નથી. મૈત્રક રાજ્યની સત્તા હજી છેક પંચમહાલ જિલ્લા સુધી સાંગોપાંગ ટકી રહી હતી.[20]

શીલાદિત્ય 6ઠ્ઠાનો પુત્ર અને ઉત્તરાધિકારી શીલાદિત્ય 7મો એ મૈત્રક વંશનો છેલ્લો રાજા છે. આ રાજાનું એક જ દાનશાસન પ્રાપ્ત થયું છે ને એ મૈત્રક રાજ્યનું છેલ્લું જ્ઞાત દાનશાસન છે, જે વલભી સંવત 447(ઈ.સ. 766)નું વર્ષ ધરાવે છે. આ ભૂમિદાન આનંદપુર(વડનગર)ના બ્રાહ્મણને આપવામાં આવ્યું છે ને એનું રાજશાસન પણ આનંદપુરમાંથી ફરમાવેલું છે. દાનમાં આપેલું ગામ ખેટક આહારમાં આવેલું છે.

એના પુરોગામીઓની જેમ આ રાજા પણ 'પરમભટ્ટારક-મહારાજાધિરાજ-પરમેશ્વર-શ્રીશીલાદિત્યદેવ' કહેવાતો ને એ પણ એ મહાબિરુદો ધરાવતા શ્રી બપ્પનું પાદાનુધ્યાન ધરતો હતો. પ્રશસ્તિમાં આ રાજાનું 'ધ્રૂભટ' એવું બીજું નામ આપવામાં આવ્યું છે. 'ધ્રૂભટ' અર્થાત્ 'ધ્રુવભટ' એ આ રાજાનું રાજ્યારોહણ પહેલાંનું મૂળ નામ લાગે છે. વળી એ યુવરાજ તરીકે હેરટદેવ તરીકે ઓળખાતો. 'ધ્રુવભટ' એ 'ધ્રુવસેન'નું જ રૂપાંતર લાગે છે. પરંતુ આ રાજાના સંદર્ભમાં 'ધ્રૂભટ' નામ સૂચક લાગે છે. ચાહમાન રાજા ભર્તૃવડ્ઢ 2જા(ઈ.સ. 756)ના પિતાનું નામ 'ધ્રૂભટ' હતું એ પરથી એવો ધ્વનિ નીકળે છે કે ભર્તૃવડ્ઢનો પિતા પ્રાયઃ આ રાજાનો માતામહ હશે.

શીલાદિત્ય 7મો ઈ.સ. 760ના અરસામાં ગાદીએ આવ્યો. એણે ઈ.સ. 766માં આનંદપુર(વડનગર)ના એક બ્રાહ્મણને ખેટક (ખેડા) આહાર નામે વહીવટી વિભાગમાંનું એક ગામ દાનમાં દીધું હતું. આ દંડયાત્રાનું લક્ષ્ય શું હશે ? 'ઉદયસુન્દરીકથા'માં કવિ સોડ્ઢલ વલભીપતિ શીલાદિત્ય અને ઉત્તરાપથના સ્વામી ધર્મપાલ વચ્ચે થયેલા યુદ્ધનો વૃત્તાંત નિરૂપે છે. આ ધર્મપાલ એ બંગાળના પાલ વંશનો પ્રસિદ્ધ રાજા ધર્મપાલ છે ને એથી આ શીલાદિત્ય એ મૈત્રક વંશનો રાજા શીલાદિત્ય 7મો હોવો જોઈએ. ધર્મપાલે પોતાનું શાસન ઉત્તરે તથા પશ્ચિમે ઘણું વિસ્તાર્યું હતું. 'ઉદયસુન્દરીકથા'માં જણાવ્યા મુજબ શીલાદિત્યના સૈન્યે ધર્મપાલના દુર્ગ પર ઘેરો ઘાલ્યો. અમાત્ય કનકાયનના રાજદ્રોહને લઈને એ ઘેરામાં ઘણો વિલંબ થતો હતો, ત્યારે રાજાના અનુજ કલાદિત્યે સેનાનું સંચાલન પોતાના હાથમાં લઈ, થોડા વખતમાં ધર્મપાલને વશ કરી રાજાની સમક્ષ હાજર કર્યા ને એને એનું રાજ્ય પાછું સોંપી રાજા શીલાદિત્ય પોતાની રાજધાનીમાં પાછો ફર્યો. વિજયોત્સવ પૂરો થતાં રાજાએ અમાત્યનો અધિકાર કલાદિત્યને સોંપ્યો. આ વૃત્તાંતમાં ઐતિહાસિક તથ્ય રહેલું હોય, તો વલભીના રાજા શીલાદિત્યે ધર્મપાલ જેવા પ્રતાપી રાજવી સામે મેળવેલો વિજય એ એમની યશસ્વી સિદ્ધિ ગણાય. આનંદપુરની વિજયછાવણી શીલાદિત્યના આ પરાક્રમ સાથે સંબંધ ધરાવતી હોય તો આ ઘટના ઈ.સ. 766ના અરસામાં બની ગણાય.

મૈત્રક વંશના દરેક રાજાની પ્રશસ્તિ કાવ્યમય ગદ્યમાં આપવામાં આવતી, પરંતુ આ રાજાની પ્રશસ્તિ પદ્યમાં રચવામાં આવી છે. એ વસંતતિલક છંદમાં રચિત ચાર શ્લોક ધરાવે છે. એમાં એનાં પરાક્રમ, વૈભવ, ધર્મિષ્ઠતા, કીર્તિ, જ્ઞાન, ગુણ, વિજય, આધિપત્ય, ક્રાંતિ, પરમાર્થ, પ્રતાપ ઇત્યાદિની પ્રશંસા કરવામાં આવી છે. એમાં આ રાજા વારંવાર યુદ્ધમાં ગજવ્યૂહ રચવામાં અત્યંત દક્ષ હતો એ ઉલ્લેખ નોંધપાત્ર ગણાય.

ઈ.સ. 766ની આનંદપુર દંડયાત્રા પછી દસ વર્ષે વલભી પર અરબોનો

બીજો હુમલો થયો. ખલીફ અલ્-મહદીના સમયમાં અબ્દુલ મલીકે હિ.સ. 160 (ઈ.સ. 776)માં વલભી પર દરિયાઈ હુમલો કર્યો. શરૂઆતમાં અરબો વલભી કબજે કરવામાં ફાવ્યા. પરંતુ પાછળથી સૈનિકોનો મોટો ભાગ રોગચાળાને લઈને મરણને શરણ થયો ને બાકી રહેલાઓને જલદી પાછા ભાગી જવું પડ્યું. આના પરિણામે ખલીફે હિંદ પર ફરી હુમલો કરવાનો વિચાર માંડી વાળ્યો. આમ આ વખતે રાજા શીલાદિત્યને પોતાની વીરતા નહિ, તો કુદરત વહારે ધાઈ.[21]

જૈન પ્રબંધોમાં વલભી-ભંગનો વૃત્તાંત વિગતે નિરૂપાયો છે. આ આનુશ્રુતિક વૃત્તાંત અનુસાર વલભીના રાજા શીલાદિત્યે પોતાની કુંવરી માટે નગરના શ્રેષ્ઠી રંક કાકૂને ત્યાંથી એની પુત્રીની રત્નજડિત સુવર્ણ-કંકટિકા (કાંસકી) બળાત્કારે ઝૂંટવી લીધી, એ અપમાનનો બદલો લેવા કાકૂ મ્લેચ્છ-મંડલ ગયો ને મ્લેચ્છપતિને મોં માગ્યા પૈસા આપીને વલભી પર હુમલો કરવા તૈયાર કર્યો. આ આક્રમણ થવાની તૈયારીમાં હતું ત્યારે વલભીમાંથી શ્રાવકોનાં અઢાર હજાર શકટ મોઢેરામાં સ્થળાંતર કરી ગયાં; વળી વલભીપુરની મહત્ત્વની જૈન પ્રતિમાઓ જુદાં જુદાં સલામત સ્થળોએ ખસેડવામાં આવી, જેમકે દેવપત્તન (પ્રભાસપાટણ), શ્રીમાલ (ભીનમાલ), કાશહ્રદ (કાસીંદ્રા) અને શત્રુંજય. જ્યારે મ્લેચ્છો વલભીપુર પાસે આવી પહોંચ્યા, ત્યારે રાજા શીલાદિત્યનો દૈવી અશ્વ કાકૂની યુક્તિને લીધે આકાશમાં ઊડી જતાં રાજા નિરાધાર થઈ યુદ્ધમાં મરણ પામ્યો ને મ્લેચ્છોએ વલભીનો ભંગ (નાશ) કર્યો. આ ઘટના વિક્રમ સંવત 845(ઈ.સ. 788-89)માં બની.[22]

અરબ લેખક અલ્ બીરૂનીની નોંધ પરથી માલૂમ પડે છે કે જૈન પ્રબંધોમાં જણાવેલો 'મ્લેચ્છપતિ'એ અલ્-મનસુરાનો અધિપતિ અર્થાત્ સિંધનો અરબ સૂબો હતો. આ સૂબો સલીમ યુનીસી (ઇ.સ. 786-90) હોવાનું માલૂમ પડે છે. જૈન પ્રબંધોમાં વલભીની જૈન પ્રતિમાઓના એક સંદર્ભમાં આશ્વિન પૂર્ણિમા જણાવી છે, તે વિ.સં. 844ના છેલ્લા માસની પૂર્ણિમા હોવી જોઈએ. ત્યારે ઈ.સ. 788ની 19મી સપ્ટેમ્બર હતી. દક્ષિણ ગુજરાતમાં રાજ્ય કરતા રાષ્ટ્રકૂટ રાજા કર્કરાજે 11મી નવેમ્બર, ઈ.સ. 788 સુધીમાં ખેટક(ખેડા)માં રાજધાની ખસેડી પોતાનું આધિપત્ય ઉત્તર ગુજરાતમાં પ્રસાર્યું હોવાનું એક તામ્રશાસન પરથી જાણવા મળ્યું છે. આ ગણતરીએ વલભી-ભંગની ઐતિહાસિક ઘટના વિ.સં. 845ના આરંભમાં અર્થાત્ ઈ.સ. 788ની 5મી ઓક્ટોબરથી 11મી નવેમ્બર સુધીમાં બની ગણાય.[23]

જૈન પ્રબંધો પરથી જણાય છે કે અરબી ફોજ રાજા શીલાદિત્યનો અને રાજધાની વલભીનો નાશ કરી પાછી ચાલી ગઈ, પરંતુ એ પછી ત્યાં મૈત્રક વંશની સત્તાનો સમૂળો અંત આવ્યો. છેલ્લા રાજા શીલાદિત્યની જુલમી નીતિ આમ મૈત્રક રાજ્યના કરુણ અંજામનું નિમિત્ત બની.

આમ ઈ.સ. 470ના અરસામાં સ્થપાયેલી મૈત્રક વંશની રાજસત્તા છેક ઈ.સ. 788 સુધી અર્થાત્ ત્રણસોથી વધુ વર્ષ ટકી રહી ને તે દરમ્યાન તેણે સમસ્ત સૌરાષ્ટ્ર, કચ્છ, ઉત્તર ગુજરાત, મધ્ય ગુજરાત, થોડો વખત ભરૂચ પ્રદેશ, અને પશ્ચિમ માળવા તથા વિંધ્ય-સહ્ય પ્રદેશ પર પોતાનું શાસન પ્રસાર્યું (જુઓ આકૃતિ 6) એ મૈત્રક વંશની ગણનાપાત્ર સિદ્ધિ ગણાય.

## મૈત્રક રાજાઓની વંશાવલી



## ગારુલક રાજ્ય[24]

મૈત્રક રાજાઓનાં તામ્રશાસનોમાં સામંતોના ઉલ્લેખ વારંવાર આવે છે. સૌરાષ્ટ્રમાં મળેલાં બે તામ્રશાસન ગારુલક નામે રાજકુલનાં છે. એમાંનું એક વલભીપુરમાં ચાર મૈત્રક તામ્રશાસનોની સાથે અને બીજું પાલિતાણામાં છ મૈત્રક તામ્રશાસનોની સાથે પ્રાપ્ત થયું છે. બંને દાનશાસનોનું લખાણ મૈત્રક રાજાઓનાં દાનશાસનોના લખાણ સાથે ઘણું સામ્ય ધરાવે છે ને તેઓની મિતિ પણ વલભી સંવતની છે.

આ દાનશાસનોમાં એ રાજવંશને 'ગારુલકોનો વંશ' કહ્યો છે ને એના રાજાઓને પરાક્રમી, યશસ્વી અને પ્રભાવશાળી ગણાવ્યા છે. 'ગારુલક' નામમાં 'ગારુડક' શબ્દ અભિપ્રેત લાગે છે ને એ અનુસાર આ કુલના રાજાઓ પોતાને ગરુડના વંશના ગણાવતા હોવાનું માલૂમ પડે છે. ગરુડ એ વિષ્ણુ ભગવાનનું પ્રસિદ્ધ વાહન છે. આ કુલના રાજાઓ પરમ ભાગવત હતા એ હકીકત પરથી આ અનુમાનને સમર્થન મળે છે.

ગારુલક રાજાઓની વંશાવળીમાં સહુથી પહેલું નામ શૂર 1લાનું આવે છે. એની પ્રશસ્તિનાં પદ મૈત્રક વંશના સ્થાપક સેનાપતિ ભટાર્કનાં પ્રશસ્તિપદોને અક્ષરશઃ મળતાં આવે છે. આ અનુસાર ભટાર્કની જેમ શૂર પણ પહેલાં સેનાપતિ હોય ને પછી એણે રાજસત્તા ધારણ કરી હોય એવું લાગે છે. એ ભટાર્કનો સમકાલીન હતો. એણે લગભગ ઈ.સ. 481થી 500 સુધી રાજ્ય કર્યું. ભટાર્કવિહાર ભેટ મેળવનાર રાજસ્થાનીય શૂર પ્રાયઃ આ શૂર હોવો જોઈએ. તો એ ભટાર્કનો રાજસ્થાનીય હશે ને ભટાર્કે એના પર પ્રસન્ન થઈ એને પોતાનો વિહાર ભેટ આપ્યો હશે.

શૂર 1લા પછી એનો પુત્ર વરાહદાસ 1લો ગાદીએ આવ્યો. મૈત્રક વંશના આરંભિક રાજાઓની જેમ વરાહદાસ પણ રાજપદવી ધારણ ન કરતાં માત્ર 'સેનાપતિ' કહેવાતો. એ મૈત્રક રાજા દ્રોણસિંહનો સમકાલીન હતો. એણે લગભગ ઈ.સ. 500થી 520 સુધી રાજ્ય કર્યું લાગે છે. વરાહદાસ 2જાના દાનશાસનમાં આપેલી વરાહદાસની પ્રશસ્તિ અક્ષરશઃ દ્રોણસિંહની પ્રશસ્તિ પરથી લેવાયેલી છે. આ રાજા પરમ ભાગવત હતો.

વરાહદાસ 1લાનો ઉત્તરાધિકાર એના મોટા પુત્ર શૂર 2જાને પ્રાપ્ત થયો. એ 'સામન્ત' અને 'મહારાજ' બિરુદ ધારણ કરતો. એ 'ભટ્ટિ' પણ કહેવાતો. 'ભટ્ટિ' એટલે ભર્તા; અહીં આ પદ 'ભટ્ટારક'ના અર્થમાં પ્રયોજાયું લાગે છે. શૂર 2જો મૈત્રક રાજા ધ્રુવસેન 1લાનો સમકાલીન હતો. એણે લગભગ ઈ.સ. 520થી 540 સુધી રાજ્ય કર્યું. આ રાજાની પ્રશસ્તિ ધ્રુવસેન 1લાની પ્રશસ્તિ સાથે અક્ષરશઃ

સામ્ય ધરાવે છે. એ મૈત્રક રાજા ગુહસેનની જેમ પોતાના રાજકુલનો પ્રતાપી રાજા ગણાતો. એ પણ પરમ ભાગવત હતો.

શૂર 2જાનો રાજવારસો એના અનુજ વરાહદાસ 2જાને પ્રાપ્ત થયો. એનું એક દાનશાસન મળ્યું છે. એ (વલભી) સંવત 230(ઈ.સ. 549)નું છે. એમાં આ રાજાએ અજિત નામે વાણિજકે (વેપારીએ) બંધાવેલા બૌદ્ધ ભિક્ષુણીઓના વિહારને ભૂમિદાન દીધાનું જણાવ્યું છે. આ વિહાર વલભીમાં આવેલા યક્ષશૂર ભિક્ષુણીવિહારમંડલમાં આવેલો જણાય છે. દાનની ભૂમિ જે ગામમાં આવેલી હતી તે ભટ્ટિપદ્ર ગામ એને મહારાજા ધ્રુવસેન તરફથી બક્ષિસમાં મળેલું હતું. વરાહદાસે આ દાનશાસન ફંકપ્રસ્રવણ નામે સ્થળથી ફરમાવ્યું હતું. એ ગારુલક રાજ્યનું પાટનગર લાગે છે. આ રાજાની પ્રશસ્તિમાં એના એક વિશિષ્ટ પરાક્રમનો ઉલ્લેખ આવે છે. એમાં એણે દ્વારકા જીતી લઈ 'દ્વારકાધિપતિ'નું ગરવું બિરુદ પ્રાપ્ત કર્યાનું જણાવ્યું છે. વળી આ રાજા અનેક દેવાલય, આરામ (વાડી), વિહાર (મઠ), સત્ર (ધર્મશાળા), પ્રપા (કૂવા), સભાગૃહ અને આશ્રમ બંધાવતો હોવાનું પણ એની પ્રશસ્તિમાં જણાવ્યું છે. એ પરમ ભાગવત હતો ને ઇતર ધર્મોનેય પ્રોત્સાહન આપતો.

વરાહદાસ 2જા પછી એનો પુત્ર સિંહાદિત્ય ગાદીએ આવ્યો. એણે વ.સં. 255(ઈ.સ. 574)માં એક બ્રાહ્મણને ભૂમિદાન દીધેલું. એમાં એને 'સામન્ત' તથા 'મહારાજ' કહ્યો છે એ મૈત્રક મહારાજા ધરસેન 2જાનો સમકાલીન હતો. આ દાન- શાસન પણ ફંકપ્રસ્રવણમાંથી ફરમાવેલું છે. દાન લેનાર બ્રાહ્મણ એલાપદ્રનો નિવાસી હતો ને દેયભૂમિ દર્ભચાર નામે ગામમાં આવી હતી. દાનશાસનમાં આપેલી એની પ્રશસ્તિ પરથી રાજા સિંહાદિત્ય ધીર અને લલિત, નમ્ર અને દર્શનીય તેમ જ પરાક્રમી અને પ્રતાપી હોવાની છાપ પડે છે. ગારુલક વંશમાં સિંહાદિત્ય પછી કોઈ બીજા રાજાઓ થયા હોવાનું જણાતું નથી.

ફંકપ્રસ્રવણ એ ગારુલક રાજ્યનું પાટનગર લાગે છે, પરંતુ એનો સ્થળનિર્ણય કરવો મુશ્કેલ છે. જો એ પાટનગરના નામનો ખરો પાઠ 'फङ्क'ની જગ્યાએ 'ढङ्क' હોય, તો એ પોરબંદર નજીક આવેલું ઢાંક હોઈ શકે. વળી વરાહદાસ 2જાએ પોતાની સત્તા દ્વારકા પર જમાવી હોવાના ઉલ્લેખ પરથી પણ ગારુલકોનું રાજ્ય મુખ્યત્વે પશ્ચિમ સૌરાષ્ટ્રમાં આવ્યું હોય એ સંભવને સમર્થન મળે છે.

## સૈન્ધવ રાજ્યની સ્થાપના[25]

પશ્ચિમ સૌરાષ્ટ્રમાં ગારુલક રાજ્યની સત્તાનો અસ્ત થયા પછી દોઢેક સદી બાદ ત્યાં સૈન્ધવ નામે રાજકુલની સત્તા સ્થપાઈ. આ રાજવંશ સામાન્ય રીતે

'સૈન્ધવ' નામે ઓળખાતો ને એ વંશ પાંડવોના સમકાલીન સિન્ધુરાજ જયદ્રથમાંથી ઉત્પન્ન થયો હોવાનું મનાતું. આ પરથી આ વંશના રાજાઓ મૂળ સિન્ધુદેશ-(સિંધ)ના હોવાનું માલૂમ પડે છે.

ઘૂમલીમાંથી મળેલાં તામ્રશાસનોમાં આ રાજાઓની વંશાવલી વધુમાં વધુ પુષ્યદેવથી શરૂ કરવામાં આવી છે. એના વંશજોના જ્ઞાત સમય પરથી પુષ્યદેવનો સમય લગભગ ઈ.સ. 735થી 750નો આંકવામાં આવ્યો છે. વળા(વલભીપુર)માંથી મળેલું મુદ્રાંક મહારાજ અહિવર્માના પુત્ર મહારાજ મહાસેનાપતિ પુષ્યેણનું છે. થોડાં વર્ષ પર આંબળાસ(જિ. જૂનાગઢ)માંથી મળેલા તામ્રશાસન પરથી વળા મુદ્રાંકમાંનો પુષ્યેણ અને ઘૂમલીના તામ્રશાસનમાંનો પુષ્યદેવ ભિન્ન હોવાનું માલૂમ પડે છે. આંબળાસનું તામ્રશાસન મહારાજ મહાસેનાપતિ પુષ્યેણના પુત્ર મહારાજ અહિવર્માનું છે.

પુષ્યેણનો પિતા અહિવર્મા 1લો સિંધમાં રાજ્ય કરતો હતો, જ્યારે પુષ્યેણ સિંધમાં ઈ.સ. 711માં થયેલા અરબી ઉપદ્રવના કારણે વતન તજી સૌરાષ્ટ્રમાં આવી વસ્યો હતો. એણે શરૂઆતમાં વલભીના મૈત્રક રાજ્યમાં મહાસેનાપતિ તરીકેનો અધિકાર અંગીકાર કર્યો ને આગળ જતાં સૌરાષ્ટ્રમાં ક્યાંક રાજસત્તા પામી 'મહારાજ' બિરુદ પણ પ્રાપ્ત કર્યું.

પુષ્યેણનો પુત્ર અહિવર્મા 2જો માત્ર 'મહારાજ' કહેવાતો. એણે કુબેરનગરમાંથી એક ભિક્ષુણી-વિહારને ભૂમિદાન દીધું. દાનશાસનનું વર્ષ સ્પષ્ટ નથી, પરંતુ એ પ્રાયઃ ગુપ્ત કે વલભી સંવત 404 (ઈ.સ. 723) હતું. કુબેરનગર કાં તો કોડિનારનું પ્રાચીન નામ હોય અથવા એ ધારી તાલુકા(જિ. અમરેલી)નું કુબડા ગામ હશે. કુબેરનગરના સૈન્ધવ રાજ્ય વિશે આ એક જ અભિલેખ ઉપલબ્ધ છે.

ઘૂમલીના છેલ્લા દાનશાસનમાં જણાવેલો રાજા પુષ્યદેવ એ પુષ્યેણનો પૌત્ર અને અહિવર્મા 2જાનો પુત્ર લાગે છે. 'પુષ્યદેવ' એ ખરી રીતે 'પુષ્યેણ'નું જ રૂપાંતર છે. પુષ્યદેવે લગભગ ઈ.સ. 735થી 750 સુધી રાજ્ય કર્યું. પુષ્યદેવ મૈત્રક નરેશ શીલાદિત્ય 6ઠ્ઠાનો સમકાલીન હતો. એની રાજધાની ભૂતાંબિલિકા હતી. એને સંક્ષેપમાં 'ભૂતાંબિલી' કહેતા. એ 'ભૂમલી'માં રૂપાંતર પામી હાલ 'ઘૂમલી' તરીકે ઓળખાય છે.

પુષ્યદેવ પછી એનો પુત્ર કૃષ્ણરાજ ગાદીએ આવ્યો. પ્રશસ્તિમાં એને ઘણો પરાક્રમી, યશસ્વી અને પ્રતાપી નિરૂપ્યો છે. એણે મહાસામંત વગેરે પંચ મહાશબ્દ (મહાબિરુદ) ધારણ કર્યાં હતાં. એણે લગભગ ઈ.સ. 750થી 770 સુધી રાજ્ય કર્યું.

કૃષ્ણરાજનો ઉત્તરાધિકાર એના પુત્ર અગ્ગુક 1લાને પ્રાપ્ત થયો. ઘૂમલીમાંથી

મળેલાં બે આરંભિક દાનશાસનોમાં ત્યાંની રાજવંશાવલીનો આરંભ આ રાજાથી કરવામાં આવ્યો છે એ પરથી એ આ રાજવંશનો મહત્ત્વનો રાજા ગણાય. એની પ્રશસ્તિમાં એનાં યશ, પ્રતાપ, દાન અને સુચરિતની લાંબી આલંકારિક પ્રશંસા કરવામાં આવી છે. અગ્ગુકનો રાજ્યકાલ લગભગ ઈ.સ. 770થી 790નો આંકવામાં આવ્યો છે. ઈ.સ. 788માં સિંધના અરબો વડે થયેલા વલભી-ભંગનો બનાવ આ દરમ્યાન બનેલો. પ્રશસ્તિમાં એણે પોતાના ભૂમંડલનો ઉદ્ધાર કર્યો હોવાનું જણાવ્યું છે એ કદાચ આ ઘટના પછીના સંદર્ભને લાગુ પડે.

## દક્ષિણ ગુજરાતનાં સમકાલીન રાજ્ય

મૈત્રક કાલ દરમ્યાન ગુજરાત પ્રદેશ સામાન્યતઃ 'લાટ' નામે ઓળખાતો એવું લાગે છે. એ નામ દક્ષિણ ગુજરાતના સીમિત અર્થમાં પ્રયોજાતું થયું એ પછીના અનુ-મૈત્રક કાલમાં. મૈત્રક કાલ દરમ્યાન દક્ષિણ ગુજરાતમાં અનેક સમકાલીન રાજ્ય થયાં, કેટલાંક એના ઉત્તર ભાગમાં ને કેટલાંક એના દક્ષિણ ભાગમાં.

## ત્રૈકૂટક રાજ્ય[26]

ગુપ્ત કાલ દરમ્યાન દક્ષિણ ગુજરાતમાં અપરાન્ત(ઉત્તર કોંકણ)ના ત્રૈકૂટક રાજાઓનું રાજ્ય સ્થપાયું હતું. મહારાજ દહ્રસેનના પુત્ર વ્યાઘ્રસેને કલચુરિ સંવત 241(ઈ.સ. 490)માં ઇક્ષરકી આહાર નામે વહીવટી વિભાગમાં આવેલી અમુક ભૂમિ નાગશર્મા નામે બ્રાહ્મણને દાનમાં આપી હતી ને એનું દાનશાસન વિજયાનિરુદ્ધપુરમાંથી ફરમાવ્યું હતું. આ નગર ત્રૈકૂટક રાજ્યનું પાટનગર લાગે છે, પરંતુ એનો સ્થળનિર્ણય થયો નથી. પ્રાયઃ એ સુરત જિલ્લામાં આવ્યું હતું. ઇક્ષરકી આહારનું વડું મથક ઇક્ષરકી એ પલસાણાની ઉત્તરે આવેલ ઇસરોલી હોવા સંભવે છે. આ પરથી વ્યાઘ્રસેન મીંઢોળા નદીથી તાપી નદી સુધી શાસન કરતો હોય એમ કહી શકાય. વ્યાઘ્રસેનની પ્રશસ્તિમાં અસંખ્ય નૃપતિઓ પરના આધિપત્યનો, બાહુબલથી પ્રાપ્ત કરેલા વિપુલ દ્રવ્યનો, સીમા પરના શત્રુઓના પરાજયનો અને સૈન્ય વડે પ્રાપ્ત કરેલા દુર્ગ નગર અને સાગર પરના અધિષ્ઠાનનો નિર્દેશ આવે છે. વળી એમાં એના વિપુલ દ્રવ્યદાનની, વિશાળ યશની, રુચિર વપુની, ઉદાર ચરિતની, ગુરુ ગંભીર પ્રકૃતિની, લોકપ્રિયતાની, આર્થિક પ્રોત્સાહનની અને સંયમી વૃત્તિની પ્રશંસા કરી છે. વ્યાઘ્રસેન પણ 'મહારાજ'નું બિરુદ ધરાવતો હતો ને પિતાની જેમ પરમ વૈષ્ણવ હતો. એનો શાસનકાલ લગભગ ઈ.સ. 475થી ઓછામાં ઓછો ઈ.સ. 490 સુધી વિસ્તરતો જણાય છે.

કણ્હેરી(ઉત્તર કોંકણ)ના ગુફાલેખ પરથી ત્રૈકૂટકોનું રાજ્ય ક.સં. 245 (ઈ.સ. 494-95) સુધી ચાલુ રહેલું જણાય છે. એ પછી થોડા વખતમાં વાકાટક રાજા

હરિષેણે પોતાની સત્તા ત્રિકૂટ અને લાટ પર પ્રસારી ને એ પછી થોડાં વર્ષોમાં લાટ પર કટચ્ચુરિ વંશનું શાસન પ્રવર્ત્યું.

ત્રૈકૂટક રાજ્યમાં સુરત જિલ્લાના દક્ષિણ ભાગનો તથા વલસાડ જિલ્લાનો સમાવેશ થતો.

## કટચ્ચુરિ શાસન[27]

ત્રૈકૂટકોની સત્તાનો અસ્ત થતાં આ પ્રદેશમાં કટચ્ચુરિ વંશનું આધિપત્ય પ્રસર્યું. કટચ્ચુરિ આગળ જતાં કલચુરિ તરીકે ઓળખાયા. તેઓની રાજધાની પ્રાયઃ માહિષ્મતી હતી ને તેઓ હૈહય જાતિના ગણાતા.

કલચુરિ સંવત 292(ઈ.સ. 541)માં ભરુકચ્છ(ભરૂચ)માંથી મહાસામંત મહારાજ સંગમસિંહે ભરુકચ્છના બ્રાહ્મણોને અંતર્નર્મદા વિષયમાંનું એક ગામ દાનમાં દીધું. એમાં સંગમસિંહના કુલનું નામ જણાવ્યું નથી. આ રાજા કટચ્ચુરિ નરેશ શંકરગણ(લગભગ ઈ.સ. 575-600)ના પિતા કૃષ્ણરાજ (લગભગ ઈ.સ. 550-575)ના પિતાનો મહાસામંત જણાય છે. એ કટચ્ચુરિ નરેશનું નામ ઉપલબ્ધ નથી.

કટચ્ચુરિ નરેશ કૃષ્ણરાજનું શાસન દક્ષિણ ગુજરાત, ઉત્તર કોંકણ અને મહારાષ્ટ્ર પર પ્રવર્તતું હતું. કૃષ્ણરાજ પરમ માહેશ્વર હતો. આથી એના સિક્કા નંદિના ચિહ્નથી અંકિત છે. પૌત્ર બુદ્ધરાજના દાનશાસનમાં આપેલી કૃષ્ણરાજની પ્રશસ્તિમાં એના પરાક્રમ, પ્રતાપ, વિનય, દાન આદિ અનેક ગુણોની પ્રશંસા કરવામાં આવી છે.

કૃષ્ણરાજનો પુત્ર શંકરગણ કટચ્ચુરિ વંશનો સહુથી પ્રતાપી રાજવી હતો. એનું ઈ.સ. 597નું આભોણા દાનશાસન મહારાષ્ટ્રને લગતું છે, પરંતુ એના બલાધિકૃત શાંતિલ્લના દાનશાસનનું પહેલું પતરું મળ્યું છે તે વડોદરા જિલ્લાના સંખેડા તાલુકાને લગતું છે. શાંતિલ્લ ભોગિકપાલક (ભોગિક નામે સ્થાનિક અધિકારીઓનો ઉપરી) મહાપીલુપતિ (ગજદળના નાયકોનો ઉપરી) નિરિહુલ્લકનો બલાધિકૃત (સૈન્ય ખાતાનો અધિકારી) હતો ને નિરિહુલ્લક કૃષ્ણરાજના પુત્ર શંકરણ(શંકરગણ)નો અધિકારી હતો. શાંતિલ્લે ભૂમિદાનમાં બ્રાહ્મણને ક્ષેત્ર (ખેતર) આપેલું. શંકરગણ અનેક રાજવંશો પર આધિપત્ય ધરાવતો ને ઘણા વિશાળ પ્રદેશ પર શાસન કરતો રાજાધિરાજ હતો એવું એની પ્રશસ્તિઓ પરથી માલૂમ પડે છે. એ પરમ માહેશ્વર હતો. એણે લગભગ ઈ.સ. 575થી 600 સુધી રાજ્ય કર્યું.

શંકરગણ પછી એનો પુત્ર બુદ્ધરાજ ગાદીએ આવ્યો. થોડા વખતમાં એ દખ્ખણના ચાલુક્ય રાજા મંગલેશ કે મંગલરાજ વડે ભારે પરાજય પામ્યો, પરંતુ

મંગલેશ પોતાના રાજકુલની આંતરિક ખટપટમાં રોકાતાં બુદ્ધરાજે પોતાની સ્થિતિ દૃઢ કરી. એનાં બે દાનશાસન મળ્યાં છે. એણે કલચુરિ સંવત 360(ઈ.સ. 610)માં વિદિશા(મ.પ્ર.)ની છાવણીમાંથી નાસિક જિલ્લાના ગામનું દાન દીધું. પછી ક.સં. 361(ઈ.સ. 610)માં આનંદપુર(વડનગર)ની છાવણીમાંથી એણે ભરુકચ્છ વિષયમાંનું એક ગામ બ્રાહ્મણને આપ્યું. આનંદપુર પ્રદેશ પર મૈત્રકોનું શાસન પ્રવર્તતું ને થોડા વખતમાં પશ્ચિમ માળવા પર પણ તેઓની સત્તા પ્રસરી. બુદ્ધરાજની આ દંડયાત્રા શાને ઉદ્દેશીને હશે એ સ્પષ્ટ નથી, પરંતુ ગુજરાતમાં એનું શાસન દક્ષિણ ગુજરાતમાં રહ્યું હશે. પ્રશસ્તિમાં બુદ્ધરાજના નયવિનયાદિ ગુણોની, રિપુઓના દર્પધ્વંસની, સ્થિતિ અને સિદ્ધિના આશ્રયની અને પ્રજાજનોના દુઃખશમનની પ્રશંસા કરવામાં આવી છે. થોડા વખતમાં ચાલુક્ય નરેશ પુલકેશી 2જાએ મહારાષ્ટ્ર સુધીના પ્રદેશ જીતી લીધા ને કટચ્ચુરિઓની સત્તા ઘણી સીમિત થઈ ગઈ. દક્ષિણ ગુજરાતમાં હવે ઉત્તર ભાગમાં ગુર્જરનૃપતિવંશની અને દક્ષિણ ભાગમાં સેન્દ્રક વંશની સત્તા સ્થપાઈ.

## નાંદીપુર-ભરુકચ્છનો ગુર્જરનૃપતિવંશ[28]

છઠ્ઠી સદીના ઉત્તરાર્ધમાં ભરૂચ જિલ્લાના વિસ્તારમાં એક નવા રાજવંશની સત્તા સ્થપાઈ. આ વંશનાં 13 દાનશાસન મળ્યાં છે. એ કલચુરિ સંવત 380-(ઈ.સ. 629)થી 486(ઈ.સ. 736)નાં છે. એમાં શરૂઆતનાં દાનશાસન દદ્દ પ્રશાંતરાગનાં છે. એમાં એના પૂર્વાધિકારીઓ તરીકે એના પિતામહ સામંત દદ્દની તથા પિતા જયભટ વીતરાગની પ્રશસ્તિ આપી છે.

દદ્દ પ્રશાંતરાગનાં પહેલાં બે દાનશાસનોમાં આ રાજવંશને 'ગુર્જરનૃપતિવંશ' તરીકે ઓળખાવ્યો છે. અહીં 'ગુર્જરનૃપતિવંશ'નો અર્થ વિવાદાસ્પદ છે. ઘણા એનો અર્થ 'ગુર્જર જાતિનો રાજવંશ' એવો કરે છે, જ્યારે કેટલાક એનો અર્થ 'ગુર્જરદેશનો રાજવંશ' એવો કરે છે. અહીં 'ગુર્જરવંશ'ને બદલે 'ગુર્જરનૃપતિવંશ' એવો લાંબો શબ્દપ્રયોગ થયો હોઈ બીજો અર્થ વધુ સંભવિત છે. વળી છઠ્ઠી સદીમાં ભિલ્લમાલની આસપાસનો પ્રદેશ 'ગુર્જરદેશ' તરીકે ઓળખાતો ને ત્યાંના રાજવંશના સ્થાપક હરિશ્ચંદ્રને દદ્દ નામે પુત્ર હતો એ પરથી પણ આ સંભવને સમર્થન મળે છે. ગુર્જરદેશનો એ રાજવંશ ત્યારે પ્રતીહાર વંશ તરીકે ઓળખાતો. આ પરથી ભરૂચ જિલ્લાનો આ રાજવંશ પણ પ્રતીહાર વંશમાંથી ઉદ્ભવ્યો હોવાનું ફલિત થાય છે.

રાજવંશોની ઉત્પત્તિ સમય જતાં રામાયણ-મહાભારતનાં પ્રસિદ્ધ પાત્રોમાંથી થઈ હોવાની માન્યતા પ્રચલિત થતાં, આ ગુર્જરનૃપતિવંશના રાજાઓ આગળ જતાં

પોતાને પાંડવોના સમકાલીન મહારાજ કર્ણના વંશજ મનાવવા લાગ્યા.

આ વંશની રાજધાની શરૂઆતમાં નાંદીપુરી-નાંદીપુર હતી. આ નાંદીપુર એ જૂના રાજપીપળા પાસે આવેલું નાંદોદ છે, જે કરજણ નદીના પૂર્વકાંઠા પર આવેલું છે ને ભરૂચ જિલ્લાના નાંદોદ તાલુકાનું વડું મથક છે. હવે એ રાજપીપળા તરીકે ઓળખાય છે.

દદ્દ બાહુસહાયના સમય(ઈ.સ. 677)થી આ રાજવંશની રાજધાની ભરુકચ્છ-(ભરૂચ)માં રહી. આ રાજાએ ભરૂચ પ્રદેશ વલભીના મૈત્રકો પાસેથી જીતી લઈ હવે રાજધાની ભરૂચમાં ખસેડી. ભરુકચ્છ એ નર્મદાના ઉત્તર તટે આવેલું ભરૂચ છે, જે હાલ ભરૂચ જિલ્લાનું વડું મથક છે.

સામન્ત દદ્દ એ આ રાજવંશનો સ્થાપક છે. આ વંશની રાજમુદ્રામાં એનું નામ અંકાતું. આ દદ્દ એ ગુર્જરદેશના પ્રતીહાર નરેશ હરિચંદ્રનો કનિષ્ઠ પુત્ર દદ્દ હતો. એનો રાજ્યકાલ ઈ.સ. 570થી 595નો અંકાયો છે. ત્યારે સંખેડા-ભરૂચ પ્રદેશ કટચ્ચુરિ વંશની સત્તા નીચે હતો. દદ્દની પ્રશસ્તિમાં એણે વિંધ્ય-રેવા પ્રદેશમાં કોઈ પ્રતિપક્ષનો પરાજય કરી પોતાની રાજસત્તા સ્થાપી હોવાનું જણાવ્યું છે. એણે કટચ્ચુરિ નરેશ શંકરગણનું આધિપત્ય સ્વીકારી સામંતપદ ધારણ કર્યું લાગે છે. એ પરમ આદિત્યભક્ત હતો.

સામંત દદ્દનો પુત્ર જયભટ 1લો એકંદરે શાંતિપ્રિય અને નિઃસ્પૃહ પ્રકૃતિનો હતો. આથી એ 'વીતરાગ' તરીકે ઓળખાતો. એણે લગભગ ઈ.સ. 595થી 620 સુધી રાજ્ય કર્યું. એના નામની સાથે કોઈ બિરુદ આપેલું નથી.

જયભટ વીતરાગનો પુત્ર દદ્દ 2જો આ વંશનો પ્રતાપી રાજા હતો. એના શાસનકાલનાં પાંચ દાનશાસન મળ્યાં છે, જે ક.સં. 380(ઈ.સ. 629)થી 392 (ઈ.સ. 642)નાં છે. એ 'મહાસામંત'થી માંડીને 'મહારાજ' સુધીનાં પાંચ મહાબિરુદ ધરાવતો. એના પિતા જયભટ 'વીતરાગ'નું અપરનામ ધરાવતા, તેમ દદ્દ 'પ્રશાન્તરાગ'નું અપરનામ ધારણ કરેલું. એનાં પહેલાં દાનશાસન અક્રૂરેશ્વર (અંકલેશ્વર) વિષય(જિલ્લા)ને લગતાં છે. ક.સં. 391(ઈ.સ. 641)નું દાનશાસન દદ્દની અનુજ્ઞાથી એના ભાઈ રણગ્રહે ફરમાવેલું. છેલ્લાં બે દાનશાસન સંગમખેટક (સંખેડા) વિષયને લગતાં છે. દદ્દ પ્રશાન્તરાગ પણ પરમ આદિત્યભક્ત હતો.

દદ્દની પ્રશસ્તિમાં એણે પરાક્રમ વડે વિશાળ યશ પ્રાપ્ત કર્યાનું જણાવ્યું છે. એના ઉત્તરાધિકારીઓનાં દાનશાસનોમાં દદ્દ પ્રશાન્તરાગના એક એવા પરાક્રમનો નિર્દેશ કરેલો છે કે જેને લીધે એને મોટો ઉજ્જ્વળ યશ પ્રાપ્ત થયો હતો. આ પરાક્રમ હતું 'પરમેશ્વર શ્રીહર્ષદેવથી અભિભૂત થયેલા વલભીપતિને પરિત્રાણ'

આપ્યાનું. દદ્દ વલભીપતિને આપેલું રક્ષણ હર્ષદેવના પક્ષકાર તરીકે અપાયું લાગે છે ને એ વલભીપતિ હતો મૈત્રક રાજા ધ્રુવસેન બાલાદિત્ય, જેને આગળ જતાં હર્ષના જમાઈ થવાનું માન મળેલું.

દદ્દ પ્રશાન્તરાગના નામે આગળ જતાં ત્રણ બનાવટી દાનશાસન ઘડાયાં છે, જેનો સમય શક વર્ષ 400, 415 અને 417(અર્થાત્ ઈ.સ. 478, 493 અને 495)નો આપવામાં આવ્યો છે. પરંતુ ત્યારે તો આ રાજવંશનો આરંભ પણ થયો ન હતો. આ દાનશાસન દેખીતી રીતે એકાદ શતક બાદ રાષ્ટ્રકૂટ રાજ્યનાં દાનશાસનો પરથી ઘડાયાં છે.

દદ્દ પ્રશાન્તરાગ પછી એનો પુત્ર જયભટ 2જો ગાદીએ આવ્યો. એણે લગભગ ઈ.સ. 645થી 665 સુધી રાજ્ય કર્યું. એ દરમ્યાન મૈત્રક ચક્રવર્તી ધરસેને ઈ.સ. 648માં ભરુકચ્છમાં વિજયછાવણી નાખેલી. અગાઉ ભરૂચ પ્રદેશ નાંદીપુરના ગુર્જરનૃપતિવંશની સત્તા નીચે હોવો સંભવે છે. તો એ પ્રદેશ મૈત્રક ધરસેને આ રાજા જયભટ પાસેથી જીતી લીધો ગણાય. કાપિકા (કાવી) પાસેનું જયાદિત્ય મંદિર પ્રાયઃ આ રાજા જયભટે બંધાવ્યું લાગે છે.

જયભટ 2જાનો પુત્ર અને ઉત્તરાધિકારી દદ્દ 3જો પરાક્રમનું બહુમૂલ્ય આંકતો એવું એના 'બાહુસહાય' અપરનામ પરથી સૂચિત થાય છે. દદ્દ પ્રશાન્તરાગની જેમ એ પણ પંચ મહાશબ્દ (મહાબિરુદ) ધરાવતો. એણે વલભીના મૈત્રકો પાસેથી ભરુકચ્છ પ્રદેશ જીતી લીધો. ભરુકચ્છ વિષયમાંથી ઈ.સ. 676માં મૈત્રક રાજા શીલાદિત્ય 3જાએ ભૂમિદાન દીધેલું, જ્યારે ઈ.સ. 677માં ત્યાંથી દદ્દ બાહુસહાયે ભૂમિદાન દીધું. દદ્દે પોતાના વંશની રાજધાની હવે નાંદીપુરથી ખસેડીને ભરુકચ્છમાં રાખી. એણે લગભગ ઈ.સ. 665થી 690 સુધી રાજ્ય કર્યું. આ રાજા પરમ માહેશ્વર હતો.

દદ્દ બાહુસહાયનો ઉત્તરાધિકાર એના પુત્ર જયભટ 3જાને પ્રાપ્ત થયો. એનાં બે દાનશાસન મળ્યાં છે. ક.સં. 456(ઈ.સ. 706)નું ભૂમિશન ભરુકચ્છ વિષયને લગતું છે, જ્યારે ક.સં. 460(ઈ.સ. 710)નું ભૂમિદાન નાંદીપુર વિષયમાંની ભૂમિનું છે. એના પરાક્રમની ભારે પ્રશસ્તિ કરવામાં આવી છે. એમાં એણે કોઈ ગુમાવેલો પ્રદેશ પાછો મેળવ્યાનો ધ્વનિ રહેલો છે. ઈ.સ. 706માં આ રાજાએ કાયાવતાર(કાયાવરોહણ)માં વિજયછાવણી નાખી હતી એ પરથી એનું આ પરાક્રમ ભરુકચ્છ પ્રદેશને લગતું લાગે છે. જયભટ પરમ માહેશ્વર હતો, ને પંચ મહાશબ્દ ધરાવતો. આ રાજાએ લગભગ ઈ.સ. 690થી 715 સુધી રાજ્ય કર્યું.

અહિરોલ જયભટ 3જાનો પુત્ર અને ઉત્તરાધિકારી છે. એનું એકેય દાનશાસન

મળ્યું નથી. પ્રશસ્તિમાં એને પરાક્રમી, પ્રતાપી, સદાચારી અને રાજનીતિજ્ઞ રાજવી તરીકે નિરૂપ્યો છે. એ પણ પરમ માહેશ્વર હતો ને પંચ મહાબિરુદ ધરાવતો. અહિરોલે થોડાં વર્ષ – લગભગ ઈ.સ. 715થી 720 સુધી રાજ્ય કર્યું લાગે છે.

અહિરોલનો પુત્ર જયભટ 4થો એ આ રાજવંશનો છેલ્લો જ્ઞાત રાજા છે. એનાં બે દાનશાસન મળ્યાં છે, જે બંને ક.સં. 486(ઈ.સ. 736)નાં છે. બંને દાન ભરુકચ્છ વિષયમાંની ભૂમિને લગતાં છે. જયભટ પણ પંચ મહાશબ્દ ધરાવતો તેમ જ 'મહાસામંતાધિપતિ' કહેવાતો. એ પણ પરમ માહેશ્વર હતો.

દાનશાસનોમાં એની લાંબી આલંકારિક પ્રશસ્તિ આપવામાં આવી છે. એમાં બે શ્લોકોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. બીજા શ્લોકમાં જણાવ્યું છે કે એણે વલભીપતિના નગરમાં તજ્જિકોનો પરાભવ કર્યો હતો. જયભટના આ પરાક્રમને નવસારીના ચાલુક્ય રાજા અવનિજનાશ્રય પુલકેશીના પરાક્રમ સાથે સાંકળતાં માલૂમ પડે છે કે તજ્જિક (અરબ) સેનાએ સૌરાષ્ટ્ર ગુર્જર આદિ રાજ્યોને વીંધીને દક્ષિણના રાજાને જીતવા માટે નવસારી પર આક્રમણ કરેલું ત્યારે ત્યાંના રાજા પુલકેશીએ એ સેનાને હરાવી ત્યાંથી પાછી હઠાવેલી, પછી એ સેનાનો પરાજય પાછો વલભીપુરમાં થયો ને એમાં જયભટના પરાક્રમે મહત્ત્વનો ભાગ ભજવેલો, આ ઘટના ઈ.સ. 726ના અરસામાં બની લાગે છે.

જયભટ 4થાએ લગભગ ઈ.સ. 745 સુધી રાજ્ય કર્યું. એ અરસામાં રાષ્ટ્રકૂટ રાજા દંતિદુર્ગે વાતાપિના ચાલુક્ય રાજ્યની સત્તાનો હ્રાસ કરી ઉત્તરમાં રેવા અને મહી નદી સુધી વિજયકૂચ કરીને લાટ અને માલવ દેશ જીતી લીધા. આ ઘટના ઈ.સ. 750 પહેલાં બની. આ આક્રમણને લીધે ભરૂચના ગુર્જરનૃપતિવંશની સત્તાનો અંત આવ્યો.

આમ આ રાજવંશે નાંદોદ-અંકલેશ્વર-ભરૂચ-સંખેડા પ્રદેશ પર લગભગ 175 વર્ષ (લગભગ ઈ.સ. 570થી 745) રાજ્ય કર્યું.

## ચાહમાન રાજ્ય[29]

જેમ દખ્ખણમાં રાષ્ટ્રકૂટ રાજ્યનું પ્રાબલ્ય હતું તેમ ઉત્તરમાં પ્રતીહાર રાજ્યનું પ્રાબલ્ય પ્રવર્તતું. એમાંના અવંતિના પ્રતીહાર રાજાઓનું આધિપત્ય આ પ્રદેશ પર પ્રસર્યું હોવાનો પ્રથમ ઉલ્લેખ ભરૂચના ચાહમાન રાજા ભર્તૃવડ્ઢ 2જાના હાંસોટ દાનશાસનમાં મળ્યો છે. એમાં ભર્તૃવડ્ઢ પોતાનો ઉલ્લેખ મહાસામંતાધિપતિ તરીકે કરે છે ને અંતે શ્રીમદ્ નાગાવલોકના વિજયરાજ્યનો નિર્દેશ કરે છે. આ દાનશાસન વર્ષ 813નું છે, જે વિક્રમ સંવતનું હોવાનું માલૂમ પડે છે. એ અનુસાર ભર્તૃવડ્ઢનું આ દાનશાસન ઈ.સ. 756નું છે. એમાં જણાવેલો નાગાવલોક એ પ્રતીહાર વંશનો

રાજા નાગભટ 1લો છે.

ભર્તૃવડ્ઢની રાજધાની નર્મદા નદીના ઉત્તર તટે આવેલ ભૃગુકચ્છ(ભરૂચ)માં હતી ને એ નર્મદાની દક્ષિણે આવેલા અક્રૂરેશ્વર (અંકલેશ્વર) વિષય પર પણ સત્તા ધરાવતો.

ભર્તૃવડ્ઢના દાનશાસનમાં એના પાંચ પૂર્વાધિકારીઓનો ઉલ્લેખ કરેલો છે. ચાહમાન વંશની સત્તા આ પ્રદેશમાં ઈ.સ. 735 પછી સ્થપાઈ લાગે છે. વત્સરાજના રાજ્યકાલ દરમ્યાન ઈ.સ. 788માં વલભીના મૈત્રક રાજ્યનો અંત આવ્યો ને રાષ્ટ્રકૂટ રાજા કર્કરાજે પોતાની સત્તા દક્ષિણ ગુજરાત ઉપરાંત મધ્ય ગુજરાત પર પણ પ્રવર્તાવી. ભર્તૃવડ્ઢ 2જો મૈત્રક રાજા શીલાદિત્ય 6ઠ્ઠાનો સમકાલીન હતો. મૈત્રક રાજા શીલાદિત્ય 7માનું અપરનામ 'ધ્રૂભટ' હતું ને ભર્તૃવડ્ઢ 2જાના પિતાનું નામ પણ 'ધ્રૂભટ' હતું. એ પરથી ભર્તૃવડ્ઢ 2જા અને શીલાદિત્ય 6ઠ્ઠા વચ્ચે વિવાહસંબંધ બંધાયો હોવાની ને મૈત્રક રાજા ધ્રૂભટ (શીલાદિત્ય 7મો) ચાહમાન રાજા ધ્રૂભટનો દૌહિત્ર હોવાની કલ્પના કરવામાં આવી છે. ભર્તૃવડ્ઢે વિ.સં. 813માં ભૃગુકચ્છમાંથી એક બ્રાહ્મણને અક્રૂરેશ્વર વિષયમાંના એક ગામનું દાન દીધું હતું. આ દાનશાસનનો લેખ વલભીના ભટ્ટ કક્કે લખ્યો હતો એ હકીકત પણ મૈત્રક-ચાહમાન સંબંધને સમર્થન આપે છે. ઈ.સ. 760ના અરસામાં સિંધના અરબ હાકેમ હિશામે ગંધાર બંદર પર હુમલો કરી ત્યાં મસ્જિદ બંધાવી, જે ગુજરાતમાં બંધાયેલી પહેલી મસ્જિદ લાગે છે. આ પછી થોડા સમયમાં અહીંની ચાહમાન સત્તા અસ્ત પામી ને આ પ્રદેશ પર દક્ષિણ ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજા કક્કરાજનું શાસન પ્રસર્યું.

## સેન્દ્રક રાજ્ય[30]

કટચ્ચુરિ વંશની સત્તા દક્ષિણ ગુજરાતમાં લુપ્ત થતાં હાલના સુરત-વલસાડ પ્રદેશમાં સેન્દ્રક વંશની સત્તા પ્રવર્તી. સેન્દ્રકો પોતાને ભુજગેન્દ્ર કે ફણીન્દ્ર વંશના ગણાવતા અર્થાત્ તેઓ નાગ જાતિના હતા. હાલ તેઓ 'શિંદે' તરીકે ઓળખાય છે ને એમનું પ્રતીક નાગ છે.

સેન્દ્રક વંશનો સ્થાપક ભાનુશક્તિ હતો, જે 'નિકુમ્ભ' તથા 'શ્રીવલ્લભ' તરીકે પણ ઓળખાતો. એણે સાતમી સદીની પહેલી પચીસીમાં રાજ્ય કર્યું લાગે છે. ભાનુશક્તિ પછી એનો પુત્ર આદિત્યશક્તિ ગાદીએ આવ્યો. એણે પોતાની રાજસત્તાનો અભ્યુદય કર્યો. એનો ઉત્તરાધિકાર એના પુત્ર અલ્લશક્તિને પ્રાપ્ત થયો. એ પણ 'નિકુમ્ભ' તરીકે ઓળખાતો. એનાં ત્રણ દાનશાસન મળ્યાં છે : બે ખાનદેશમાં અને એક ગુજરાતમાં. ખાનદેશનું બીજું દાનશાસન શક વર્ષ 577-(ઈ.સ. 656)નું છે ને એ કાયાવતાર(કાયાવરોહણ)થી ફરમાવેલું છે. વલસાડ

જિલ્લામાંથી મળેલું દાનશાસન કલચુરિ સંવત 406(ઈ.સ. 656)નું છે. એમાં ત્રયણ્ણ (તેન, જિ. સુરત) આહાર નામે વહીવટી વિભાગમાંનું એક ગામ અનિરુદ્ધપુરીના એક બ્રાહ્મણને આપ્યું હોવાનું જણાવ્યું છે. અલ્લશક્તિ પંચ મહાશબ્દ ધરાવતો. એ 'નિકુમ્ભ' ઉપરાંત 'પૃથ્વીવલ્લભ' તરીકે પણ ઓળખાતો. એ પરમ માહેશ્વર હતો. ઈ.સ. 671માં દક્ષિણ ગુજરાતના આ પ્રદેશમાં ચાલુક્યોની નવસારી શાખા સત્તારૂઢ થતાં સેન્દ્રકોએ આ પ્રદેશ ગુમાવી દીધો ને પછી તેઓ માત્ર ખાનદેશમાં સત્તા ધરાવવા લાગ્યાં.

## નવસારીનું ચાલુક્ય રાજ્ય[31]

કટચ્યુરિ સત્તાના હ્રાસ પછી દખ્ખણના ચાલુક્ય નરેશ પુલકેશી 2જાએ મહારાષ્ટ્ર પર પોતાનું શાસન પ્રવર્તાવેલું. એના પુત્ર વિક્રમાદિત્ય 1લાએ નાસિક જિલ્લો, ઉત્તર કોંકણ અને દક્ષિણ ગુજરાતના પ્રદેશ પોતાના અનુજ ધરાશ્રય જયસિંહને સોંપ્યા (ઈ.સ. 671). જયસિંહ પોતે નાસિક જિલ્લામાં રાજ્ય કરતો; એના યુવરાજ શ્ર્યાશ્રય શીલાદિત્યે દક્ષિણ ગુજરાતનો વહીવટ સંભાળ્યો ને બીજા રાજપુત્ર જયાશ્રય મંગલરસે ઉત્તર કોંકણનો.

આ ચાલુક્ય વંશના રાજાઓ દાનશાસનોનો આરંભ વિષ્ણુના વરાહાવતારની સ્તુતિથી કરે છે. ને પોતાને માનવ્ય ગોત્રના હારીતી-પુત્રો તરીકે ઓળખાવે છે.

ધરાશ્રય જયસિંહનું દાનશાસન ક.સં. 436(ઈ.સ. 685)નું છે, એ નાસિક વિષયને લગતું છે. પરંતુ એમાં એ રાજાએ મહી અને નર્મદાની વચ્ચેના પ્રદેશમાં રાજા વજ્જડના સમસ્ત સૈન્યનો પરાજય કરેલો જણાવ્યો છે. આ રાજા વજ્જડ વલભીનો મૈત્રક રાજા શીલાદિત્ય 3જો હોય એમ લાગે છે.

ધરાશ્રય જયસિંહના રાજ્યકાલ દરમ્યાન યુવરાજ તરીકે શ્ર્યાશ્રય શીલાદિત્યે કરેલાં બે દાનશાસન મળ્યાં છે. પહેલું દાનશાસન ક.સં. 421-(ઈ.સ. 671)નું છે. આ દાન નવસારિકા(નવસારી)માંથી નવસારિકાના બ્રાહ્મણને આપવામાં આવેલું; દાનમાં આપેલું ગામ બાહિરિકા વિષયમાં આવ્યું હતું. બીજું દાનશાસન ક.સં. 443(ઈ.સ. 693)નું છે. આ દાન કાર્મણેય (કામરેજ) વિષયના એક ગામનું હતું ને એ કાર્મણેયના એક બ્રાહ્મણને આપવામાં આવ્યું હતું. આ પછી થોડા વખતમાં યુવરાજ પિતાની હયાતી દરમ્યાન અકાળ અવસાન પામ્યો લાગે છે.

ધરાશ્રય જયસિંહનો ઉત્તરાધિકાર એ પછી એના ત્રીજા પુત્ર અવનિજનાશ્રય પુલકેશીને પ્રાપ્ત થયો. એનું દાનશાસન ક.સં. 490(ઈ.સ. 740)નું અર્થાત્

યુવરાજ શ્યાશ્રય શીલાદિત્યના બીજા દાનશાસન (ઈ.સ. 693) કરતાં 47 વર્ષ પછીનું છે.

આ રાજાની પ્રશસ્તિમાં એના એક અસામાન્ય પરાક્રમનું સુંદર નિરૂપણ કરવામાં આવ્યું છે. એમાં જણાવ્યા મુજબ સૈંધવ, કચ્છ, સૌરાષ્ટ્ર, ચાપોટક, મૌર્ય, ગુર્જર આદિ રાજ્યોને વીંધીને સર્વ દાક્ષિણાત્ય રાજાઓને જીતવાની ઈચ્છાથી દક્ષિણાપથમાં પ્રવેશ કરવા મથતા ને પહેલાં નવસારિકા વિષય જીતવા આવેલા તાજિક (અરબ) સૈન્ય સામે એ મૃત કબંધો(ધડો)ની રાસમંડલીવાળો ભીષણ સંગ્રામ ખેલીને સમરાંગણમાં એ સૈન્ય પર વિજય પામતાં શ્રીવલ્લભ નરેન્દ્રે અર્થાત્ દખ્ખણના ચાલુક્ય રાજાધિરાજે એના શૌર્યની કદરમાં એને 'દક્ષિણાપથ-સાધારણ' (દક્ષિણાપથનો આધારસ્તંભ), 'ચલુક્કિ-કુલાલંકાર' (ચાલુક્ય કુલનું આભૂષણ), 'પૃથિવી-વલ્લભ' (પૃથ્વીનો પ્રિયતમ) અને 'અનિવર્તક-નિવર્તયિતા' (પાછા નહિ હઠનારને પાછો હઠાવનાર) એવાં ચાર અપર નામ એનાયત કર્યાં.

આ અરબ હુમલો સિંધના હાકેમ જુનૈદે કરેલો, ઈ.સ. 725-26માં. અવનિજનાશ્રય પુલીકેશીનું આ અપૂર્વ પરાક્રમ ગુજરાતના ઇતિહાસમાં ગૌરવભર્યું ગણાય. આ રાજા પરમ માહેશ્વર હતો, ને 'પરમભટ્ટારક' ગણાતો. એના આ ભૂમિદાન પછી થોડા જ વખતમાં દખ્ખણના ચાલુક્ય રાજ્યનો રાષ્ટ્રકૂટોએ અંત આણ્યો ને સાથે સાથે નવસારિકાનું ચાલુક્ય રાજ્ય પણ લુપ્ત થઈ ગયું.

## રાષ્ટ્રકૂટ રાજ્ય[32]

રાષ્ટ્રકૂટો રટ્ટ જાતિના હતા. રટ્ટ જાતિના નાયકો સમય જતાં રટ્ટ-કૂટ (રાષ્ટ્રકૂટ) તરીકે ઓળખાયા. એમાંથી અર્વાચીન 'રાઠોડ' રૂપ ઉત્પન્ન થયું છે. રાષ્ટ્રકૂટોની રાજમુદ્રા પર ગરુડનું ચિહ્ન હોય છે.

ગુજરાત પર રાષ્ટ્રકૂટોનું પહેલું આક્રમણ દંતિદુર્ગરાજના સમયમાં થયું. આ પ્રતાપી રાજાએ મહી અને રેવા નદી સુધી વિજયકૂચ કરી લાટ અને માલવ દેશ જીતી લીધા. એનું આ પરાક્રમ ઈ.સ. 750 પહેલાં બન્યું.

ઈ.સ. 756ના અરસામાં દંતિદુર્ગની સત્તા એના કાકા કૃષ્ણરાજે હસ્તગત કરી. આ સમયે નવસારી પ્રદેશમાં રાષ્ટ્રકૂટ રાજા કક્કરાજ 2જાની સત્તા પ્રવર્તતી હતી. આ કક્કરાજ એ દંતિદુર્ગના પિતરાઈ ભાઈ ગોવિંદરાજનો પુત્ર હતો. નવસારી પ્રદેશમાં આ રાષ્ટ્રકૂટ સત્તા ગોવિંદરાજે દંતિદુર્ગની વિજયકૂચ પછી તરત જ સ્થાપી લાગે છે.

ગોવિંદરાજ પછી એનો પુત્ર કક્કરાજ ઈ.સ. 755ના અરસામાં ગાદીએ આવ્યો. એણે વાતાપિના મુખ્ય વંશના આધિપત્યથી મુક્ત બની 'પરમભટ્ટારક-મહારાજાધિરાજ-પરમેશ્વર'નાં મહાબિરુદ ધારણ કરેલાં. કક્કરાજે દાનમાં દીધેલું ગામ કીમ અને તાપી નદીની વચ્ચે આવેલા કાશાકૂલ વિષયમાં આવેલું હતું. કક્કરાજ પરમ માહેશ્વર હતો. એની પ્રશસ્તિમાં એનાં પરાક્રમ તથા યશ ઉપરાંત એના બીજા અનેક ગુણોની પણ પ્રશંસા કરવામાં આવી છે.

વ.સં. 470(વિ.સં. 845)માં આ કક્કરાજે વલભી-ભંગની તકનો લાભ લઈ પોતાની સત્તા તરત જ ઉત્તર ગુજરાત સુધી પ્રસારી એવું એના મહાસામંત ચંદ્રાદિત્યના દાનશાસન પરથી માલૂમ પડ્યું છે.

આમ મૈત્રક કાલ દરમ્યાન દક્ષિણ ગુજરાતમાં અનેક સમકાલીન રાજ્ય થયાં.



# પ્રકરણ 8
# અનુ-મૈત્રક કાલ

મૈત્રક કાલના અંત પછી લગભગ દોઢસો વર્ષે સોલંકી કાલનો આરંભ થયો. એ વચગાળામાં ગુજરાતમાં કોઈ એક મહાસત્તાનું વર્ચસ સ્થપાયું નહોતું. આથી મૈત્રક કાલ પછીના આ કાલ(ઈ.સ. 788-942)ને અનુ-મૈત્રક કાલ તરીકે ઓળખવામાં આવે છે.

અનુ-મૈત્રક કાલ દરમ્યાન ગુજરાતના જુદા જુદા ભાગોમાં અનેક રાજ્ય સત્તારૂઢ થયાં.

## સૈન્ધવ રાજ્ય[33]

પશ્ચિમ સૌરાષ્ટ્રમાં સિંધથી આવેલા સૈન્ધવ રાજાઓ આઠમી સદીના આરંભથી શાસન કરતા હતા. એ વંશના રાજા અગ્ગુક 1લા પછી એના પુત્ર રાણક 1લાએ લગભગ ઈ.સ. 790થી 810 સુધી રાજ્ય કર્યું. આ રાજાએ પચ્છત્રી વિષયમાંનું એક ગામ દાનમાં દીધેલું. આ તામ્રપત્રનું બીજું પતરું ઉપલબ્ધ ન હોઈ દાનશાસનનો પૂર્વાર્ધ જ મળ્યો છે. એમાં રાણી ક્ષેમેશ્વરીનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. રાણકને બે પુત્ર હતા. મોટા પુત્ર કૃષ્ણરાજ 2જાએ લગભગ ઈ.સ. 810થી 825 સુધી રાજ્ય કર્યું. પ્રશસ્તિમાં કૃષ્ણરાજને પરાક્રમી, ઉત્સાહી, દૃઢનિશ્ચય, તેજસ્વી, સત્યાનુરાગી, પુણ્યશાળી અને માતૃભક્ત નિરૂપ્યો છે.

કૃષ્ણરાજ 2જાનો ઉત્તરાધિકાર એના જ્યેષ્ઠ પુત્ર અગ્ગુક 2જાને પ્રાપ્ત થયો. એનું રાજ્ય એના કાકા જાઈકે પડાવી લીધું. જાઈક કૃષ્ણરાજ 2જાનો સાવકો ભાઈ હતો. એણે ગુ.સં. 513(ઈ.સ. 832)માં સોમેશ્વર(સોમનાથ)ના બ્રાહ્મણને પચ્છમ વિષયમાંનું ઢંક (ઢાંક) ગામ દાનમાં દીધું. એણે લગભગ ઈ.સ. 825થી 845 સુધી રાજ્ય કર્યું.

જાઈક 1લા પછી એનો મોટો પુત્ર અગ્ગુક 3જો ગાદીએ આવ્યો. એણે લગભગ ઈ.સ. 845થી 870 સુધી રાજ્ય કર્યું. એના પુત્ર રાણક 2જાનું એક દાનશાસન મળ્યું છે. એમાં એણે ગુ.સં. 555(ઈ.સ. 874-75)માં અમુક મંદિરોને તથા મઠને આપેલા ગ્રામદાનની હકીકત નોંધી છે. એ ગામ સુવર્ણમંજરી વિષયમાં આવેલું હતું. રાણકે લગભગ ઈ.સ. 870થી 880 સુધી રાજ્ય કર્યું.

રાણકનો ઉત્તરાધિકાર યુવરાજ જાઈકને નહિ, પણ રાણકના કાકા

ચામુંડારાજને મળ્યો. એણે લગભગ ઈ.સ. 885 સુધી રાજ્ય કર્યું. ચામુંડરાજ પછી એનો પુત્ર અગ્ગુક 4થો ગાદીએ આવ્યો. એણે ગુ.સં. 567(ઈ.સ. 886-87)માં સ્વર્ણમંજરી વિષયમાંનું એક ગામ બ્રાહ્મણને દાનમાં દીધું. એણે લગભગ ઈ.સ. 890 સુધી રાજ્ય કર્યું.

અગ્ગુક 4થાનો પુત્ર જાઈક 2જો એ સૈન્ધવ વંશનો છેલ્લો રાજા છે. એનાં બે દાનશાસન મળ્યાં છે : એક મોરબીમાંથી અને બીજું ઘૂમલીમાંથી. મોરબીનું દાનશાસન એણે ગુ.સં. 585(ઈ.સ. 905)માં બે બ્રાહ્મણોને આપેલા દાનને લગતું છે. પહેલા પતરાના અભાવે એની દેયભૂમિની વિગત મળી નથી. એના ઘૂમલી દાનશાસનમાં એના પૂર્વજોની લાંબામાં લાંબી વંશાવલી આપવામાં આવી છે. એમાં જણાવેલું દાન જાઈકે ગુ.સં. 596(ઈ.સ. 915)માં નન્ન-મઠિકાને સુવર્ણમંજરી વિષયમાંના એક ગામને લગતું છે. નન્ન ભિલમાલનો વેપારી હતો ને નન્ન-મઠિકા ભૂતાંબિલિકામાં આવેલી હતી.

ઘૂમલીના સૈન્ધવ વંશની સત્તા ઈ.સ. 920ના અરસામાં અસ્ત પામી.

## દક્ષિણ સૌરાષ્ટ્રનું ચાલુક્ય રાજ્ય[34]

વલભીના મૈત્રક રાજ્યનો નાશ થયો એ અરસામાં દક્ષિણ સૌરાષ્ટ્રમાં ચાલુક્ય કુલનું એક રાજ્ય સ્થપાયું. આ રાજવંશમાં પહેલાં કલ્લ અને મહલ્લ નામે રાજા થયા. કલ્લે લગભગ ઈ.સ. 770થી 790 સુધી રાજ્ય કર્યું.

કલ્લ પછી એનો પુત્ર ગાદીએ આવ્યો. એનું નામ પ્રાયઃ 'રાજેન્દ્ર' હતું. એના પુત્ર બાહુકધવલે એ સમયના બે મહાન રાજવીઓનો પરાજય કર્યો, પ્રતીહાર નરેશ નાગભટ 2જાના સહાયક તરીકે. એમાંનો એક હતો બંગાળના પાલ વંશનો પ્રતાપી રાજા ધર્મપાલ અને બીજો હતો કર્ણાટકનો રાષ્ટ્રકૂટ રાજા, પ્રાયઃ અમોઘવર્ષ 1લો.

બાહુકધવલ (લગભગ ઈ.સ. 810થી 840) પછી એનો પુત્ર અવનિવર્મા 1લો ગાદીએ આવ્યો. એના પુત્ર બલવર્માનું એક દાનશાસન મળ્યું છે, જે વ.સં. 574(ઈ.સ. 892)નું છે. એ નક્ષિસપુરમાંથી ફરમાવેલું છે, જે આ રાજ્યનું પાટનગર હતું. બલવર્મા મહાસામંત હતો ને પ્રતીહાર નરેશ મહેન્દ્રપાલના આધિપત્ય નીચે હતો. એણે તરુણાદિત્ય મંદિરને નક્ષિસપુર ચોર્યાસીમાંનું જયપુર ગામ દાનમાં દીધેલું.

બલવર્મા પછી એનો પુત્ર અવનિવર્મા 2જો ગાદીએ આવ્યો. એનું વિ.સં. 956(ઈ.સ.900)નું દાનશાસન મળ્યું છે. એણે વઢવાણના ચાપ રાજા ધરણીવરાહને હરાવ્યો હતો. અવનિવર્મા પણ પ્રતીહાર મહારાજધિરાજ મહેન્દ્રપાલનો મહાસામંત

હતો. એણે પણ નક્ષિસપુર ચોર્માસીમાંનું એક ગામ તરુણાદિત્ય મંદિરને દાનમાં દીધેલું. આ ચાલુક્ય રાજ્યનો ઈ.સ. 900 પછી થોડા વખતમાં અંત આવ્યો.

## વઢવાણનો ચાપવંશ[35]

નવમી સદીના પૂર્વાર્ધમાં વઢવાણમાં ચાપ કુલનો એક રાજવંશ સત્તારૂઢ થયો. એ વંશની ઉત્પત્તિ શિવના ચાપ(ધનુષ)માંથી ઉત્પન્ન થયેલા ચાપ નામે નૃપમાંથી થઈ મનાતી.

આ વંશનો પહેલો જ્ઞાત રાજા વિક્રમાર્ક છે. એણે લગભગ ઈ.સ. 805થી 830 સુધી રાજ્ય કર્યું. એના પુત્ર અડ્ડકના નામ પરથી વઢવાણ પાસેનો પ્રદેશ 'અડ્ડાણક' તરીકે ઓળખાયો. અડ્ડકના પુત્ર પુલકેશીએ લગભગ ઈ.સ. 855થી 880 સુધી રાજ્ય કર્યું. એના મોટા પુત્ર ધ્રુવભટનો અનુજ ધરણીવરાહ હતો, એનો ચાલુક્ય રાજા અવનિવર્મા 2જાએ પરાજય કરેલો. ધરણીવરાહે શક વર્ષ 836(ઈ.સ. 914)માં વર્ધમાન(વઢવાણ)માંથી મહેશ્વરાચાર્ય નામે શૈવ આચાર્યને એક ગામ દાનમાં દીધું. ધરણીવરાહે કનોજના પ્રતીહાર નરેશ મહીપાલદેવ 1લાના આધિપત્યનો અંગીકાર કરેલો. એ મહાસામંતાધિપતિ હતો ને મહેશ્વરનો ઉપાસક હતો. ઈ.સ. 914 પછી થોડા વખતમાં આ ચાપ વંશની સત્તા અસ્ત પામી.

## પંચાસરનું ચાવડા રાજ્ય[36]

અણહિલવાડ પાટણમાં રાજ્ય સ્થાપનાર વનરાજ ચાવડાની માતા પંચાસરમાં રહેતી હતી, એવું જૈન અનુશ્રુતિ જણાવે છે, પરંતુ વિભિન્ન આનુશ્રુતિક વૃત્તાંતોમાં વનરાજના પિતા વિશે ઘણો વિગતભેદ રહેલો છે. 17મી-18મી સદીમાં રચાયેલી કૃષ્ણ કવિની હિંદી 'રત્નમાલા'માં આપેલા વૃત્તાંત મુજબ કનોજના સોલંકી રાજા ભુવડે પંચાસરના ચાવડા રાજા જયશિખરી પર આક્રમણ કર્યું. જયશિખરીની સગર્ભા રાણી રૂપસુંદરીને એનો ભાઈ શૂરપાલ જંગલમાં સલામત સ્થળે મૂકી આવ્યો. યુદ્ધમાં રાજા જયશિખરી વીરગતિ પામ્યો ને ભુવડની સેનાએ પંચાસર કબજે કર્યું. ભુવડ કનોજ પાછો ફર્યો. રાણી રૂપસુંદરીએ જંગલમાં વિ.સં. 752(ઈ.સ. 696)માં વનરાજને જન્મ આપ્યો.

આ અનુશ્રુતિ અનુસાર પંચાસરમાં જયશિખરીનું મૃત્યુ ઈ.સ. 696માં થયું ગણાય, પરંતુ ત્યારે કનોજમાં ભુવડ નામે કોઈ સોલંકી રાજા રાજ્ય કરતો નહોતો. ખરી રીતે જયશિખરીને યુદ્ધમાં મારી પંચાસરનો પ્રદેશ કબજે કરનાર કનોજ દેશનો રાજા ભુવડ એ કનોજના પ્રતીહાર વંશનો રાજા નાગભટ હોય એવું લાગે છે ને તો જયશિખરીનું મૃત્યુ ઈ.સ. 696માં નહિ, પણ એ પછી

લગભગ સો વર્ષે થયું હોવું જોઈએ. જયશિખરીના મૃત્યુ પછી પંચાસરમાં ચાવડા રાજ્યનો અંત આવ્યો.

## અણહિલવાડનું ચાવડા રાજ્ય[37]

વનરાજના પિતાની બાબતમાં અનેક ભિન્ન ભિન્ન પ્રકારની અનુશ્રુતિઓ પ્રચલિત છે. વનરાજની માતા વિશે પણ એમાં ઘણો વિગતભેદ રહેલો છે.

વનરાજનો ઉછેર જૈન અનુશ્રુતિ મુજબ પંચાસરમાં શીલગુણસૂરિ નામે જૈન સૂરિની અને 'ધર્મારણ્ય-માહાત્મ્ય' અનુસાર ધર્મારણ્યના ત્રૈવિદ્ય બ્રાહ્મણોની નિશ્રામાં થયો હતો. 'રત્નમાલા' વળી જૈન સૂરિને બદલે કોઈ યતિનો ઉલ્લેખ કરે છે.

વિવિધ આનુશ્રુતિક વૃત્તાંતો અનુસાર વનરાજ પુખ્ત વયનો થતાં શરૂઆતમાં ચોરી-લૂંટ કરતો ને લાગ આવ્યે એણે કનોજના રાજાની તિજોરી પણ લૂંટેલી. વનરાજે જંગલમાં શૂરભૂમિ પસંદ કરી ત્યાં અણહિલ્લપાટક નામે નવું નગર વસાવ્યું ને ત્યાં પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. અનુશ્રુતિ પ્રમાણે આ બંને ઘટના વિ.સં. 802(ઈ.સ. 746)માં બની, જ્યારે વનરાજ 50 વર્ષનો થયો હતો ને એ પછી એણે 60 વર્ષ (વિ.સં. 862 સુધી) રાજ્ય કર્યું. પરંતુ એ સમયનો પ્રમાણિત ઇતિહાસ તપાસતાં માલૂમ પડે છે કે વનરાજનો જન્મ ખરેખર આમ ઉર્ફે નાગભટ 2જાના રાજ્યકાલ દરમ્યાન વિ.સં. 852(ઈ.સ. 796)માં થયો હશે ને એનો રાજ્યાભિષેક નાગભટના પૌત્ર ભૂયરાજ ઉર્ફે ભુવડ ઉર્ફે ભોજના રાજ્યકાલ દરમ્યાન વિ.સં. 902(ઈ.સ. 846)માં થયો હશે.

વનરાજે રાજ્યભિષેક પ્રસંગે કાકર ગામની વણિક શ્રીદેવી પાસે તિલક કરાવ્યું ને ધનુર્વિદ્યામાં વિશારદ એવા વણિક જામ્બને પોતાનો મહામાત્ય નીમ્યો, શ્રીમાલથી ગંભૂતા(ગાંભૂ)માં આવી વસેલા પ્રાગ્વાટ (પોરવાડ) નિન્નયને પાટણમાં વસાવ્યો, અણહિલવાડમાં પંચાસરથી પાર્શ્વનાથની પ્રતિમા મંગાવી ત્યાં ચૈત્ય બંધાવ્યું ને પોતાના રાજમહેલ પાસે કંઠેશ્વરી દેવીનું મંદિર બંધાવ્યું – એ આનુશ્રુતિક વૃત્તાંતોમાં ઐતિહાસિક તથ્ય કેટલું એ નક્કી કરવું મુશ્કેલ છે.

એક અનુશ્રુતિ અનુસાર વનરાજના વંશમાં યોગરાજ, રત્નાદિત્ય, વૈરિસિંહ, ક્ષેમરાજ, ચામુંડરાજ, આહડ અને ભૂવડ નામે બીજા સાત રાજા થયા, જ્યારે બીજી અનુશ્રુતિ પ્રમાણે યોગરાજ, ક્ષેમરાજ, ભૂયડરાજ, વૈરિસિંહ, રત્નાદિત્ય અને સામંતસિંહ નામે બીજા છ રાજા થયા; ને બંને અનુશ્રુતિ મુજબ આ રાજવંશે એકંદરે 196 વર્ષ સત્તા ભોગવી. પરંતુ વાસ્તવિક દૃષ્ટિએ વનરાજે 10, યોગરાજે 17, ક્ષેમરાજે 25, રત્નાદિત્યે 15, વૈરિસિંહે 10 અને ભૂયડ ઉર્ફે સામંતસિંહે 19

વર્ષ મળી કુલ છ રાજાઓએ એકંદરે 96 વર્ષ (ઈ.સ. 846થી 942) રાજ્ય કર્યું હોય એ સહુથી વધુ સંભવિત લાગે છે.

પાટણમાંની વનરાજની પ્રતિમા પરનો વિ.સં. 802નો લેખ પાછળથી ઉપજાવ્યો હોવાનો વહેમ પડે છે. એવી રીતે યોગરાજે પોતાના કુંવરોએ કરેલી ગેરવર્તણૂકને લીધે કરેલું પ્રાયોપવેશન, વૈરિસિંહે ધર્મારણ્યના ત્રૈવિદ્ય બ્રાહ્મણોની કરેલી સેવા અને સામંતસિંહ મદિરોન્મત્ત અવસ્થામાં ભાણેજ મૂલરાજની હાંસી કરતો ઇત્યાદિ પ્રસંગોમાં રહેલું ઐતિહાસિક તથ્ય પણ નક્કી કરવું મુશ્કેલ છે.

યોગરાજે બંધાવેલું ભટ્ટારિકા યોગીશ્વરીનું મંદિર, આહડે કર્કરાપુરીમાં કરાવેલા આગડેશ્વર (આહડેશ્વર) અને કંટેશ્વરીના પ્રાસાદ તેમ જ અણહિલવાડમાં એણે બંધાવેલ આહડેશ્વરનું મંદિર અને ભૂયડે અણહિલવાડમાં બંધાવેલ ભૂયડેશ્વર કે ભૂયગડેશ્વર મંદિર એ વૃત્તાંતોમાં ઐતિહાસિક તથ્ય હોઈ શકે.

અણહિલ્લપાટકના ચાપોત્કટ વંશના કોઈ અભિલેખ કે સિક્કા ઉપલબ્ધ નથી, આથી એનો ઇતિહાસ અટપટો અને સંદિગ્ધ રહ્યો છે. વિવિધ ગ્રંથોમાં એને લગતા જે આનુશ્રુતિક વૃત્તાંત આપવામાં આવ્યા છે તેમાં સમયાંકનની બાબતમાં ઘણો ગૂંચવાડો રહેલો છે. સોલંકી કાલમાં વધુ નામાંકિત થનાર અણહિલ્લપાટક પત્તનની સ્થાપના એ વનરાજ ચાવડાનું ચિરંજીવ પ્રદાન ગણાય, પરંતુ રાષ્ટ્રકૂટાદિ સમકાલીન રાજ્યોના અભિલેખો પરથી મળતી માહિતી મુજબ આ ચાપોત્કટો(ચાવડાઓ)ની સત્તા હાલના બનાસકાંઠા અને મહેસાણા જિલ્લા જેટલા વિસ્તારમાં સીમિત હોવાનું માલૂમ પડે છે એ નોંધપાત્ર છે.

## રાષ્ટ્રકૂટ રાજ્યો[38]

મહાસામંત ચંદ્રાદિત્યના હિલોલ તામ્રપત્ર પરથી માલૂમ પડે છે કે વલભીના મૈત્રક રાજ્યનો અંત આવતાં લાટના રાષ્ટ્રકૂટ મહારાજાધિરાજ કક્કરાજે પોતાની સત્તા ઉત્તર ગુજરાત પર પ્રસારી પોતાની રાજધાની ખેટક(ખેડા)માં ખસેડી. આ દાનશાસન વલભી સંવત 470(ઈ.સ. 788)ના નવેમ્બર માસનું છે. હર્ષપુર (હરસોલ, તા. પ્રાંતિજ, જિ. સાબરકાંઠા)નો મહાસામંત ચંદ્રાદિત્ય કક્કરાજનું આધિપત્ય અંગીકાર કરતો હતો.

કક્કરાજ(ઈ.સ. 757-788)ના સમયમાં દખ્ખણના રાષ્ટ્રકૂટ વંશના પ્રતાપી રાજા ગોવિંદરાજ 3જાએ પ્રતીહાર નરેશ નાગભટ 2જાને હરાવી પોતાનું શાસન છેક માળવા સુધી પ્રસાર્યું ને લાટમંડલનું રાજ્ય પોતાના નાના ભાઈ ઇન્દ્રરાજને સુપરત કર્યું.

હવે લાટમંડલમાં ઇન્દ્રરાજની અલગ શાખા સત્તારૂઢ થઈ. લાટેશ્વર ઇન્દ્રરાજે લગભગ ઈ.સ. 810 સુધી રાજ્ય કર્યું. એને બે પુત્ર હતા : કર્કરાજ અને ગોવિંદરાજ. કર્કરાજનાં શક વર્ષ 734, 736, 738, 739, 743 અને 746નાં દાનપત્ર મળ્યાં છે, જ્યારે ગોવિંદરાજનાં શક વર્ષ 732, 735, વ.સં. 500 (શ.સં. 740) અને શક વર્ષ 749નાં દાનપત્ર પ્રાપ્ત થયાં છે. આ પરથી એ સમય દરમ્યાન કાયમી રાજા કર્કરાજ હોય ને એનો અનુજ એની ગેરહાજરીમાં રાજબિરુદ ધારણ કરવાનો તથા દાનશાસન ફરમાવવાનો અધિકાર ધરાવતો હોય એવું લાગે છે. કર્કરાજની રાજધાની ખેટકમાં હતી. એણે આપેલી ભૂમિ અંકોટ્ટક ચોર્યાસી, ભારુકચ્છ દેશ કે વિષય, મહી-નર્મદા વચ્ચેનો પ્રદેશ, નાગસારિકા વિભાગ અને માહિષક-42માં આવેલી હતી. કર્કરાજ 'સુવર્ણવર્ષ' અપરનામ ધરાવતો ને મહાસામંતાધિપતિ કહેવાતો. જ્યારે દખ્ખણના રાષ્ટ્રકૂટ રાજ્યમાં પ્રતિસ્પર્ધીઓએ બંડ ઉઠાવ્યું ત્યારે કર્કરાજ સુવર્ણવર્ષે ત્યાંના રાજા અમોઘવર્ષને ગાદી પાછી અપાવી. ગોવિંદરાજ 'પ્રભૂતવર્ષ' કહેવાતો. એણે દાનમાં આપેલી ભૂમિ વહાઉલ-84, સીહરખિ-12, પાલિતાણા પ્રદેશ અને ભરુકચ્છ પ્રદેશમાં આવેલી હતી. સુવર્ણવર્ષ કર્કરાજનો ઉત્તરાધિકાર એના પુત્ર ધ્રુવરાજને પ્રાપ્ત થયો. ધારાવર્ષ ધ્રુવરાજે ઈ.સ. 835માં કાશહ્રદ વિષયમાં આવેલી ભૂમિ બદરસિદ્ધિ(બોરસદ)ના બ્રાહ્મણને દાનમાં દીધી હતી. એ 'ધારાવર્ષ' ઉપરાંત 'નિરુપમ' તરીકે પણ ઓળખાતો. એણે શરૂઆતમાં વલ્લભ-(અમોઘવર્ષ)ની સેનાને હરાવી, પણ અંતે એ યુદ્ધમાં માર્યો ગયો (ઈ.સ. 845).

ધ્રુવરાજનો પુત્ર અકાલવર્ષ શુભતુંગ તરીકે ઓળખાતો. ઈ.સ. 850 સુધીમાં મુખ્ય વંશના રાજા અમોઘવર્ષે લાટમંડલ પર પોતાનું શાસન પ્રસાર્યું, પણ અકાલવર્ષે એ સત્વર પાછું મેળવ્યું. એવામાં અકાલવર્ષ મૃત્યુ પામ્યો ને એના પુત્ર ધ્રુવરાજે અમોઘવર્ષ સાથે સમાધાન કરી લીધું.

અકાલવર્ષ શુભતુંગનો ઉત્તરાધિકાર એના જ્યેષ્ઠ પુત્ર ધ્રુવરાજે સંભાળ્યો. એ 'ધારાવર્ષ' અને 'નિરુપમ' અપરનામ ધરાવતો. એનાં ઈ.સ. 867થી 884નાં દાનશાસન મળ્યાં છે. એણે દાનમાં આપેલી ભૂમિ કર્માન્તપુર-116, નર્મદા-મહી પ્રદેશ અને સુહિલા વિષયમાં આવેલી હતી. ધ્રુવરાજે પ્રતીહાર નરેશ મિહિરભોજના આક્રમણને પાછું હઠાવ્યું.

એનો ઉત્તરાધિકાર એના અનુજ અપરિમિતવર્ષ દંતિવર્માના પુત્ર અકાલવર્ષ કૃષ્ણરાજને પ્રાપ્ત થયો. એણે ઈ.સ. 888માં અંકુલેશ્વરમાંથી વરિયાવના બ્રાહ્મણોને વરિઅવિ-116માંનું એક ગામ દાનમાં દીધું, એણે ઉજ્જયિનીમાં પ્રતીહારોનો પરાજય કર્યો. એના સમયમાં દખ્ખણના મુખ્ય વંશમાં જે રાજા રાજ્ય કરતો હતો તેનું નામ પણ અકાલવર્ષ કૃષ્ણરાજ હતું.

અમોઘવર્ષ 1લાના એ પુત્ર કૃષ્ણરાજ 2જાએ લાટમંડલ પર પોતાનું સીધું શાસન

પ્રસાર્યું ને લાટમંડલમાં ઇન્દ્રરાજના કુલની શાખાની સત્તા સોએક વર્ષે અસ્ત પામી.

સામંત પ્રચંડના કપડવંજ દાનપત્ર પરથી સૂચિત થાય છે તેમ પ્રતીહારોએ ખેટક મંડલ લઈ લીધેલું તે કૃષ્ણરાજ અકાલવર્ષે પાછું મેળવ્યું ને એમાં પ્રચંડના પિતા ધવલપ્પે સંગીન સાથ આપેલો. ઈ.સ. 910માં હર્ષપુર પ્રદેશમાં મહાસામંત પ્રચંડની સત્તા પ્રવર્તતી. એના અનુજ અક્કુકે હર્ષપુર-750ની અંદર આવેલા કર્પટવાણિજ્ય(કપડવંજ)-84માંના એક ગામનું દાન દીધું હતું. કૃષ્ણરાજની કૃપાથી મુહમ્મદ ઉર્ફે સુબક્ત નામે અરબ અધિકારીને સંયાન(સંજાણ)-મંડલનો વહીવટ પ્રાપ્ત થયેલો. રાષ્ટ્રકૂટ રાજાઓ અરબોને પોતાના રાજ્યમાં મોટા હોદ્દા આપતા હતા.

અકાલવર્ષ કૃષ્ણરાજનો પુત્ર જગત્તુંગ પિતાની હયાતીમાં મૃત્યુ પામેલો, તેથી કૃષ્ણરાજ પછી જગત્તુંગનો પુત્ર ઇન્દ્રરાજ 3જો ગાદીએ આવ્યો. એનાં ઈ.સ. 915નાં બે દાનશાસન મળ્યાં છે. ઇન્દ્રરાજે પટ્ટબંધ પ્રસંગે સેંકડો ગામ દાનમાં દીધેલાં, તેમાંનાં બે ગામ લાટદેશમાં આવેલાં હતાં. ઇન્દ્રરાજ મહાબિરુદો ધરાવતો ને 'શ્રીવલ્લભ', 'શ્રીપૃથ્વીવલ્લભ', 'નિત્યવર્ષ' ઇત્યાદિ અનેક અપરનામ ધરાવતો. ઈ.સ. 926માં સંજાણના માંડલિક મુહમ્મદ-સુબક્તે સંયાન-મંડલમાંથી બ્રાહ્મણને ભૂમિદાન દીધેલું.

ઇન્દ્રરાજ 3જા પછી એનો મોટો પુત્ર અમોઘવર્ષ 2જો ગાદીએ આવ્યો, પરંતુ એ એકાદ વર્ષમાં અકાળ અવસાન પામ્યો. એમાં એના અનુજ ગોવિંદરાજે મોટાભાઈને દગાથી મરાવેલો. ગોવિંદરાજે ઈ.સ. 930માં પટ્ટબંધ પ્રસંગે આપેલાં સેંકડો ગામોમાં લાટદેશના ખેટકમંડલમાંના એક ગામનો સમાવેશ થતો હતો. એ 'સુવર્ણવર્ષ', 'પૃથ્વીવલ્લભ' અને 'શ્રીવલ્લભ' જેવાં અપરનામ ધરાવતો. એ ઘણો વિષયી અને ઘાતકી હતો. એના મંત્રીઓ તથા સામંતોએ એને દૂર કરી એના કાકા અમોઘવર્ષ 3જાને ગાદીએ બેસાડ્યો (ઈ.સ. 935). અમોઘવર્ષે માત્ર ત્રણેક વર્ષ રાજ્ય ભોગવ્યું.

એના પછી એનો જ્યેષ્ઠ પુત્ર કૃષ્ણરાજ 3જો ગાદીએ આવ્યો (ઈ.સ. 939). ગાદીએ આવતાં વેંત એણે ચોળ રાજ્ય પર આક્રમણ કરી છેક રામેશ્વર સુધી વિજયકૂચ કરી. ગુજરાતનો મોડાસા વિભાગ ત્યારે માળવાના પરમાર રાજા સીયકના તાબે હતો. કૃષ્ણરાજે સીયકને હરાવી ઉજ્જયિની કબજે કરી; સીયકે આ અકાલવર્ષનું આધિપત્ય અંગીકાર કર્યું. કૃષ્ણરાજ અકાલવર્ષે ઈ.સ. 967 સુધી રાજ્ય કર્યું. એ પછી પાંચ-સાત વર્ષમાં લાટમંડલમાં તેમજ દખ્ખણમાં રાષ્ટ્રકૂટ રાજાઓની સત્તા અસ્ત પામી. એ દરમ્યાન ઉત્તર ગુજરાતમાં ચૌલુક્ય (સોલંકી) વંશની સત્તાનો ઉદય થયો.

* * *

# પ્રકરણ 9
# સાંસ્કૃતિક ઈતિહાસ

## રાજ્યતંત્ર[39]

રાજધર્મ એ રાજ્યતંત્રનો મુખ્ય વિષય ગણાતો ને એને માટે 'મનુસ્મૃતિ' આદિ સ્મૃતિઓને આધારભૂત ગણવામાં આવતી.

રાજ્યતંત્રનો સર્વોપરી રાજા હતો. રાજસત્તા ધારણ કરનાર શાસક ક્ષત્રિય ગણાતા. રાજપદનો વારસો કુલપરંપરાગત હતો. મૈત્રક કુલમાં ઉત્તરાધિકારીની પસંદગી રાજા પોતાની વિવેકબુદ્ધિથી કરતો. આથી રાજપદ યુવરાજના અનુજોને પણ પ્રાપ્ત થતું. કેટલાક રાજપુત્ર રાજ્યાભિષેક થતાં નવું નામ ધારણ કરતા. કેટલાક રાજા 'ધર્માદિત્ય' જેવાં અપરનામ ધરાવતા. સામાન્ય રાજા 'મહારાજ' કહેવાતો. એ એનો પરમસ્વામીનો મહાસામંત કહેવાતો. મહાસામંત, મહાપ્રતીહાર, મહાદંડનાયક, મહાકાર્તાકૃતિક અને મહારાજ એ પાંચ મહાબિરુદ ગણાતાં. મહાદંડનાયક એટલે સૈન્યને દોરનાર મુખ્ય અધિકારી. કાર્તાકૃતિક એટલે રાજ્યનાં કૃત અને અકૃત કાર્યોની સમીક્ષા કરનાર અધિકારી. મહાન રાજવીઓ પરમભટ્ટારક, મહારાજાધિરાજ અને પરમેશ્વર એવાં મહાબિરુદ ધરાવતા. કોઈ રાજા 'ચક્રવર્તી'નું બિરુદ પણ ધારણ કરતા.

રાજ્યના મોટા-નાના અધિકારીઓમાં રાજાનો અમાત્ય સર્વોપરી હતો. કુમારામાત્ય અર્થાત્ કુમાર(રાજપુત્ર)નો અમાત્ય પણ મહત્ત્વનું સ્થાન ધરાવતો. મહાક્ષપટલિક, મહાસાન્ધિવિગ્રહિક અને મહાબલાધિકૃત એ અનુક્રમે અક્ષપટલ (દફતર), સંધિ-વિગ્રહ અને બલ (સૈન્ય) ખાતાના વડા અધિકારી હતા. રાજસ્થાનીય વિદેશમંત્રી જેવો હતો. ઉપરિક અદાલતી તથા વહીવટી સત્તા ધરાવતો મોટો અધિકારી હતો. રાજશાસનો લખનાર દિવિરપતિ એ દિવિરો(લહિયાઓ)નો ઉપરી હતો. આયુક્તક અને વિનિયુક્તક એ મહેસૂલ ખાતાના મુખ્ય અને મદદનીશ અધિકારી હતા. રાજ્યે ધ્રુવ (મુકરર) કરેલો રાજભાગ ઉઘરાવનાર ધ્રુવાધિકરણિક કહેવાતો. શુલ્ક (જકાત) ખાતાનો અધિકારી શૌલ્કિક તરીકે ઓળખાતો. દંડપાશિક, ચૌરોદ્ધરણિક અને દશાપરાધિક પોલીસ ખાતાના અધિકારી હતા. ન્યાય ખાતાનો મુખ્ય અધિકારી પ્રમાતા હતો. સૈનિકો ચાટ કે મૌલ એટલે કાયમી અથવા ભટ કે ભૃત એટલે ભાડૂતી–કામચલાઉ હતા. પ્રાદેશિક અધિકારીઓમાં રાષ્ટ્રપતિ, વિષયપતિ, સ્થાનાધિકરણિક, દ્રાંગિક અને મહત્તરના મોટા-નાના હોદ્દા પ્રચલિત

હતા. રાજ્યના વહીવટી વિભાગો માટે રાષ્ટ્ર, વિષય, આહાર કે આહરણી, પથક, સ્થલી, દ્રંગ (નગર) અને ગ્રામ-પદ્ર-પલ્લી જેવા મોટા-નાના શબ્દ પ્રયોજાતા.

રાષ્ટ્રકૂટ રાજ્યમાં ઘણા વહીવટી વિભાગ મોટીનાની સંખ્યાનાં ગામોના સમૂહ તરીકે પ્રચલિત હતા, જેમકે ખેટક-750, હર્ષપુર-750, વરિઅવિ-116, કર્પટવાણિજ્ય-84, માહિષક-42, સીહરખિ-12. સૌરાષ્ટ્રમાં પણ નક્ષિસપુર-84 નામે વિભાગ હતો. રાષ્ટ્રકૂટ રાજ્યનો પ્રદેશ 'લાટમંડલ' કહેવાતો.

સુરાષ્ટ્રમાં જમીનની માપણી પાદાવર્ત(એક પાદ ચોરસ)માં થતી. દક્ષિણ ગુજરાતમાં જમીન નિવર્તન(30 દંડ × 30 દંડ)માં મપાતી. કેદાર(ક્યારડા)ની મોજણી વ્રીહિ-પિટકની સંખ્યામાં થતી. ઉદ્રંગ એટલે જમીનદાર પાસેથી વસૂલ કરવામાં આવતું સામટું મહેસૂલ. ઉપરિકર એટલે ખેડૂતો પર નાખેલો વધારાનો કર.

મહેસૂલ ધાન્યના મુકરર ભાગ રૂપે લેવાતું અથવા નગદ નાણાના રૂપે.

વિવિધ દાનોમાં ભૂમિદાન શાશ્વત પ્રકારનું હોઈ શ્રેષ્ઠ ગણાતું. એને અંગે રાજશાસનનું ખત કરાવવામાં આવતું ને એ ખતને તામ્રપત્રો પર કોતરાવવામાં આવતું. પ્રતિગ્રહીતાને અપાતા એ ખતને 'દાનશાસન,' 'તામ્રપત્ર' કે 'તામ્રશાસન' કહેતા. એમાં રાજશાસનનું સ્થળ જણાવવામાં આવતું, દાનની મિતિ આપવામાં આવતી ને તામ્રપત્રોની એક કડીમાં રાજમુદ્રાની છાપ લગાવવામાં આવતી. વળી રાજશાસનના અંતે દાન દેનાર રાજાના સ્વહસ્ત (દસ્કત) પણ આપવામાં આવતા.

દાન દેનાર રાજાની વિગતમાં એના કુલની, એના પુરોગામીઓની તથા એની પોતાની પ્રશસ્તિ આપવામાં આવતી. દાતા, પ્રતિગ્રહીતા અને દેય એ દાનનાં ત્રણ મુખ્ય અંગ છે. પ્રતિગ્રહીતા વ્યક્તિ હોય, તો એનું તથા એના પિતાનું નામ, એનું ગોત્ર, એની વેદશાખા, એનું સ્થાન ઇત્યાદિ વિગતો જણાવાતી. ને દાન કોઈ દેવાલય કે વિહારને આપ્યું હોય, તો એનું નામ, સ્થાન, બંધાવનારનું નામ વગેરે જણાવતા. ભૂમિદાનમાં ગામ, ક્ષેત્ર (ખેતર), વાપી (વાવ) વગેરેનું દાન દેવાતું. ગામની બાબતમાં એનું નામ તથા એના વહીવટી વિભાગ—પેટાવિભાગ જણાવતા. ક્ષેત્ર તથા વાપીની બાબતમાં એનું માપ તથા સ્થાન અને એનાં આઘાટન (ખૂંટ) પણ જણાવવામાં આવતાં. વળી દાતાના પક્ષે રહેલો દાનનો હેતુ તેમ જ પ્રતિગ્રહીતાના પક્ષે રહેલું દાનનું પ્રયોજન પણ જણાવતા. પ્રતિગ્રહીતાને અપાતા દેયભૂમિ પરના કાયમી હક, લાગતાવળગતા અધિકારીઓને દાનની કરાતી જાણ, ભાવિ રાજાઓને આ ભૂમિદાનના અનુમોદન તથા અનુપાલન માટે કરાતો અનુરોધ અને એના સમર્થનમાં ઉદાહૃત કરાતા પુરાણોક્ત શ્લોક પણ નોંધપાત્ર ગણાય. દાનશાસનના અંતે રાજશાસનના મૌખિક સંદેશાને કાર્યાન્વિત કરનાર અધિકારી

'દૂતક'નાં તથા દાનશાસન ઘડનાર લેખકનાં નામ અને હોદ્દો પણ જણાવતા. સામાન્યતઃ દાનશાસનને તામ્રનાં બે પત્રો પર કોતરવામાં આવતું ને એ બે પતરાંને એક બાજુએ બે કાણાંમાં પરોવાતી કડીઓ વડે જોડવામાં આવતાં. એમાંની એક કડીના સાંધા પર રાજમુદ્રાની છાપ લગાવવામાં આવતી. ધાર્મિક હેતુથી ઘડાયેલાં તામ્રપત્ર ઇતિહાસ માટે મહત્ત્વની હકીકત પૂરી પાડે છે.

## સામાજિક અને આર્થિક સ્થિતિ[40]

આ કાલ દરમ્યાન વર્ણાશ્રમનો મહિમા મનાતો. બ્રાહ્મણો, રાજાઓ, વાણિજકો વગેરે સમાજમાં મહત્ત્વનું સ્થાન ધરાવતા, પરંતુ ત્યારે બ્રાહ્મણોમાં તથા વણિકોમાં કોઈ જ્ઞાતિભેદ પ્રવર્તતા નહોતા. બ્રાહ્મણોના પરિચયમાં ગોત્રનું મહત્ત્વ હતું. રાજકુલોમાં જ્ઞાતિભેદ પ્રચલિત હતા ને કેટલાક રાજવંશ પોતાની ઉત્પત્તિ રામ કે પાંડવોના સમયના પ્રસિદ્ધ પુરુષોમાંથી થઈ હોવાનો દાવો કરતા. વર્ધકિ (સુથાર), કુટુંબી (કણબી), કુંભાર, નાપિત, નટ વગેરે ધંધાદારી વર્ગોના પણ પ્રાસંગિક ઉલ્લેખ સાંપડે છે. ઉચ્ચ વર્ણોમાં વિધવા-વિવાહ પ્રચલિત નહોતો, પણ સતીનો રિવાજ હતો. પ્રજા સામાન્યતઃ નિરામિષ આહાર લેતી. અનાજમાં વ્રીહિ (ડાંગર) અને ઘઉં મુખ્ય હતાં. મદ્યપાન પ્રચલિત હતું.

રાજચિહ્નોમાં છત્ર અને પાદપીઠનો ઉલ્લેખ નોંધપાત્ર છે. પુરુષો અને સ્ત્રીઓ સામાન્ય રીતે કટિની નીચેના ભાગમાં લાંબું અધોવસ્ત્ર પહેરતાં. એના ઉપલા ભાગ ઉપર નીવિ તથા કટિસૂત્ર કે મેખલા બાંધતાં. આગલા વચલા ભાગમાં વસ્ત્રનો એક છેડો છૂટી પાટલીની જેમ લટકતો રાખતાં. કેટલાક પુરુષ ઉત્તરીય ધારણ કરતા. સ્ત્રીઓ કેટલીક વાર કંચુક (કાંચળી) કે ઉત્તરીય અંશુક ધારણ કરતી.

સેનામાં ગજદળ તથા અશ્વદળ પ્રચલિત હતાં. આયુધોમાં ધનુષ-બાણ જેવાં અસ્ત્રોના તથા ખડ્ગાદિ શસ્ત્રોના નિર્દેશ આવે છે.

ગુજરાતની જમીન એકંદરે ફળદ્રુપ હતી ને ખેતી આબાદ હતી. કેરી, નારિયેળ, લીંબુ, મધ અને શેરડીના પણ ઉલ્લેખ મળે છે.

વલભી ત્યારે બંદર હતું. દૂર દેશાવરની વિરલ અમૂલ્ય વસ્તુઓ ત્યાં ઉપલબ્ધ હતી. સુરાષ્ટ્રના ઘણા લોકો વેપારવણજ અને વહાણવટું કરતા હતા. આનંદપુર પણ વેપારનું મોટું મથક હતું. ગુજરાતના એક રાજપુત્રે જાવામાં સંસ્થાન સ્થાપ્યું હતું. ખંભાત અને ભરૂચ પણ મહત્ત્વનાં વેપારી મથક હતાં. અહીંનું બારીક કાપડ મશહૂર હતું.

સિક્કાઓમાં રૂપક (રૂપિયો) અને દ્રમ્મ પ્રચલિત હતા. મૈત્રક રાજ્યમાં

અગાઉના રાજા શર્વ ભટ્ટારકના નામે સિક્કા પડાવવાનું ચાલુ રહેલું. દક્ષિણ ગુજરાતમાં રાષ્ટ્રકૂટોના સિક્કા પ્રચલિત હતા. અનુ-મૈત્રક કાલમાં ભારતીય-સાસાની તથા 'ગધૈયા' સિક્કાઓનું ચલણ હતું.

## ભાષા અને લિપિ[41]

મૈત્રક તથા અનુ-મૈત્રક કાલમાં રાજશાસન સંસ્કૃત ભાષામાં લખાતાં. મૈત્રક રાજાઓની પ્રશસ્તિ ગદ્યમાં અને રાષ્ટ્રકૂટોની પ્રશસ્તિ પદ્યમાં રચાતી. આ બંને પ્રકારની પ્રશસ્તિઓ અલંકારો તથા કવિ-કલ્પનાઓથી સોહતી ઉચ્ચ કાવ્યશૈલીમાં રચાતી. અલબત્ત એમાં કેટલાંક વ્યક્તિ-નામ તથા સ્થળનામ બોલાતી પ્રાકૃત કે દેશ્ય ભાષામાંય પ્રયોજાતાં, જેમકે ભટક્ક, કક્કરાજ, ચચ્છર, દદ, દુદ્દા, નન્ન, બપ્પ, શાન્તિલ્લ, સીહ; અકોટ્ટક, કક્કિજ્જ, કુક્કટ, જાઇણ્ણપલ્લિ, દહિથલિ, નિગ્ગુડક, પિપ્પલાચ્છ, સાવત્થી, સીહમુહિજ્જ.

જૈન ધર્મના સાહિત્યમાં નિર્યુક્તિઓ તથા ચૂર્ણિઓ મોટે ભાગે પ્રાકૃતમાં લખાઈ, પરંતુ એમાં તત્સમ સંસ્કૃત અને દેશ્ય શબ્દોને પણ સમાવ્યા છે. વળી આ કાલમાં અપભ્રંશ ભાષાએ પણ લોકભાષાનું સ્વરૂપ ધારણ કર્યું. જાલોરના ઉદ્દ્યોતનસૂરિએ એ કાલની અપભ્રંશ ભાષાનાં અનેક લખાણ ઉદાહૃત કર્યાં છે. કવિ ધનપાલે તો भविस्सत्तकहा નામે કથાની રચના અપભ્રંશ કાવ્યમાં કરી.

મૈત્રકકાલમાં ગુજરાતમાં મૌર્યકાલીન બ્રાહ્મી લિપિમાંથી ઊતરી આવેલી દક્ષિણી શૈલીની પશ્ચિમી લિપિ પ્રચલિત હતી. નાનીમોટી સંખ્યાઓ દર્શાવવા માટે 1થી 9, 10થી 90, 100 વગેરેનાં અલગઅલગ અંકચિહ્ન પ્રયોજાતાં.

અનુ-મૈત્રક કાલમાં જ્યાં દક્ષિણના રાષ્ટ્રકૂટોનું આધિપત્ય પ્રવર્તતું ત્યાં આ દક્ષિણી શૈલીની પશ્ચિમ લિપિ પ્રચલિત રહી, પરંતુ જ્યાં ઉત્તરના પ્રતીહારોનું આધિપત્ય પ્રસર્યું ત્યાં ઉત્તરી શૈલીની આદ્ય-નાગરી લિપિ પ્રચલિત થઈ. એમાં સંખ્યાદર્શક અંકચિહ્નોમાં શૂન્યનું ચિહ્ન ઉમેરતાં ને સ્થાન-મૂલ્યનો સિદ્ધાંત અપનાવતાં માત્ર 1થી 9 અને 0 એ દસ ચિહ્નોની જ જરૂર રહી. દશક, શતક વગેરે સ્થાનોમાં તે તે અંકનું મૂલ્ય દશગુણોત્તર થતું રહે છે, જેમકે 596માં 6નું મૂલ્ય 6, 9નું મૂલ્ય 90 અને 5નું મૂલ્ય 500 છે.

## કાલગણના

### વલભી સંવત[42]

મૈત્રક કાલ દરમ્યાન મૈત્રક રાજાઓનાં દાનશાસનોમાં આપેલી મિતિઓનાં વર્ષ કોઈ એક સળંગ સંવતનાં હોવાનું માલૂમ પડે છે. પરંતુ એમાં એ સંવતનું

કોઈ નામ આપવામાં આવ્યું નથી. જ્ઞાત દાનશાસનોની મિતિઓ સંવત (વર્ષ) 183થી 447ની મળી છે. સોલંકી કાલમાં સૌરાષ્ટ્રમાં વલભી સંવત નામે સંવત પ્રચલિત હતો. આ પરથી વલભીના મૈત્રક રાજાઓએ વાપરેલો સંવત મૈત્રક કાલમાં પણ 'વલભી સંવત' નામે ઓળખાતો હશે એવું સ્પષ્ટ થાય છે.

સમકાલીન ઇતિહાસનાં સમીકરણો પરથી આ સંવત ગુપ્ત સંવતની જેમ ઈ.સ. 319ના અરસામાં શરૂ થયો હોવાનું માલૂમ પડ્યું છે. મૈત્રકોનાં દાનશાસનોમાં તિથિની સાથે વાર આપવામાં આવ્યો નથી, પરંતુ એક મિતિમાં સૂર્યગ્રહણનો અને ત્રણ મિતિઓમાં દ્વિતીય માસનો ઉલ્લેખ આવે છે. આમાંનું સૂર્યગ્રહણ પૂર્ણિમાંત પદ્ધતિએ બંધ બેસે છે. અધિક માસની મિતિઓ તપાસતાં માલૂમ પડે છે કે મૈત્રક કાલ દરમ્યાન અધિક માસ ગણવામાં મધ્યમ ગણિતની સ્થૂલ પદ્ધતિ પ્રચલિત હતી ને માસનાં નામ હાલની મીનાદિ પદ્ધતિએ નહિ, પણ મેષાદિ પદ્ધતિએ અપાતાં હતાં. અધિક માસની આ મિતિઓ કાર્ત્તિકાદિ વર્ષની પદ્ધતિ પ્રમાણે જ બંધ બેસે છે. આ પરથી વલભી સંવતનાં વર્ષ કાર્ત્તિકાદિ હોવાનું અને એના માસ પૂર્ણિમાન્ત હોવાનું ફલિત થાય છે.

ગુપ્ત કાલ દરમ્યાન ઉત્તર ભારતનો ગુપ્ત સંવત ગુજરાતમાં પ્રચલિત થયો હતો ને પશ્ચિમ સૌરાષ્ટ્રમાં એ અનુ-મૈત્રક કાલ સુધી ચાલુ રહ્યો હતો. એનાં વર્ષ ચૈત્રાદિ હતાં. આ ગુપ્ત સંવત અને વલભી સંવતનું આરંભવર્ષ લગભગ એક જ હોવાનું વરતાય છે. પરંતુ વલભી સંવતનું વર્ષ ચૈત્રાદિને બદલે કાર્ત્તિકાદિ હોઈ એ ગુપ્ત સંવતના વર્ષ કરતાં પાંચ મહિના વહેલું શરૂ થતું. વલભી સંવતનું વર્ષ 1 કાર્ત્તિકાદિ વિક્રમ સંવતના વર્ષ 375માં પડતું હોઈ, કાર્ત્તિકથી ડિસેમ્બર સુધીની મિતિના વર્ષમાં 318 ને જાન્યુઆરીથી આસો સુધીની મિતિના વર્ષમાં 319 ઉમેરવાથી એની બરાબરનું ઈસ્વી સનનું વર્ષ આવે છે.

## કલચુરિ સંવત[43]

મૈત્રક કાલ દરમ્યાન દક્ષિણ ગુજરાતમાં એક જુદો જ સંવત પ્રચલિત હતો, જેનું ત્યારે કોઈ નામ આપવામાં આવ્યું નથી. ત્રૈકૂટકોનાં દાનશાસનોમાં એ વર્ષ 207થી દેખા દે છે, પછી એ કટચ્યુરિઓ, ગુર્જરો, સેન્દ્રકો અને ચાલુક્યોનાં દાનશાસનોમાં પ્રયોજાયો છે, જેમાં એનું છેલ્લું જ્ઞાત વર્ષ 490 છે. આગળ જતાં એ 9મી-10મી સદીમાં ચેદિ દેશના કલચુરિ રાજ્યમાં વપરાયો ત્યારે એ 'કલચુરિ સંવત' કે 'ચેદિ સંવત' તરીકે ઓળખાયો. આથી એના મૂળ નામની માહિતીના અભાવે સગવડ ખાતર આ કાલમાં પ્રયોજાયેલા આ સંવતને 'કલચુરિ સંવત' તરીકે ઓળખવામાં આવે છે.

આ સંવતને લગતી મૈત્રકકાલીન મિતિઓમાં આપેલી સંક્રાન્તિ અને વારની વિગતોના પરીક્ષણ પરથી એનાં વર્ષ કાર્ત્તિકાદિ અને એના માસ અમાન્ત હોવાનું માલૂમ પડ્યું છે. એના વર્ષ 1નો આરંભ વિ.સં. 306ના કાર્ત્તિકમાં અર્થાત્ ઈ.સ. 249ના સપ્ટેમ્બરમાં થયો હતો. આ સંવતનાં પ્રથમ શતકનાં વર્ષ મળ્યાં ન હોઈ હાલ એની ઉત્પત્તિ વિશે કંઈ અનુમાન તારવવું શક્ય નથી.

## શક સંવત

શક સંવત જે ક્ષત્રપ કાલમાં ગુજરાતમાં ઘણો પ્રચલિત હતો, તેનો ઉપયોગ ગુપ્ત કાલથી વિરલ થઈ ગયો હતો. મૈત્રક કાલમાં પણ એ માત્ર થોડીક સાહિત્યિક કૃતિઓમાં દેખા દે છે. હવે એ દખ્ખણમાં પ્રચલિત થયો હતો. મૈત્રક કાલના અંતભાગમાં દખ્ખણના રાષ્ટ્રકૂટોનું શાસન દક્ષિણ ગુજરાતમાં પ્રસરતાં એ ત્યારથી ત્યાં પુનઃ પ્રચલિત થયો.[44] અનુ-મૈત્રક કાલમાં પણ રાષ્ટ્રકૂટોનાં દાનશાસનોમાં શક સંવતનાં વર્ષ અપાયાં છે. આ વર્ષ ચૈત્રાદિ છે.

## વિક્રમ સંવત[45]

વિક્રમ સંવત જે ગુજરાતમાં શતકોથી પ્રાદેશિક સંવત તરીકે પ્રચલિત છે તેનો નિર્દેશ પહેલવહેલો મૈત્રક કાલના ચાહમાન રાજા ભર્તૃવડ્ઢ 2જાના દાનશાસનમાં વર્ષ 813માં મળ્યો છે. એમાં સંવતનું નામ આપ્યું નથી, પરંતુ સમકાલીન ઇતિહાસ પરથી એ વિક્રમ સંવત હોવાનું નિશ્ચિત થયું છે. આ સંવત સ્થાનિક રાજાના અધિપતિ પ્રતીહાર વંશના પ્રભાવથી ત્યારે અહીં પ્રવેશ પામ્યો લાગે છે. ભર્તૃવડ્ઢના દાનશાસનમાં માત્ર વર્ષ જ આપેલું હોઈ વિગતોના અભાવે એના વર્ષ તથા માસની પદ્ધતિ તારવી શકાય એમ નથી.[46] અનુ-મૈત્રક કાલમાં પણ ગુજરાતમાં વિક્રમ સંવત દાન-શાસનોમાં જવલ્લે વપરાયો છે ને તે પણ ઉત્તર ભારતના પ્રતીહાર અધિપતિઓની અસરથી. ચાલુક્ય રાજા અવનિવર્મા 2જાના ઊના દાનશાસનમાં આપેલું વર્ષ 956 વિક્રમ સંવતનું લાગે છે. એ કાલમાં કેટલાંક પુસ્તકોમાં પ્રયોજાયેલા વિક્રમ સંવતની ઉપલબ્ધ વિગતો પરથી એનાં વર્ષ કાર્ત્તિકાદિ હોવાનું માલૂમ પડ્યું છે.[47] વિક્રમ સંવતના વર્ષમાં કાર્ત્તિકથી ડિસેમ્બરમાં 57 અને જાન્યુઆરીથી આસો સુધીમાં 56 બાદ કરવાથી ઈસ્વી સનનું વર્ષ આવે છે.

## શિક્ષણ અને સાહિત્ય[48]

ચીની યાત્રિક યુઅન શ્વાંગે ઈ.સ. 630માં વલભીની મુલાકાત લીધી. ત્યાર પછી ઇ-ત્સિંગ પચીસેક વર્ષે ભારત આવ્યો. એ નોંધે છે કે ચીનનાં વિખ્યાત વિદ્યાપીઠો સાથે સરખાવી શકાય તેવાં ભારતમાં બે વિદ્યાપીઠ છે : પૂર્વ ભારતમાં

નાલંદાનું ને પશ્ચિમ ભારતમાં વલભીનું. ત્યાં ઉચ્ચ શિક્ષણ પામેલા કેટલાક વિદ્યાર્થીઓ રાજસભામાં જઈ પોતાની મેધાવિતા પ્રદર્શિત કરી ઉચ્ચ અધિકાર પ્રાપ્ત કરતા ને વિવાદસભામાં ઉચ્ચ સ્થાન પામતા. આ બે વિદ્યાપીઠોમાં પ્રવેશ મેળવવામાં દસમાં બે-ત્રણ જણ જ સફળ થતા. વલભી વિદ્યાપીઠમાં બૌદ્ધ ધર્મ તથા દર્શનના ઉચ્ચ શિક્ષણ માટે ખાસ પ્રબંધ કરાતો. વલભીમાં ભિક્ષુવિહારોનું એક અને ભિક્ષુણી-વિહારોનું એક મંડલ હતું. યુઅન શ્વાંગ પણ ગુજરાતના લોકો વિવેકી અને સંસ્કારી છે, ઘણા બુદ્ધિશાળી છે, શુદ્ધ ને વિશદ ભાષા પ્રયોજે છે ને વિશાળ અગાધ જ્ઞાન ધરાવે છે એવું નોંધે છે. અલબત્ત એ ભરૂકચ્છ અને સુરાષ્ટ્રના લોકોમાં સુશિક્ષિતતા અને સંસ્કારિતાની ઊણપ હોવાની છાપ ધરાવે છે. આનંદપુર પણ વિદ્યાનું મહાન કેન્દ્ર હતું. વલભી, આનંદપુર, દશપુર ઇત્યાદિ સ્થળોએ ત્રૈવિદ્ય અને ચાતુર્વિદ્ય બ્રાહ્મણોની પર્ષત્ હતી. તેમાં ત્રણ વેદોનું તથા ચાર વેદોનું અધ્યયન કરાવાતું. ઋગ્વેદમાં બહ્વૃચ શાખા, કૃષ્ણ યજુર્વેદમાં મૈત્રાયણીય, શુકલ યજુર્વેદમાં વાજસનેય અને સામવેદમાં છન્દોગ શાખા પ્રચલિત હતી. વળી અથર્વવેદની સંહિતાનું પણ અધ્યયન કરાતું.

અપરા વિદ્યાઓમાં ચાર વેદો, છ વેદાંગો, શબ્દવિદ્યા, શિલ્પવિદ્યા, ચિકિત્સા-વિદ્યા, ન્યાયવિદ્યા, અધ્યાત્મવિદ્યા, ઇતિહાસ, ધનુર્વિદ્યા, ગાન્ધર્વવિદ્યા અને આયુર્વેદની ગણના થતી. વળી સાહિત્યવિદ્યા તથા જ્યોતિષવિદ્યાનુંય શિક્ષણ અપાતું. બૌદ્ધો ત્રિપિટકોનું અને જૈનો આગમોનું સવિશેષ અધ્યયન કરતા.

લાટ દેશના વતની બૌદ્ધ ભિક્ષુ ધર્મગુપ્તે છઠ્ઠા સૈકામાં ચીન જઈ અનેક પાલિ ગ્રંથોના ચીની ભાષામાં અનુવાદ કરેલા. ભિક્ષુ શાંતિદેવ, જે સૌરાષ્ટ્રના રાજપુત્ર હતા, તેમણે 'શિક્ષાસમુચ્ચય', 'બોધિચર્યાવતાર' અને 'સૂત્રસમુચ્ચય' નામે ત્રણ ગ્રંથ રચ્યા.

જૈન વિદ્વાનોમાં જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે છઠ્ઠી સદીમાં 'વિશેષાવશ્યકભાષ્ય' લખી પ્રભાવશાળી આચાર્ય તરીકે નામના મેળવી. જિનદાસગણિ મહત્તરે સાતમી સદીમાં જૈન આગમો પર અનેકાનેક ચૂર્ણિગ્રંથ રચ્યા. જિનસેનસૂરિએ આઠમી સદીમાં 'હરિવંશપુરાણ' નામે મહાકાવ્યની રચના કરી. આ રચના વઢવાણમાં શક વર્ષ 705(ઈ.સ. 783-84)માં કરાઈ હતી. નવમી સદીમાં શીલાંકાચાર્યે 'આચારાંગ' અને 'સૂત્રકૃતાંગ' એ બે આગમગ્રંથો પર સંસ્કૃત ટીકા લખી. હરિષેણાચાર્યે વિ.સં. 989-શક વર્ષ 853(ઈ.સ. 931-32)માં વઢવાણમાં 'બૃહત્કથાકોશ' નામે વિપુલ કથાસંગ્રહની રચના કરી.

વલભીના વતની ભટ્ટિ નામે કવિએ 'રાવણવધ' નામે મહાકાવ્ય રચ્યું. એ રાજા ધરસેનના સમયમાં થયો. એ ધરસેન મૈત્રક રાજા ધરસેન 2જો (ઈ.સ. 570-

595) કે ધરસેન 3જો (ઈ.સ. 620-628) હોવાનું માલૂમ પડે છે. આ મહાકાવ્ય 22 સર્ગોમાં રચાયું છે. એનું કથાવસ્તુ રામચરિતને લગતું છે. મહાકાવ્ય તરીકે એનો સમાવેશ સંસ્કૃત સાહિત્યનાં પાંચ પ્રશિષ્ટ મહાકાવ્યોમાં થતો નથી, પરંતુ એ પ્રશિષ્ટ મહાકાવ્યો પર ટીકા લખનાર મલ્લિનાથે એ ઉપરાંત આ મહાકાવ્ય પર પણ ટીકા લખી છે એવું એનું મહત્ત્વ રહેલું છે. કવિ ભટ્ટિએ આ એક અપૂર્વ પ્રકારનું દ્વિસંધાન કાવ્ય રચ્યું છે. એમાં એણે રામચરિતના કથાવસ્તુને એવી રીતે નિરૂપ્યું છે કે એના વિભિન્ન સર્ગોમાં પાણિનિ-કૃત 'અષ્ટાધ્યાયી' વ્યાકરણના અમુક નિયમોનાં ઉદાહરણ મળી રહે, જે વ્યાકરણના વિદ્યાર્થીઓને સરળ રીતે યાદ રહી જાય. કથાકાવ્ય અને શાસ્ત્રકાવ્યના તાણાવાણાને અદ્ભુત રીતે વણી લઈને એણે બેવડા હેતુ વાળા નવા મહાકાવ્ય-પ્રકારનું અવનવું પ્રદાન કર્યું છે. આથી આ મહાકાવ્ય પર મલ્લિનાથ જેવા અનેક ટીકાકારોએ ટીકા લખી છે ને અનેક ઉત્તરકાલીન કાવ્યશાસ્ત્રીઓએ એમાંથી ઉદાહરણ લીધાં છે. 'માઘકાવ્ય'ની જેમ આ મહાકાવ્ય 'ભટ્ટિકાવ્ય' તરીકે પ્રસિદ્ધ છે.

## ધર્મ-સંપ્રદાયો[49]

હિંદુ ધર્મના વિવિધ સંપ્રદાયોમાં સહુથી વધુ પ્રચલિત માહેશ્વર સંપ્રદાય હતો. મૈત્રક વંશના ઘણાખરા રાજાઓ પરમ માહેશ્વર હતા. કટચ્ચુરિ રાજાઓ પણ માહેશ્વર હતા. ગુર્જરનૃપતિ વંશના રાજાઓ શરૂઆતમાં આદિત્યભક્ત હતા, પણ આગળ જતાં પરમમાહેશ્વર થયા હતા.

સોમનાથનું શૈવ તીર્થ પ્રાચીન કાલથી પ્રસિદ્ધ છે. સોમેશ્વર(સોમનાથ)નું મંદિર મૈત્રક કાલમાં બંધાયું હોવાનું માલૂમ પડ્યું છે. આ કાલનાં કેટલાંક દાનશાસનોમાં દેવી-મંદિરોના ઉલ્લેખ આવે છે. શક્તિપૂજા શિવપૂજા સાથે ગાઢ રીતે સંકળાયેલી છે.

મૈત્રક વંશમાં રાજા ધ્રુવસેન 1લો પરમ ભાગવત હતો. ગારુલક તથા ત્રૈકૂટક વંશના રાજાઓ પરમ ભાગવત કે વૈષ્ણવ હતા. કદવારનું વરાહમંદિર તથા 'રાવણવધ' મહાકાવ્ય વૈષ્ણવ સંપ્રદાયની લોકપ્રિયતા સૂચવે છે.

આ કાલમાં સૌર સંપ્રદાય પણ પ્રચલિત હતો. મૈત્રક રાજા ધરપટ્ટ પરમ આદિત્યભક્ત હતો. ભરૂચના પ્રતીહાર વંશના શરૂઆતના રાજાઓ પણ આદિત્યભક્ત હતા. લાટમાંથી માળવા ગયેલા પટ્ટવાયો(પટોળાં વણનારાઓ)એ ઈ.સ. 473માં ત્યાં સૂર્યમંદિરનું નવનિર્માણ કર્યું હતું.

શંકરાચાર્યે દ્વારકામાં શારદા-પીઠ સ્થાપી.

મૈત્રક કાલમાં બૌદ્ધ ધર્મ પણ વ્યાપક પ્રમાણમાં પ્રચલિત હતો. મૈત્રક વંશના

અનેક રાજાઓએ બૌદ્ધ વિહારોને ભૂમિદાન દીધાં છે. ચીની મહાશ્રમણ યુઅન શ્વાંગે વલભી, સૌરાષ્ટ્ર, ઉત્તર ગુજરાત, મધ્ય ગુજરાત અને દક્ષિણ ગુજરાતના બૌદ્ધ વિહારો તથા ભિક્ષુઓની વિગતવાર નોંધ આપી છે. અનુ-મૈત્રક કાલમાં બૌદ્ધ ધર્મ ભારતના બીજા અનેક પ્રદેશોની જેમ ગુજરાતમાં પણ લુપ્ત થતો ગયો. તારંગા અને નગરા જેવાં સ્થળોએ બુદ્ધ-પ્રતિમાઓ મળી છે. કતારગામ પાસે કાંપિલ્ય વિહાર આવેલો હતો.

આ કાલ દરમ્યાન જૈન ધર્મનો વ્યાપક પ્રસાર થયો. મૈત્રક રાજા ધ્રુવસેન 1લાના સમયમાં આનંદપુરમાં 'કલ્પસૂત્ર' સર્વ શ્રોતાઓ સમક્ષ વાંચવાનું શરૂ થયું. દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે વલભીમાં જૈન આગમોની માથુરી વાચના અને વલભી વાચનાની તુલનાત્મક સંશોધિત વાચના તૈયાર કરી.

શત્રુંજય અને ગિરનાર ઉપરાંત સ્તંભનક(થામણા), ભરુકચ્છ, મોઢેરા, વઢવાણ, સ્તંભતીર્થ(ખંભાત), ખેટક આદિ અનેક સ્થળ જૈન ધર્મનાં કેન્દ્ર બન્યાં. વલભી-ભંગની આગાહી થતાં ત્યાંનો જૈન સંઘ સલામતી શોધતો મોઢેરા જઈ વસ્યો. વલભીની જૈન પ્રતિમાઓ પ્રભાસ, શ્રીમાલ, કાસિંદ્રા, શત્રુંજય અને હારીજમાં ખસેડવામાં આવી. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ, શીલગુણસૂરિ કે શીલાચાર્ય, જિનદાસગણિ મહત્તર ઇત્યાદિ અનેક જૈન પ્રભાવક આચાર્ય આ કાલમાં થયા.

બપ્પભટ્ટિસૂરિએ ગિરનારના જૈન તીર્થને દિગંબરોના કબજામાંથી છોડાવ્યું. વઢવાણ દિગંબર સંપ્રદાયનું એક મુખ્ય કેન્દ્ર હતું. પુન્નાટ સંઘના જિનસેન અને હરિષેણે પોતાની પ્રસિદ્ધ કૃતિઓ ત્યાં રચી હતી.

આ કાલ દરમ્યાન ગુજરાતમાં ઇસ્લામ ધર્મનો પ્રસાર થયો. આઠમી સદીમાં ગંધાર બંદરમાં મસ્જિદ બંધાઈ. અનેક અરબ વેપારીઓ તથા મુસાફરો ગુજરાતની મુલાકાત લેતા. રાષ્ટ્રકૂટ રાજાઓ મુસલમાનોને મોટા હોદ્દા આપતા.

અરબોના ઉપદ્રવના કારણે ઈરાનના કેટલાક જરથોસ્તીઓ ધર્મના જતન ખાતર વતન તજી પશ્ચિમ ભારતમાં આવી વસ્યા. પહેલાં 19 વર્ષ સૌરાષ્ટ્રના દીવમાં રહી, પછી તેઓ દક્ષિણ ગુજરાતમાં સંજાણમાં જઈ વસ્યા. ત્યાં તેઓએ આતશ બહેરામ (મહાન અગ્નિ-મંદિર) બંધાવ્યું. આ જરથોસ્તીઓ અહીં પારસીઓ તરીકે ઓળખાય છે. તેઓ સંજાણમાં ક્યારે આવી વસ્યા ને તેઓને ત્યાં કોણે આશ્રય આપેલો એ વિવાદાસ્પદ છે. તેઓ સં. 772(ઈ.સ. 716)માં નહિ. પણ સં. 992(ઈ.સ. 936)માં અહીં સ્થિર થયા ને તેઓને આશ્રય શિલાહાર વંશના રાજા વજ્જડ-દેવે આપેલો, જેમને પારસીઓ 'જાદી' કહેતા એવો મત પ્રચલિત હતો, પરંતુ ચિંચણી(તા. દહાણુ)માંથી 1955માં મળેલાં તામ્રપત્રો પરથી માલૂમ પડ્યું છે કે જરથોસ્તીઓ સંજાણમાં ઈ.સ. 936 પહેલાં વસ્યા હતા ને તેઓને

આશ્રય આપનાર ત્યાંનો યાદવ માંડલિક હોવો જોઈએ. ગમે તેમ, ઇરાનના 'પાર્સ'થી આવેલા આ પારસીઓ અહીંની પ્રજા સાથે દૂધમાં સાકરની જેમ ભળી જઈ પોતાના ધર્મનું જતન કરી રહ્યા છે.

## સ્થાપત્ય અને શિલ્પકલા[50]

રહેણાક મકાનો, ગામો અને નગરો તથા જળાશયો એ સમાજની પ્રાથમિક જરૂરિયાત છે, તેથી નાગરિક સ્થાપત્યનો ઉત્તરોત્તર વિકાસ થતો રહ્યો છે. આ કાલનાં દાનશાસનોમાં ગિરિનગર, વલભી, હસ્તવપ્ર, ખેટક, ભરુકચ્છ ને આનંદપુર જેવાં કેટલાંક નગરોના તથા અનેકાનેક ગામોના ઉલ્લેખ ઉપલબ્ધ છે, પરંતુ એ સ્થળોનું મોટા પાયા પર ઉત્ખનન થયું ન હોઈ એના આયોજન તથા વિસ્તારનો સંગીન ખ્યાલ મળ્યો નથી. દાનશાસનોમાં જે વાપીઓના ઉલ્લેખ છે તે 12, 16, 20, 25, 28, 32 કે 35 પાદાવર્તનો વિસ્તાર ધરાવતી. પાદાવર્ત એટલે એક પાદ (ફૂટ) ચોરસ. દા.ત. 12 પાદાવર્ત એટલે 12 ફૂટ × 12 ફૂટ = 144 ચો. ફૂટ. આ કાલનાં નગરો તથા દુર્ગોની રચનાનાય નમૂના ઉપલબ્ધ થયા નથી.

વાસ્તુકલાની સાથે વાસ્તુવિદ્યાનો પણ વિકાસ થતો હોય છે. ગુજરાતની પડોશમાં આવેલા રાજસ્થાનમાં ઈ.સ. 505માં વરાહમિહિરે રચેલી 'બૃહત્સંહિતા' પરથી એ કાલની નાગરિક વાસ્તુરચના વિશે વિપુલ માહિતી મળે છે. એ ગ્રંથમાં દેવાલયના નિર્માણ વિશે એક ખાસ અધ્યાય આપવામાં આવ્યો છે.

આ કાલના પ્રાસાદો, દુર્ગો અને જળાશયોના નમૂના મળ્યા નથી, પરંતુ ધાર્મિક સ્થાપત્યના અનેક નમૂના ઉપલબ્ધ છે.

બૌદ્ધ સ્થાપત્યમાં હવે વિહારોના જ ઉલ્લેખ મળે છે. એમાં ભગવાન બુદ્ધ કે બુદ્ધોની પૂજા થતી. એ પરથી વિહારમાં ચૈત્યગૃહનો સમાવેશ થતો લાગે છે. મૈત્રક રાજાઓનાં દાનશાસનોમાં એકંદરે 13 વિહારોનો ઉલ્લેખ આવે છે. એમાંના 11 વલભીમાં હતા. આ વિહારોને રાજાઓ તરફથી ભૂમિદાન અપાતાં. બૌદ્ધ ભિક્ષુસંઘ માટે આ કાલ દરમ્યાન વલભી, ભરુકચ્છ, ખેટક, આનંદપુર વગેરે સ્થળોએ અનેક વિહારો બંધાયા હોવાનું યુઅન શ્વાંગે એના પ્રવાસ-ગ્રંથમાં નોંધ્યું છે. એ વિહાર કુલ બસોએક હતા. મહારાજ શીલાદિત્યે પોતાના મહેલની બાજુમાં ભવ્ય વિહાર બંધાવ્યો હતો ને એમાં સાત બુદ્ધોની મૂર્તિઓ પધરાવી હતી. દક્ષિણ ગુજરાતમાં અનુ-મૈત્રક કાલમાં કાંપિલ્ય વિહાર હતો. એમાં 500 ભિક્ષુ રહેતા હતા. આમાંના કોઈ વિહાર હાલ મોજૂદ રહ્યા નથી. વિહારમાં સામાન્ય રીતે વચ્ચે એક ખુલ્લો ચોક રાખવામાં આવતો ને એની આસપાસ હરોળબંધ એક ખંડ કે બે ખંડોના આવાસ બાંધવામાં આવતા. એમાં વચ્ચે સંમેલન-વ્યાખ્યાનાદિ સમૂહકાર્ય માટે એક-બે મોટા ખંડ પણ રાખવામાં આવતા.

ભરુકચ્છ, સ્તંભનક, વલભી અને વઢવાણ જેવાં સ્થળોએ મૈત્રક કાલમાં અનેક જૈન ચૈત્ય વિદ્યમાન હતાં. અનુ-મૈત્રક કાલમાં નવસારી અને અણહિલવાડ તથા મોઢેરા જેવાં સ્થળોએ પણ જૈન ચૈત્ય બંધાયાં હતાં. આ ચૈત્યો પૈકી હાલ કોઈ મોજૂદ રહ્યાં નથી.

મૈત્રક તથા અનુ-મૈત્રક કાલનાં દાનશાસનોમાં કેટલાંક હિંદુ દેવાલયોના નિર્દેશ આવે છે. જૈન પ્રબંધોમાં જણાવ્યા મુજબ ચાવડા વંશના રાજાઓએ અણહિલવાડ વગેરે સ્થળોએ કેટલાંક હિંદુ મંદિર બંધાવ્યાં હતાં. પરંતુ આમાંનાં કોઈ દેવાલયોના નમૂના હાલ મોજૂદ રહ્યા નથી.

છતાં સ્થાપત્ય-સ્વરૂપ પરથી મૈત્રક કાલ તથા અનુ-મૈત્રક કાલનાં ગણી શકાય તેવાં કેટલાંક દેવાલય સૌરાષ્ટ્રમાં અને થોડાંક તળ-ગુજરાત તથા કચ્છમાં વત્તેઓછે અંશે જળવાઈ રહ્યાં છે. એ પરથી આ કાલનાં દેવાલયોના સ્થાપત્યકીય સ્વરૂપનો તથા એના ઉત્તરોત્તર વિકાસનો ખ્યાલ આવે છે. પહેલાં એનાં બે ઉદાહરણ જોઈએ.

સમસ્ત ગુજરાતનાં વિદ્યમાન દેવાલયોમાં સહુથી પ્રાચીન ગણાતું દેવાલય સૌરાષ્ટ્રમાં જામનગર જિલ્લામાં ગોપ નામે ગામમાં આવેલું છે. હાલ એમાં મુખ્ય સેવ્ય પ્રતિમા મોજૂદ રહી નથી. સમચોરસ ગર્ભગૃહનું બનેલું આ દેવાલય (જુઓ આકૃતિ 8) ઊંચી વિશાળ સમચોરસ જગતી પર બંધાયેલું છે. અગાઉ ગર્ભગૃહની ચોતરફ દીવાલોથી ઘેરાયેલો અને ઉપર છાવણથી ઢંકાયેલો પ્રદક્ષિણા-પથ હતો એવું ગર્ભગૃહની દીવાલોમાંનાં બાકોરાં સૂચવે છે. એની બાહ્ય દીવાલો તથા છત હાલ લુપ્ત થઈ ગયાં છે. ગર્ભગૃહની ટોચ ઉપર દ્વિતલ છાદ્ય આવેલું છે ને એની ટોચે શંકુ ઘાટની ચૂલિકા રચી છે. નીચલા તલની દરેક બાજુએ બબ્બે અને ઉપલા તલની દરેક બાજુએ એકેક ચંદ્રશાલા કાઢેલી છે. નીચલા થરની બે ચંદ્રશાલાઓમાં ગણેશ અને પાર્વતીનાં શિલ્પ નજરે ચડે છે. આ દેવાલયનું નિર્માણ છઠ્ઠી સદીના અંતિમ ચરણમાં થયું હોવાનું માલૂમ પડે છે.

કદવાર(તા. પાટણ-વેરાવળ, જિ. જૂનાગઢ)નું વરાહ મંદિર (જુઓ આકૃતિ 7) લંબચોરસ ગર્ભગૃહ અને સમચોરસ મંડપ ધરાવે છે. મંડપની આગળ બંને છેડે એકેક શૃંગારચોકી કાઢવામાં આવી છે. મંડપનું છાવણ મધ્યના ચાર સ્તંભો પર ટેકવેલું છે. ગર્ભગૃહમાં હાલ નૃવરાહની સેવ્ય પ્રતિમા આવેલી છે. પરંતુ અગાઉ એમાં વિષ્ણુના દસે અવતારોની મૂર્તિઓ સ્થાપેલી હશે એવું માલૂમ પડે છે. મંદિરની બહાર એની મૂળ પ્રતિમાના મોટા પરિકરના ચાર શિલ્પખંડ મળ્યા છે, જેમાં આઠ અવતારોની આકૃતિઓ નજરે પડે છે. આ દેવાલયનું છાદ્ય મોજૂદ રહ્યું નથી, પરંતુ એ દ્વિતલ સૂર્પાકાર પ્રકારનું હતું એવું લાગે છે. આ દશાવતાર મંદિર સાતમી સદીના પહેલા ચરણની આસપાસ બંધાયું હોવાનું જણાય છે.

દેવાલય અનેક અંગોનું બનેલું હોય છે. એમાં પહેલાં તલદર્શનની દૃષ્ટિએ અવલોકન કરીએ. જે ખંડમાં દેવપ્રતિમા સ્થાપી હોય છે તે 'ગર્ભગૃહ' કહેવાય છે. ગર્ભગૃહની આગળના ખંડને 'મંડપ' કહે છે. કેટલીક વાર એ બેને 'અંતરાલ'વડે જોડવામાં આવે છે. દીવલોથી ઘેરાયેલા મંડપને 'ગૂઢમંડપ' કહે છે ને જે મંડપ બાજુઓએ ખુલ્લો હોય તેને 'સભામંડપ' કે 'રંગમંડપ' કહે છે. ગર્ભગૃહની આગળ ઉમેરાતા નાના મંડપને 'મુખમંડપ' કે 'શૃંગારચોકી' કહે છે. ગર્ભગૃહને ફરતો પ્રદક્ષિણા માટેનો માર્ગ હોય, તો તેને 'પ્રદક્ષિણા-પથ' કહે છે; ને પ્રદક્ષિણા-પથવાળા મંદિરને 'સાંધાર પ્રાસાદ' કહે છે. મંદિરની આસપાસ ચાર ખૂણે ચાર નાનાં મંદિર હોય, તો એ મંદિરસમૂહ 'પંચાયતન' કહેવાય છે.

ઊર્ધ્વદર્શનની દૃષ્ટિએ મંદિરના પાયારૂપ અંગને 'પીઠ' કહે છે. પીઠ પરના મુખ્ય અંગની દીવાલની બહારની બાજુને 'મંડોવર' કહે છે. એ દીવાલમાં વચ્ચે એકેક નિર્ગમ કાઢવામાં આવે, તો તેને 'ભદ્ર' કહે છે; દીવાલના સમગ્ર દેખાવને 'ત્રિરથ' કહેવામાં આવે છે. ભદ્રની બંને બાજુએ એકેક બીજો નિર્ગમ કાઢવામાં આવે, તો તે નિર્ગમને 'પ્રતિરથ' કહે છે ને એવી દીવાલના બાહ્ય ભાગને 'પંચરથ' કહે છે.

પ્રાક્-સોલંકી કાલનાં દેવાલયોમાં એનું છાદ્ય નીચેથી ઉપર જતાં ક્રમશઃ ઓછી લંબાઈ ધરાવતા સમતલ થરો વડે રચાય છે. આવા થર ત્રણ, ચાર, પાંચ, છ, સાત કે એનાથી વધારે હોય છે. આ પ્રકારના દેવાલયને 'છાદ્ય પ્રાસાદ' કહે છે; ને આ ઘાટના શિખરને 'શૂર્પાકાર' કહે છે.

આ કાલનાં કેટલાંક દેવાલય 'નિરંધાર' અર્થાત્ પ્રદક્ષિણા-પથ વગરનાં હોય છે, તો બીજાં કેટલાંક 'સાંધાર' અર્થાત્ પ્રદક્ષિણા-પથ ધરાવતાં હોય છે. બંને પ્રકારનાં દેવાલયોમાં ગર્ભગૃહ, મુખમંડપ, ગૂઢમંડપ, અંતરાલ, સભામંડપ પૈકી એક, બે, ત્રણ, ચાર કે પાંચ અંગોનો સમાવેશ થાય છે. ત્રણ ગર્ભગૃહ ધરાવતા દેવાલયને 'ત્ર્યાયતન' અને સાત ગર્ભગૃહવાળા દેવાલયને 'સપ્તાયતન' કહે છે. મંડપમાં કેટલીક વાર વેદિકા (વંડી) અને કક્ષાસન (બાજુની બેઠક) હોય છે.

ઢાળવાળા છાદ્યને 'ફાંસના' કહે છે. કેટલાક સમતલ થરની ઉપલી ધાર ગોળાથી વિભૂષિત હોય છે, તેને 'કપોત' કહે છે ને જેમાં બહિર્ગોળ ગોળા અને અંતર્ગોળ ગલતાનું એકાંતરે સંયોજન થયેલું હોય, તેને 'કપોતપાલિકા' કહે છે.

ગોપના દ્વિતલ છાદ્યની સંખ્યાનો વિકાસ ઓડદર (નં.4) અને ખીમેશ્વર-(નં.3)નાં ત્રિતલ, વિસાવાડા બોરીચા કીંદરખેડા (સૂર્યમંદિર) અને પસનાવડાનાં ચતુસ્તલ, વાલમ કીંદરખેડા (ચામુંડા મંદિર), કામળી અને આગિયાનાં પંચતલ,

બીલેશ્વર મેવાસા અને સોનકંસારી(નં. 6)નાં ષટ્તલ, સૂત્રાપાડા અને સોનકંસારી-(નં. 8)નાં સપ્તતલ, અને વરવાળાના નવતલ છાદ્યમાં જોવા મળે છે.

આ કાલનાં કેટલાંક મંદિરોના છાદ્ય થરોના કોણ પર કર્ણકૂટ અર્થાત્ સમગ્ર શિખરના ઘાટની નાની પ્રતિકૃતિઓ યોજાયાં છે.

નાગર સ્વરૂપના દેવાલયમાં સમતલ થરોના છાદ્યના સ્થાને સમય જતાં રેખાન્વિત શિખરનું સ્વરૂપ પ્રચલિત થયું. આ નવા સ્વરૂપની આરંભિક અવસ્થામાં સંમિશ્રણની સંક્રમણ-અવસ્થા નજરે પડે છે. એમાં ક્રમશઃ રેખાન્વિત લક્ષણોનું પ્રમાણ ઉત્તરોત્તર વધતું ગયું. છાદ્ય પ્રાસાદના છાદ્યમાં ઉપર જતાં ઘટતી જતી લંબાઈવાળા પગથિયાંદાર આડા થર હતા, જ્યારે રેખાન્વિત શિખરમાં ચારે બાજુએ ઉપર જતાં અંદર ઢળતી ઊભી ત્રાંસી સળંગ રેખાનો આકાર ઉપસાવવામાં આવે છે. આરંભિક સંક્રમણ-અવસ્થામાં એમાં ઊંડા કોતરેલા સમતલ થરોનાં લક્ષણ જળવાઈ રહે છે, પણ શિખરની રચનામાં ચારે બાજુ ભદ્રનિર્ગમ અને કોણ પર કર્ણકૂટ કાઢેલા હોય છે. કર્ણકૂટોમાં આમલસારની ભાત નજરે પડે છે. આ શિખરશૈલીનો વિકાસ સૂત્રાપાડા(જિ. પાટણ-વેરાવળ)ના સૂર્યમંદિરમાં તેમ જ અખોદર (તા. કેશોદ) તથા પાછતર(તા. ભાણવડ)નાં સૂર્યમંદિરોમાં જોવા મળે છે. આગળ જતાં રેખાન્વિત શિખરોમાં સમતલ થરો આવી કોતરણીને લઈને ભરચક બન્યા ને એ થરોમાં જાલક નામે ભાત ઉમેરાઈ. આ પ્રકારની શિખરરચના ધ્રાસણવેલ(તા. ઓખામંડળ), લાકરોડા(તા. વિજાપુર), રોડા(તા. હિંમતનગર) વગેરે સ્થળોએ જોવા મળે છે. રોડાનાં મંદિરોમાં નં. 1, 4 અને 6 ત્રિરથી પ્રકારનાં છે, જ્યારે મંદિર નં. 3, 5 અને 7 પંચરથ પ્રકારનાં છે. મંદિર નં. 2 એકરથ પ્રકારનું છે.

આ કાલનાં કેટલાંક મંદિર પંચાંડી પ્રકારનાં હોય છે. એમાં મધ્ય શિખરના ચાર ખૂણે એકેક શૃંગ કે શૃંગિકાની રચના કરી હોય છે.

લંબચોરસ ગર્ભગૃહમાં શિખરની રચના જુદા જ પ્રકારની હોય છે. એનો સમગ્ર ઘાટ અર્ધ-નલાકાર હોય છે. એને 'વલભી' કહે છે. આ શિખરશૈલી 'વલભીછંદજ' તરીકે ઓળખાય છે. કદવારના વરાહમંદિરનું શિખર મોજૂદ રહ્યું નથી, પરંતુ ખીમેશ્વર(તા. પોરબંદર)ના મંદિર નં. 6માં આવું શિખર જળવાઈ રહ્યું છે.

આ કાલનાં મંદિરોની આગળ કીર્તિતોરણ કે પ્રાકાર રચાતા નહિ, પરંતુ એની પાસે કુંડ જેવાં જળાશય કરાતાં. આ કાલનાં ઘણાંખરાં મંદિર પૂર્વાભિમુખ અને કેટલાંક પશ્ચિમાભિમુખ છે.

છાદ્ય પ્રાસાદનો સ્થાપત્યપ્રકાર પ્રાયઃ મૈત્રક કાલમાં પ્રચલિત હતો, જ્યારે રેખાન્વિત શિખર શૈલીના સંક્રમણનાં આરંભિક લક્ષણ અનુ-મૈત્રક કાલમાં સવિશેષ નજરે પડે છે.

* * *

આ કાલનાં દેવાલયોમાં અને એની આસપાસ અનેક દેવદેવીઓની શિલ્પકૃતિઓ મળી છે, જેમકે કારવણમાંથી મળેલી નંદીને અઢેલીને ઊભેલાં શિવ-પાર્વતીની પ્રતિમા, શામળાજીની એક દેરીમાં 'કળશી છોકરાંની મા' તરીકે પૂજાતી વિશ્વરૂપ વિષ્ણુની પ્રતિમા (જુઓ આકૃતિ 9), શામળાજીમાંથી મળેલી મકરવાહિની ગંગાની ઊભી પ્રતિમા, શામળાજીના એક મંદિરમાં સચવાયેલી શૈવ દ્વારપાલની પ્રતિમા, વડોદરા મ્યુઝિયમમાં જળવાયેલું ભૈરવનું શિલ્પ અને કપૂરાઈ ગામમાં મળેલું ઊભાં ઉમા-મહેશ્વરનું ખંડિત શિલ્પ (જુઓ આકૃતિ 10). આ શિલ્પકૃતિઓ છઠ્ઠી-સાતમી સદીની છે.

વડોદરાના અકોટા વિસ્તારમાં જૈન ધાતુ-પ્રતિમાઓનો વિપુલ સંગ્રહ મળેલો. એમાં મહાવીર સ્વામીના દીક્ષા લીધા પહેલાંના તપ કરતા 'જીવંતસ્વામી' સ્વરૂપ (જુઓ આકૃતિ 11)ની બે ઊભી કાયોત્સર્ગ પ્રતિમાઓ ખાસ નોંધપાત્ર છે. અકોટાની અન્ય ધાતુપ્રતિમાઓમાં યક્ષયક્ષીયુક્ત આદિનાથ, બાળક તેડેલી સિંહારૂઢ અંબિકા, ઊભેલાં સરસ્વતી, ત્રિતીર્થિક પાર્શ્વનાથ, ચતુર્ભુજ મહાવિદ્યા અચ્છુપ્તા, ખભે વાળની લટવાળા ઋષભનાથ ઇત્યાદિ મનોહર પ્રતિમાઓ મૈત્રક કાલના ઉત્તરાર્ધની છે.

આ કાલનાં અન્ય શિલ્પોમાં માતા અને બાળક (કોટ્યર્ક), સ્કન્દમાતા (કોટયર્ક), નૃત્ય કરતા ગણપતિ (ટીંટોઈ), વિશ્વરૂપ વિષ્ણુ (કઠલાલ)(જુઓ આકૃતિ 12), ધાતુનું ધૂપિયું (અકોટા), સપ્ત માતૃકાઓ (વડાવલ), દશાવતારની પ્રતિમાઓ (કદવાર), બુદ્ધની ધાતુપ્રતિમા (ભુજ), વીણાધર શિવ-પાર્વતી (ટીંટોઈ), કાર્ત્તિકેય (વડોદરા મ્યુઝિયમ), વિષ્ણુ અને કાર્ત્તિકેય (ગોપ), સ્કંદમાતા (કારવણ) ઇત્યાદિ પણ ખાસ ઉલ્લેખનીય ગણાય.

રોડાનાં મંદિરોમાંથી મળેલી ચામુંડા, પાર્વતી, દેવાંગનાઓ, ગણેશ, દુર્ગા, કાર્ત્તિકેય ઇત્યાદિ શિલ્પ-કૃતિઓ પણ સાતમા-આઠમા સૈકાની છે.

અનુ-મૈત્રક કાલની શિલ્પકૃતિઓમાં રણુપીપળી(તા. પાદરા)માંથી મળેલા રથારૂઢ સૂર્ય, અકોટાના ત્રિતીર્થિક પાર્શ્વનાથ, સિદ્ધપુર પાસેથી મળેલા કુબેર, તારંગા ડુંગર પરની બૌદ્ધ વરદ-તારા(જુઓ આકૃતિ 13) અને વડોદરાના એક સંગ્રહાલયમાં જળવાયેલી વિષ્ણુ અને વૈષ્ણવીની પ્રતિમાઓ નોંધપાત્ર છે.

આમ મૈત્રકકાલ તથા અનુ-મૈત્રક કાલમાં ગુજરાતે સાંસ્કૃતિક જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં ગણનાપાત્ર પ્રગતિ સાધી હતી.

# ખંડ 3ની પાદટીપો

1. પરીખ ર. છો. અને શાસ્ત્રી હ. ગં. (સંમા.), "ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ", ગ્રંથ 3 : 'મૈત્રક કાલ અને અનુ-મૈત્રક કાલ.' પ્રકરણ 2
2. શાસ્ત્રી હ. ગં., મૈત્રકકાલીન ગુજરાત, પ્રકરણ 2;; એજન, પૃ. 28-33
3. એજન, પૃ. 34-36
4. એજન, પૃ. 36
5. એજન, પૃ. 37-39
6. એજન, પૃ. 39-42
7. એજન, પૃ. 42
8. એજન, પૃ. 50-51
9. એજન, પૃ. 51-53
10. એજન, પૃ. 53-56
11. એજન, પૃ. 56-57
12. એજન, પૃ. 57
13. એજન, પૃ. 57-59
14. એજન, પૃ. 59-60
15. એજન, પૃ. 60-61
16. એજન, પૃ. 61-62
17. એજન, પૃ. 62-64
18. એજન, પૃ. 64
19. એજન, પૃ. 64-65
20. એજન, પૃ. 65-66
21. એજન, પૃ. 66-68
22. શાસ્ત્રી હ. ગં., મૈત્રકકાલીન ગુજરાત, પૃ. 155-158
23. પરીખ ર. છો. અને શાસ્ત્રી હ. ગં. (સંપા.), ઉપર્યુક્ત, પૃ. 68
24. એજન, પૃ. 136-137
25. એજન, પૃ. 137-138
26. એજન, પૃ. 148-149
27. એજન, પૃ. 149-151
28. એજન, પૃ. 97-103

29. એજન, પૃ. 151-152
30. એજન, પૃ. 152-153
31. એજન, પૃ. 153-155
32. એજન, પૃ. 155
33. એજન, પૃ. 139-143
34. એજન, પૃ. 144-146
35. એજન, પૃ. 115-116
36. એજન, પૃ. 118-120
37. એજન, પૃ. 120-130
38. એજન, પૃ. 157-163
39. એજન, પ્રકરણ 9
40. એજન, પ્રકરણ 10
41. એજન, પ્રકરણ 11-12
42. શાસ્ત્રી હ. ગં., મૈત્રકકાલીન ગુજરાત, પૃ. 574-587
43. 'ઇતિહાસની પૂર્વભૂમિકા,' પૃ. 483-487; Shelat Bharati K., *Chronological Systems of Gujarat,* pp. 45 ff.
44. *Ibid.* pp. 52 ff
45. *Ibid.* pp. 76 ff
46. *Ibid.* pp. 58 ff.
47. *Ibid.* pp. 85 ff.
48. મૈત્રકકાલ અને અનુ-મૈત્રક કાલ, પ્રકરણ 11
49. એજન, પ્રકરણ 13
50. એજન, પ્રકરણ 15-16

ખંડ **4**

# સોલંકી કાલ

## પ્રકરણ 10

## રાજકીય ઇતિહાસ

ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં સોલંકી કાલ રાજકીય તેમ જ સાંસ્કૃતિક ક્ષેત્રે સુવર્ણકાલ ગણાય છે. આ પ્રદેશને માટે 'ગુર્જરદેશ' અને 'ગુજરાત' જેવાં નામ આ કાલ દરમ્યાન પ્રયોજાવા લાગ્યાં. અણહિલવાડ પાટણના સોલંકી વંશના રાજાઓએ પોતાના રાજ્યને સમર્થ મહારાજ્યમાં વિસ્તાર્યું એટલું જ નહિ, પોતાનું આધિપત્ય સમસ્ત ગુજરાત પર તેમ જ ગુજરાતની પાર આવેલા આસપાસના કેટલાક પ્રદેશો પર પ્રસાર્યું. ચૌલુક્ય (સોલંકી) કુલના આ રાજવંશની બે શાખાઓ અહીં સત્તારૂઢ થઈ હતી : પહેલાં મૂલરાજ 1લાથી શરૂ થયેલી શાખા (ઈ.સ. 942થી 1244) અને એ પછી મૂળ વ્યાઘ્રપલ્લી(વાઘેલ)ના અને સત્તારૂઢ ધોળકામાં થયેલા રાણા વીસલદેવે અણહિલવાડમાં શરૂ કરેલી વાઘેલા શાખા (ઈ.સ. 1244થી 1304).

### ચૌલુક્યો (સોલંકીઓ)[1]

આ વંશના રાજાઓને સંસ્કૃતમાં 'ચૌલુક્યો' કહેતા; ગુજરાતીમાં તેઓ 'સોલંકી' તરીકે ઓળખાય છે.

આ અગાઉ દખ્ખણમાં જે રાજવંશ થયો, તેને માટે 'ચલુક્ય' કે 'ચાલુક્ય'

નામ પ્રચલિત હતું. ગુજરાતના આ વંશના અભિલેખોમાં શરૂઆતમાં 'શૌલ્કિક' ('ચૌલ્કિક') કે 'ચૌલિક્ક' અને આગળ જતાં 'ચૌલુક્ય' રૂપ પ્રયોજાતું. એ કાલના સાહિત્યમાં ક્યારેક 'ચુલુક' જેવાં ઇતર રૂપ પ્રયોજાતાં, પરંતુ સહુથી વધારે પ્રયોગ તો 'ચુલુક્ય' અને 'ચૌલુક્ય' રૂપનો જ થતો. વાઘેલા શાખાના અભિલેખોમાં તથા એના સમયના સાહિત્યમાં મુખ્યત્વે 'ચૌલુક્ય' રૂપ જ પ્રયોજાયું છે.

મૂળમાં આ કુલનું નામ 'ચુલિક' કે 'શુલિક' નામે જાતિના નામ પરથી પડ્યું લાગે છે, પરંતુ આગળ જતાં એ દેશ્ય શબ્દનું સંસ્કૃતીકરણ કરવામાં આવ્યું ત્યારે એ નામ 'ચલુક' કે 'ચુલુક' પરથી વ્યુત્પન્ન થયેલું ગણાયું. સંસ્કૃતમાં 'ચલુક' અને 'ચુલુક' બંને રૂપ છે ને એનો અર્થ ખોબો કે કમંડલુ થાય છે. 'ચૌલુક્ય'માંથી 'શૌલ્કિક'ની જેમ ગુજરાતીમાં 'સોલંકી' રૂપ પ્રચલિત થયું.

સોલંકી કાલ દરમ્યાન ચૌલુક્ય કુલની ઉત્પત્તિ માટે અમુક પૌરાણિક માન્યતાઓ પ્રવર્તતી હતી. દાનવોના ઉપદ્રવ સામે રક્ષણ માટે દેવોએ પ્રાર્થના કરતાં સંધ્યાવંદન સમયે બ્રહ્માએ પવિત્ર જળ ભરેલા પોતાના ચુલુકમાંથી 'ચુલુક્ય' નામે વીર ઉત્પન્ન કર્યો ને તેનામાંથી 'ચૌલુક્ય' વંશ પ્રવર્ત્યો એ માન્યતા ખાસ પ્રચલિત હતી. વળી આ રાજવંશને પૌરાણિક ચંદ્રવંશ સાથે સાંકળવામાં આવ્યો છે. ભાટચારણોની અનુશ્રુતિમાં પરમાર, પ્રતીહાર, ચૌલુક્ય અને ચાહમાન એ ચાર રાજકુલોની ઉત્પત્તિ અર્બુદગિરિ પર વસિષ્ઠ ઋષિના અગ્નિકુંડમાંથી થઈ હોવાનું જણાવ્યું છે.

કેટલાક અર્વાચીન ઇતિહાસ-સંશોધકોએ પ્રતીહારોની જેમ ચૌલુક્યો ગુર્જર જાતિના હતા એવું સૂચવ્યું છે, પરંતુ પ્રતીહારો માટે અને આગળ જતાં ચૌલુક્યો માટે પ્રયોજાયેલો 'ગુર્જર' શબ્દ તેઓની જાતિનો નહિ, પણ તેઓના પ્રદેશનો કે મૂળ વતનનો દ્યોતક હોય એ વધુ સંભવિત છે. ભિલ્લમાલની આસપાસનો પ્રદેશ અગાઉ 'ગુર્જરદેશ' તરીકે ઓળખાતો હતો, પરંતુ એ ગુર્જરદેશના દક્ષિણ ભાગમાં સત્તા ધરાવતા ચૌલુક્ય રાજાઓનું રાજ્ય એની દક્ષિણે જેમ જેમ વિસ્તરતું ગયું તેમ તેમ એ નામ એમાં ઉમેરાતાં દક્ષિણ મંડલોને પણ લાગુ પડતું ગયું ને આબુની ઉત્તરે આવેલા એના મૂળ પ્રદેશ માટે એ નામ લુપ્ત થઈ ગયું, એવું માલૂમ પડે છે. વળી શ્રીમાળી પોરવાડ વગેરે જાતિઓ તથા ખેડૂતો, પશુપાલકો અને કારીગરોના કેટલાક વર્ગો મૂળ વતન પરથી 'ગુર્જર' નામે ઓળખાતા, જ્યારે તેઓ આ પ્રદેશમાં આવી વસ્યા ત્યારે તેઓના એ નામ પરથી આ પ્રદેશને 'ગુર્જર' નામ લાગુ પડ્યું હોય એવું લાગે છે. આમ આ પ્રદેશને 'ગુર્જરદેશ' નામ ચૌલુક્ય કાલમાં લાગુ પડ્યું ને ચૌલુક્ય રાજાઓ એ અર્થમાં 'ગુર્જર' કે 'ગુર્જરરાજ' કહેવાયા. 'ગુર્જરદેશ' માટે 'ગુર્જરત્રા' અને 'ગુજ્જરત્તા' જેવાં રૂપ પણ પ્રયોજાતાં, એમાંથી

વર્તમાન 'ગુજરાત' શબ્દ રૂઢ થયો. એનો પહેલવહેલો પ્રયોગ 13મી સદીના 'આબૂરાસ'માં મળે છે. આમ આ પ્રદેશને હાલનું 'ગુજરાત' નામ ચૌલુક્યો (સોલંકીઓ) દ્વારા પ્રાપ્ત થયું લાગે છે.

## અણહિલ્લપાટક પત્તન[2]

ચૌલુક્ય વંશનું પાટનગર અણહિલ્લપાટક પત્તન (અણહિલવાડ પાટણ) હતું. એ આ અગાઉના ચાવડા વંશનુંય પાટનગર હતું. એની સ્થાપના અનુશ્રુતિ અનુસાર વિ. સં. 802(ઈ.સ. 746)માં નહિ, તો અદ્યતન સંશોધન અનુસાર એના પછી સોએક વર્ષે વનરાજ ચાવડાએ કરી હતી. એ ચાવડાઓ, સોલંકીઓ અને વાઘેલા સોલંકીઓનું પાટનગર હતું એટલું જ નહિ, મુસ્લિમ રાજ્યકાલના પહેલા શતકમાંય ગુજરાતનું પાટનગર રહ્યું. ગુજરાતની સલ્તનતના સમયમાં ગુજરાતની રાજધાની પાટણથી અમદાવાદ ખસેડાઈ ત્યાં સુધી અર્થાત્ સાડા પાંચસોથી વધુ વર્ષ સુધી અણહિલવાડ પાટણ ગુજરાતનું રાજકીય, વાણિજ્યિક તથા સાંસ્કૃતિક કેન્દ્ર રહ્યું.

વનરાજ ચાવડાએ સરસ્વતી તટે આ નવું પત્તન (પાટણ) વસાવ્યું ને એને અણહિલ્લ નામે ભરવાડની સ્મૃતિમાં 'અણહિલ્લપાટક' નામ આપ્યું. એ પહેલાં ત્યાં લક્ખારામ નામે જૂનું વેરાન સ્થાન આવેલું હતું. ચાવડા વંશના શાસન દરમ્યાન આ નવા પત્તનમાં અનેક દેવાલય બંધાયાં હોવાની અનુશ્રુતિ છે. સોલંકી વંશોના શાસન દરમ્યાન આ પાટનગરમાં અનેક ભવ્ય દેવાલયો, જળાશયો, સત્રાગારો અને વિદ્યાપીઠોનું નિર્માણ થયું હોવાનું જૈન પ્રબંધો નોંધે છે. એમાં રાણકી વાવ અને સહસ્રલિંગ સરોવર તેમ જ પંચાસરા પાર્શ્વનાથ મંદિર સુપ્રસિદ્ધ છે. સોલંકી કાલના અનેક ગ્રંથોમાં અણહિલ્લપાટક પત્તનનું મનોહર નિરૂપણ કરાયું છે.

અણહિલવાડ ગુજરાતનું વિદ્યાકેન્દ્ર પણ હતું. સહસ્રલિંગ સરોવરના કિનારે સિદ્ધરાજ જયસિંહે વિદ્યામઠ બંધાવ્યા હતા, જેમાં વિદ્યાર્થીઓ તેમ જ અધ્યાપકો માટે રહેવા-જમવાની તથા અધ્યયનની વિનામૂલ્ય વ્યવસ્થા કરવામાં આવી હતી. એમાં તર્ક, લક્ષણ (વ્યાકરણ) અને સાહિત્ય એ વિદ્યાત્રયીનો તેમ જ વિવિધ દર્શનશાસ્ત્રોનો અભ્યાસ ખાસ કરાવવામાં આવતો. ગુર્જરેશ્વરોની વિદ્વત્સભામાં દેશ-વિદેશના વિદ્વાન આવતા. બ્રાહ્મણ વિદ્વાનો, જૈન શ્રમણો અને વણિક ગૃહસ્થોએ પાટણને પોતાની કાવ્યરચનાઓ અને સાહિત્યિક કૃતિઓનો યશ અપાવ્યો હતો. સિદ્ધરાજ અને કુમારપાલ જેવા રાજવીઓએ તેમ જ વસ્તુપાલ અને તેજપાલ જેવા અમાત્યોએ પાટણમાં મોટા ખર્ચે જ્ઞાનભંડાર સ્થાપ્યા હતા, જેમાં સંસ્કૃત તથા પ્રાકૃત સાંહિત્યના અનેકાનેક હસ્તલિખિત ગ્રંથ સંગૃહીત થયા હતા.

સોલંકી કાલમાં પાટણ વેપારનું પણ મોટું મથક હતું. ત્યાંના કેટલાક વેપારીઓની સમૃદ્ધિ રાજવીઓની પણ સરસાઈ કરે તેવી હતી. અહીં અનેક પરદેશી પ્રવાસીઓ તથા મુસ્લિમ વેપારીઓ આવતા હતા. દસમી સદીમાં અહીં જુમા મસ્જિદ હતી એ ઉલ્લેખ ત્યાં મુસ્લિમ વેપારીઓની વસાહત હોવાનું સૂચવે છે. મુસ્લિમ તવારીખકારો અણહિલવાડ નગરની તથા એની સમૃદ્ધિની ઘણી પ્રશંસા કરતા.

સોલંકી કાલના પાટણનો વિસ્તાર ઘણો મોટો હતો. પાટણની ઉત્તરે સહસ્રલિંગ સરોવર આવેલું હતું. એની પૂર્વ સીમા હાલના પાટણના બજાર સુધી હશે. હાલના 'ત્રિપોળિયું' અથવા ત્રણ દરવાજા એનું સીમાચિહ્ન ગણાય. દક્ષિણમાં એ નગર હાલના મોતીશાના દરવાજાની બહાર વિસ્તરતું. પશ્ચિમમાં હાલના કનસડા દરવાજા બહારનો વિશાળ વિસ્તાર અને એમાંય કાલિકા માતાના મંદિરના આધારે ઊભેલા પ્રાચીન રાજગઢીના કોટની આસપાસનો ટીંબો ચૌલુક્ય કાલના પાટણનો કેન્દ્રીય વિસ્તાર હતો. પ્રાચીન પાટણની પશ્ચિમ સીમા હાલના પાટણથી આઠેક કિ.મી. દૂર આવેલા વડલી ગામ સુધી હોઈ શકે.

ચૌલુક્યકાલીન અણહિલવાડ પાટણ સરસ્વતી નદીના પૂરને લીધે કે ખલજી ફોજના આક્રમણને લીધે નાશ પામ્યું ને ત્યાં નવું નગર વિકસવા લાગ્યું. ચૌલુક્ય કાલના પાટનગરનો કેટલોક ભાગ હાલના પાટણના વિસ્તાર સાથે ભેળસેળ થયેલો છે.

પ્રાચીન પાટણના કેટલાક અવશેષ હાલ ઉપલબ્ધ છે. કવિ શ્રીપાલ-કૃત સહસ્રલિંગ સરોવર પ્રશસ્તિનો એક ખંડિત ભાગ મળ્યો છે. મહામાત્ય વસ્તુપાલના સમયના આરસના બે સ્તંભ કાલિકા માતાના મંદિરમાં સમાયા છે. ઉદયપ્રભસૂરિ-કૃત 'સુકૃતકીર્તિકલ્લોલિની' કાવ્યમાંનો એક શ્લોક ઉદાહૃત કરતી કુંભી અહીંના સ્થાનિક સંગ્રહાલયમાં સચવાઈ છે.

પ્રાચીન પાટણના અવશેષોમાં રાજગઢીના કોટનો થોડોક ભાગ હાલ મોજૂદ રહેલો છે. 'રાણીનો મહેલ' નામે ઓળખાતો ટેકરો, સહસ્રલિંગ સરોવરના પુરાતત્ત્વીય ઉત્ખનન દ્વારા પ્રકાશમાં આવેલા અવશેષ તેમ જ તાજેતરમાં પુરાતત્ત્વ ખાતાએ કરેલા ઉત્ખનન દ્વારા દૃષ્ટિગોચર થયેલા રાણકી વાવના સાત શિલ્પસમૃદ્ધ મજલા એ આ પ્રાચીન પાટનગરના મહત્ત્વના અવશેષ ગણાય. ગુજરાતની એ પ્રાચીન સમૃદ્ધ રાજધાનીના અનેક ભવ્ય પ્રાસાદ તથા અનેક ભવ્ય દેવાલય હાલ નામશેષ થઈ ગયાં છે. પ્રાચીન પાટણનો કેટલોક ભાગ ભૂગર્ભમાં દટાઈ ગયો છે ને વેરાન થયેલા બીજા કેટલાક ભાગમાં હાલ ખેતી થાય છે. કાલિકા માતાના મંદિર પાસેની રાજગઢીથી આગળ જતાં આવેલું અનાવાડા ગામ હાલ 'અણહિલવાડ'ના નામની સ્મૃતિ જાળવી રહ્યું છે.

# (અ) પહેલો સોલંકી વંશ

## મૂલરાજ 1લો[3]

અણહિલવાડ પાટણમાં વિ. સં. 998(ઈ.સ. 942)માં ચૌલુક્ય (સોલંકી) કુલના મૂલરાજ 1લાએ રાજસત્તા ધારણ કરી. એનો પિતા રાજિ પ્રાયઃ કનોજના પ્રતીહાર રાજ્યમાં ગુર્જરદેશનો સામંત હતો ને અણહિલવાડના ચાવડા રાજા સામંતસિંહની બહેન લીલાદેવીને પરણ્યો હતો. અનુશ્રુતિ અનુસાર રાજા સામંતસિંહ મદિરામત્ત અવસ્થામાં પોતાના ભાણેજ મૂલરાજને ગાદીએ બેસાડતો ને નશો ઊતરી જતાં એને ગાદી પરથી ઉઠાડી મૂકતો. આ રીતે વારંવાર મૂલરાજનો ઉપહાસ થતો. આ અવહેલનાથી તંગ આવી મૂલરાજ એક વખત મદિરામત્ત મામાએ પોતાને ગાદીએ બેસાડ્યો ત્યારે એને મરાવી નાખી પોતે ખરેખર રાજા થઈ ગયો. ચાવડા રાજાઓ મદિરાસક્ત હતા ને એથી તેઓએ રાજ્ય ગુમાવ્યું; મૂલરાજ છેલ્લા ચાવડા રાજાનો ભાણેજ હતો ને એણે ચાવડા રાજાની રાજ્યલક્ષ્મી પ્રાપ્ત કરી એવા ઉલ્લેખ સોલંકી કાલના અભિલેખોમાં તથા સાહિત્યમાં આવતા હોઈ આ અનુશ્રુતિ અશ્રદ્ધેય ન ગણાય.

મૂલરાજે 55 વર્ષ (ઈ.સ. 942થી 997) રાજ્ય કર્યું. એના સમયનાં ચાર દાનશાસન મળ્યાં છે. વિ. સં. 1030(ઈ.સ. 974)માં મૂલરાજે વચ્છકાચાર્યને ગંભૂતા (ગાંભુ) વિષયનું એક ગામ દાનમાં દીધું. વિ.સં. 1033(ઈ.સ. 976)માં રાજપુત્ર ચામુંડરાજે વરુણશર્મક(વડસમા)માં જિનાલયને ભૂમિદાન દીધું. વિ.સં. 1043(ઈ.સ. 987)માં મહારાજાધિરાજ મૂલરાજે સારસ્વત મંડલમાંના મોઢેરક(મોઢેરા)-750 વિભાગમાંનું એક ગામ વર્દ્ધિવિષય-(વઢિયાર)માં મંડલી ગામમાં આવેલા મૂલનાથદેવને અર્પણ કર્યું. વિ.સં. 1051(ઈ.સ. 995)માં પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર મૂલરાજદેવે સત્યપુર (સાંચોર) મંડલમાંનું એક ગામ દીર્ઘાચાર્યને દાનમાં દીધું. આમ મૂલરાજ સારસ્વતમંડલ તથા સત્યપુરમંડલ પર રાજ્ય કરતો હતો. સારસ્વત મંડલ સરસ્વતી નદી પર આવ્યું હતું, જેમાં અણહિલવાડ, સિદ્ધપુર, ગાંભુ, મોઢેરા, માંડલ, મહેસાણા વગેરેનો સમાવેશ થતો. સત્યપુર મંડલનું વડું મથક સત્યપુર (સાંચોર) હાલ રાજસ્થાનના જોધપુર જિલ્લામાં આવેલું છે. એ મંડલ સારસ્વતી મંડલની ઉત્તરે આવ્યું હતું. વળી મૂલરાજે આબુના પરમાર રાજા ધરણીધરને પોતાનો સામંત બનાવ્યો એવું લાગે છે.

હેમચંદ્રાચાર્યે 'દ્વયાશ્રય' મહાકાવ્યમાં મૂલરાજનાં કેટલાંક પરાક્રમ વિગતે નિરૂપ્યાં છે. એમાં પહેલું પરાક્રમ વર્ણવ્યું છે સૌરાષ્ટ્ર અને કચ્છના રાજાઓના

પરાજયનું. એ અનુસાર મૂલરાજે વામનસ્થલી(વંથળી)ના રાજા ગ્રાહરિપુ પર ચડાઈ કરી, યુદ્ધમાં એને હરાવી કેદ કર્યો, કચ્છનો રાજા લક્ષ ગ્રાહરિપુનો મિત્ર હોઈ મૂલરાજ સામે ધસ્યો, એને મૂલરાજે દ્વન્દ્વયુદ્ધમાં હણી નાંખ્યો, ગ્રાહરિપુને ક્ષમા આપી છોડી મૂક્યો ને સોમનાથની યાત્રા કરી. ગ્રાહરિપુ પરની ચડાઈનું વર્ણન માત્ર હેમચંદ્રાચાર્યે જ કર્યું છે, કોઈ અન્ય કવિઓએ કર્યું નથી. આથી આ ઘટનાનો વૃત્તાંત શંકાસ્પદ લાગે, પરંતુ આટલા વિસ્તારથી નિરૂપાયેલો આ વૃત્તાંત સમૂળગો કલ્પિત હોય એવું ભાગ્યે જ મનાય. કચ્છના રાજા લક્ષને મૂલરાજે યુદ્ધમાં હણ્યાનો વૃત્તાંત મેરુતુંગે 'પ્રબન્ધચિંતામણિ'માં સ્વતંત્ર સંઘર્ષ રૂપે નિરૂપ્યો છે. મૂલરાજનો રાજ્યપ્રદેશ કચ્છના નાના રણને અડીને હોવાથી મૂલરાજ કપિલકોટ્ટ (કેરાકોટ) પર ચડાઈ કરે એ સંભવિત છે. હેમચંદ્રાચાર્યે પછી વર્ણવેલું પરાક્રમ છે લાટના દ્વારપ(બારપ)ના પરાજયનું. એમાં જણાવ્યા મુજબ યુવરાજ ચામુંડે સાબરમતી નદી ઓળંગી લાટ પર ચડાઈ કરી ને ભરૂચના દ્વારપને હરાવી મારી નાખ્યો. પરંતુ મેરુતુંગ આ પરાક્રમ મૂલરાજે પોતે કર્યાનું જણાવે છે. બારપ ચાલુક્ય-ચૌલુક્ય કુલનો લાટેશ્વર અને પ્રાયઃ દખ્ખણના ચાલુક્ય નરેશ તૈલપનો મંડલેશ્વર હતો. આમ મૂલરાજે કચ્છ અને આબુનાં રાજ્યો પર આધિપત્ય પ્રવર્તાવી 'મહારાજાધિરાજ' પદ પ્રાપ્ત કર્યું તેમ જ લાટ પર પણ પોતાની સત્તા પ્રસારી.

મૂલરાજ પરમ માહેશ્વર હતો. મંડલી ગામમાં એણે મૂલનાથ-મૂલેશ્વરનું મંદિર બંધાવ્યું, અણહિલવાડમાં સોમેશ્વરનો ત્રિપુરુષપ્રાસાદ કરાવ્યો તેમજ મૂલરાજ-વસહિકા નામે ચૈત્ય અને મુંજાલદેવસ્વામીનો પ્રાસાદ બંધાવ્યાં. વળી એણે ઉત્તર ભારતમાંથી બ્રાહ્મણોને તેડાવી સિદ્ધપુર, સિહોર વગેરે સ્થળોએ વસાવ્યા એવી અનુશ્રુતિ છે. નગરના બ્રાહ્મણ સોમશર્માને મૂલરાજે રાજપુરોહિત નીમ્યો. મૂલરાજની રાણી માધવી ચાહમાન કુલની હતી. અનુશ્રુતિ પ્રમાણે મૂલરાજે 55 વર્ષ રાજ્ય કરી યુવરાજ ચામુંડનો રાજ્યાભિષેક કર્યો ને પોતે શ્રીસ્થલ (સિદ્ધપુર) જઈ સરસ્વતી-તીરે અગ્નિપ્રવેશ કર્યો.

## ચામુંડરાજ[4]

મૂલરાજનો પુત્ર ચામુંડરાજ છેક ઈ.સ. 976માં યુવરાજ તરીકે ભૂમિદાન દેવાનો અધિકાર ધરાવતો હતો, પરંતુ એનું રાજ્યારોહણ થયું ઈ.સ. 997માં. લાટેશ્વર બારપ પરની ચડાઈમાં એણે યુવરાજ-અવસ્થામાં અગ્રિમ ભાગ લીધો હતો.

માલવરાજ સિંધુરાજે ચામુંડરાજ પર આક્રમણ કરવા પ્રયાણ કર્યું, પરંતુ ગમે તે કારણે એને અધવચ પાછા ચાલ્યા જવું પડ્યું. બારપના પુત્ર ગોગ્ગિરાજે લાટનું બાપીકું રાજ્ય પાછું મેળવ્યું.

ચામુંડરાજ અતિકામથી વિહ્વળ થઈ જતાં એની બહેન વાચિણીદેવી(કે ચાચિણીદેવી)એ એને ગાદી પરથી ઉઠાડી એના જ્યેષ્ઠ પુત્ર વલ્લભનો રાજ્યાભિષેક કરાવ્યો. પછી ચામુંડરાજ આત્મસાધના માટે કાશી જવા નીકળ્યો ત્યારે રસ્તામાં માલવરાજે એનાં છત્રચામરાદિ લૂંટી લીધાં. ચામુંડરાજે પાટણ પાછા આવી વલ્લભને એ રાજચિહ્ન પાછાં લઈ આવવા અનુરોધ કર્યો.

સોલશર્માનો પુત્ર લલ્લ ચામુંડરાજનો પુરોહિત હતો. ચામુંડરાજે પાટણમાં ચંદનાથદેવનો તથા ચાચિણેશ્વરદેવનો પ્રાસાદ કરાવ્યો. એને ત્રણ પુત્ર હતા : વલ્લભરાજ, દુર્લભરાજ અને નાગરાજ. ચામુંડરાજે ઈ.સ. 997થી 1010 સુધી રાજ્ય કર્યું.

## વલ્લભરાજ[5]

વલ્લભરાજનો રાજ્યાભિષેક એના પિતાની હયાતી દરમ્યાન થયો હતો. માલવરાજે કરેલા ચામુંડરાજના અપમાનનો બદલો લેવા વલ્લભરાજે તરત જ માળવા પર ચડાઈ કરવા પ્રયાણ કર્યું, પરંતુ રસ્તામાં જ અસાધ્ય રોગ લાગુ પડતાં એ અધવચ મરણ પામ્યો.

વલ્લભરાજ 'રાજમદનશંકર' તરીકે પણ ઓળખાતો. એણે ઈ.સ. 1010માં માત્ર છ માસ જેટલું ટૂંકું રાજ્ય ભોગવ્યું.

## દુર્લભરાજ[6]

વલ્લભરાજનું ઓચિંતું અવસાન થતાં રાજપિતા ચામુંડરાજે પોતાના બીજા પુત્ર દુર્લભરાજનો રાજ્યાભિષેક કર્યો (ઈ.સ.1010). પછી રાજપિતાએ શુકલતીર્થમાં જઈ અનશનવ્રતથી દેહત્યાગ કર્યો.

તાજેતરમાં દુર્લભરાજના સમયનું એક દાનપત્ર પ્રકાશિત થયું છે. એમાં જણાવ્યું છે કે વિ.સં. 1067(ઈ.સ.1011)માં મહારાજધિરાજ દુર્લભરાજના સેવક તંત્રપાલ ક્ષેમરાજે ભિલ્લમાલ મંડલમાંનું એક ગામ ભિલ્લમાલના એક બ્રાહ્મણને દાનમાં દીધું હતું. આ પરથી રાજસ્થાનના ભિલ્લમાલ પ્રદેશ પર ચૌલુક્ય રાજ્યનું શાસન પ્રવર્તતું હોવાની પ્રતીતિ થાય છે. ભિલ્લમાલ મંડલ સત્યપુર મંડલ અને સારસ્વત મંડલની વચ્ચે આવેલું હતું. અગાઉ એ પ્રદેશ 'ગુર્જરદેશ' કહેવાતો.

વિ.સં. 1069(ઈ.સ. 1013)માં મહારાજાધિરાજ દુર્લભરાજના સામંત કૃષ્ણરાજે નાગક્કક મંડલમાંની ભૂમિનું દાન દીધું હતું. એ મંડલનું વડું મથક નાગક્કક એ ખેડા જિલ્લાનું નાયકા છે.

દુર્લભરાજે લાટ પર આક્રમણ કરી એ પ્રદેશ જીતી લીધો. મોહડવાસક

(મોડસા) મંડલ પર હજી માળવાના પરમાર વંશનું આધિપત્ય પ્રવર્તતું હતું.

નડુલ(મરુદેશ)ના ચાહમાન રાજા મહેન્દ્રની બહેન દુર્લભદેવીનું લગ્ન દુર્લભરાજ સાથે થયું; ને દુર્લભદેવીની નાની બહેનને દુર્લભરાજના નાના ભાઈ નાગરાજને પરણાવી.

લલ્લનો પુત્ર મુંજ અને એ પછી મુંજનો પુત્ર સોમેશ્વર 1લો દુર્લભરાજનો પુરોહિત હતો. દુર્લભરાજે પાટણમાં દુર્લભ-સરોવર કરાવ્યું તેમ જ કોશગૃહ, હસ્તિશાલા અને ઘટિકાગૃહ સહિત સાત મજલાનું ધવલગૃહ કરાવ્યું. વળી વલ્લભરાજના શ્રેય અર્થે 'મદનશંકર-પ્રાસાદ' કરાવ્યો.

દુર્લભરાજ અનેકાંતમત (જૈન દર્શન) પ્રતિ અનુરાગ ધરાવતો. એણે જૈન મંદિર પણ બંધાવ્યાં. એના સમયમાં પાટણમાં ચૈત્યવાસીઓનું વર્ચસ્ હતું, પરંતુ હવે સુવિહિતો(વસતિવાદીઓ)ને પણ ત્યાં સ્થાન પ્રાપ્ત થયું ને જિનેશ્વરસૂરિનો ખરતર-ગચ્છ સ્થપાયો.

દુર્લભરાજ અપુત્ર હતો, તેથી એના નાના ભાઈ નાગરાજના પુત્ર ભીમદેવનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો (ઈ.સ. 1022).

## ભીમદેવ 1લો[7]

એના રાજ્યાભિષેક પછી થોડા વખતમાં ગુજરાત પર ગઝના-(અફઘાનિસ્તાન)ના સુલતાન મહમૂદ ગઝનવીની ચડાઈ થઈ. એ સુલતાને ઈ.સ. 1000-1022 દરમ્યાન ઉત્તર ભારતનાં અનેક સ્થળો પર ચડાઈ કરી હતી. ઈ.સ. 1025માં એણે સૌરાષ્ટ્રમાં આવેલા સુપ્રસિદ્ધ સોમનાથ મંદિર પર ચડાઈ કરવા પ્રયાણ કર્યું. મુલતાન પહોંચી રણમાર્ગે અણહિલવાડ તરફ કૂચ કરી. ભીમદેવ નિષ્ફળ સામનો કરવાનું ટાળી ત્યાંથી પલાયન કરી ગયો. અણહિલવાડમાં પુરવઠો ઉમેરી મહમૂદે સોમનાથ તરફ કૂચ કરી. મોઢેરામાં 20 હજાર સૈનિકોએ મુસ્લિમ ફોજનો સામનો કર્યો, પણ આખરે એ નિષ્ફળ ગયા. ત્યાંથી મહમૂદે સૌરાષ્ટ્રમાં કૂચ કરી. દક્ષિણ સૌરાષ્ટ્રમાં ઊના પાસે આવેલા દેલવાડા પર હુમલો કરી બે દિવસમાં એ સોમનાથ પાટણ પહોંચ્યો (6ઠ્ઠી જાન્યુઆરી, ઈ.સ. 1026). બીજે દિવસે સોમનાથના દુર્ગ પર હલ્લો કર્યો. સોમનાથ મંદિરના પ્રવેશદ્વાર આગળ ભીષણ યુદ્ધ ખેલાયું ને લગભગ 50 હજાર સૈનિક મંદિરનું સંરક્ષણ કરતાં કરતાં ખપી ગયા. મંદિર ગઝનવી ફોજના કબજામાં આવ્યું. મંદિરને તોડીફોડી એમાંથી અઢળક સંપત્તિ લૂંટી લીધી.

પરંતુ મહમૂદ અહીં વંટોળિયાની જેમ આવ્યો હતો તેમ વંટોળિયાની જેમ

અહીંથી ચાલ્યો ગયો. ભીમદેવે થોડા વખતમાં સોમનાથનું નવું મંદિર બંધાવી દીધું. મોઢેરાનું સૂર્યમંદિર પણ આ અરસામાં નિર્માણ કે સંસ્કરણ પામ્યું.

આબુના પરમાર રાજા ધંધુકે સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો. ભીમદેવે ધંધુકને વશ કર્યો. વિમલ મંત્રીને આબુનો દંડનાયક નીમ્યો. વિમલે વિ.સં. 1088-(ઈ.સ.1032)માં આબુ ઉપર આદિનાથનું આરસનું મંદિર બંધાવ્યું. એ 'વિમલ-વસતિ' તરીકે ઓળખાય છે.

ગુજરાત અને માળવા વચ્ચેનો સંઘર્ષ ભીમદેવના સમયમાં ચાલુ રહ્યો. લાંબા કાલ લગી ભીમ અને ભોજ વચ્ચે મુત્સદીભર્યો શાંતિમય સંબંધ રહ્યો, પરંતુ આખરે એ સંબંધ સંઘર્ષમાં પરિણમ્યો, ત્યારે ચેદિના કલચુરિ રાજા કર્ણ અને માળવાના રાજા વચ્ચે સર્વોપરિ સત્તા માટે સ્પર્ધા ચાલતી હતી. ચેદિપતિ કર્ણે ધારાપતિ ભોજનો પરાભવ કર્યો ત્યારે ભીમદેવે કર્ણને થોડી મદદ કરી હતી ને અમાત્ય દામોદર-(ડામર)ને મોકલી કર્ણને વિજયમાં મળેલી સંપત્તિમાંના થોડા હિસ્સાથી સંતોષ માનવો પડ્યો.

ભીમદેવની સેનાએ નડ્ડુલના ચાહમાન રાજ્ય પર આક્રમણ કર્યું, પણ તે પૂરું સફળ નીવડ્યું નહિ.

આમ ભીમદેવે પોતાના રાજ્યના સંરક્ષણ તથા અભ્યુદય માટે ઘણો પુરુષાર્થ આદર્યો. સોમનાથનું નવું મંદિર, આબુ પરની વિમલવસતિ અને મોઢેરાનું સૂર્યમંદિર એ એના સમયનાં પ્રસિદ્ધ સ્થાપત્યકીય સ્મારકો છે. વળી ભીમદેવે રાજધાનીમાં નવો ત્રિપુરુષ પ્રાસાદ કરાવ્યો, ને શ્રીપત્તનમાં ભીમેશ્વરદેવનો અને ભટ્ટારિકા ભીરુઆણીનો પ્રાસાદ કરાવ્યો. રાણી ઉદયમતિએ ત્યાં સહસ્રલિંગ સરોવરથી ચડિયાતી શિલ્પસમૃદ્ધ મનોહર વાવ કરાવી. મંત્રી દામોદરે ત્યાં વિખ્યાત કૂવો કરાવ્યો.

મહારાજાધિરાજ ભીમદેવે અનેક ભૂમિદાન દીધાં હતાં. એને લગતાં છ તામ્રશાસન મળ્યાં છે, જે ઈ.સ. 1029થી 1063નાં છે. એમાંનાં ત્રણ દાન કચ્છમંડલમાંની ભૂમિનાં છે. એમાંનું એક દાન એક શૈવ આચાર્યને આપેલું છે, જ્યારે બીજાં બે દાન પ્રસન્નપુરથી આવેલા બ્રાહ્મણોને આપ્યાં છે. ત્રણ દાન સારસ્વત મંડલને લગતાં છે. એમાંનું એક દાન વર્દ્ધિવિષય(વઢિયાર)માં એક ઉદીચ્ય બ્રાહ્મણને, બીજું દાન પ્રસન્નપુરથી આવેલા એક બ્રાહ્મણને અને ત્રીજું દાન ધાણદા આહારમાં એક મોઢ બ્રાહ્મણને આપેલું છે.

ભીમદેવને ઉદયમતિ નામે રાણી હતી, જે સોરઠના ચૂડાસમા રાજા ખંગારની પુત્રી હતી. બકુલાદેવી નામે પણ્યાંગનાની રૂપસંપત્તિ તથા ગુણસંપત્તિથી પ્રભાવિત થઈ, એની શીલ-મર્યાદાની પ્રતીતિ થતાં ભીમદેવે એને પોતાના અંતઃપુરમાં સ્થાન

આપ્યું હતું. '-બઉલાદેવી'ને બદલે સરતચૂકથી 'ચઉલાદેવી' વંચાતાં, ગુજરાતી નવલકથાકારોએ એને 'ચૌલાદેવી' બનાવી દીધી !

ભીમદેવને મૂલરાજ નામે પુત્ર હતો, તે અકાળ અવસાન પામ્યો. એના શ્રેય અર્થે પાટણમાં ત્રિપુરુષપ્રાસાદ બંધાયો.

બકુલાદેવીને ક્ષેમરાજ નામે પુત્ર હતો ને ઉદયમતિને કર્ણ નામે પુત્ર હતો. ભીમદેવે લગભગ 43 વર્ષ (ઈ.સ. 1022થી 1064) રાજ્ય કર્યું.

## કર્ણદેવ 1લો[8]

ભીમદેવના પુત્રોમાં બકુલાદેવીનો પુત્ર ક્ષેમરાજ વયમાં મોટો હોઈ રાજવારસા માટે અગ્રિમ અધિકાર ધરાવતો, છતાં ભીમદેવનો ઉત્તરાધિકાર રાણી ઉદયમતિના પુત્ર કર્ણદેવને આપવામાં આવ્યો. ક્ષેમરાજ સરસ્વતી તટે આવેલ તીર્થમાં તપ કરવા ગયો ને એના પુત્ર દેવપ્રસાદને કર્ણદેવે એની સમીપમાં આવેલું દધિસ્થલી (સિદ્ધપુર પાસેનું દેથલી) ગામ આપી પિતાની સંભાળ નિમિત્તે ત્યાં જ રાખ્યો.

માળવામાં પરમાર રાજ્ય પર દખ્ખણના ચાલુક્યો, શાકંભરીના ચાહમાનો અને નાડોલના ચાહમાનોનો સારોનરસો પ્રભાવ પ્રવર્તતો હતો, તેમાં સોલંકી રાજા કર્ણદેવે પણ કેટલોક ભાગ ભજવ્યો, પરંતુ એમાં એ ફાવ્યો નહિ.

પરંતુ લાટની બાબતમાં કર્ણદેવને યશ મળ્યો. કર્ણદેવે લાટ પર આક્રમણ કરી ત્યાં સોલંકી રાજ્યની સત્તા પ્રસારી (ઈ.સ. 1073). વિ.સં. 1131(ઈ.સ. 1074)માં કર્ણદેવે નાગસારિકા (નવસારી) વિષયમાંનું એક ગામ પંડિત મહીધરને દાનમાં દીધાનું રાજશાસન ફરમાવ્યું. આમ કર્ણદેવે લાટદેશના નવસારી પ્રદેશ પર પોતાની સત્તા પ્રવર્તાવી, પરંતુ લાટના રાજપુત્ર ત્રિવિક્રમપાલના કાકા જગત્પાલે થોડા વખતમાં વિશ્વામિત્રીના તટે સોલંકી સૈન્યને હરાવી નાગસારિકા મંડલને મુક્ત કર્યું. રાજા ત્રિવિક્રમપાલે જગત્પાલના પુત્ર પદ્મદેવને નાગસારિકા મંડલમાં સામંતપદે સ્થાપ્યો ને શક વર્ષ 999(ઈ.સ. 1077)માં શુકલતીર્થ પાઠશાલાના નિર્વાહ અર્થે નંદિપુર વિષયમાંના એક ગામનું દાન દીધું. પરંતુ લાટમાં ચાલુક્ય બારપના વંશની સત્તા થોડા સમયમાં અસ્ત પામી. કર્ણદેવે લાટ પાછું કબજે કર્યું ને 'ત્રૈલોક્યમલ્લ' બિરુદ ધારણ કર્યું. આ ઘટના ઈ.સ. 1074 અને 1084ની વચ્ચેના ગાળામાં બની.

કાશ્મીરનો કવિ બિલ્હણ દખ્ખણ જતાં પહેલાં થોડો સમય ગુજરાતમાં રહ્યો હતો. એ દરમ્યાન એણે કર્ણદેવના પ્રણય અને પરિણય વિશે 'કર્ણસુન્દરી' નામે નાટિકા રચી. એમાં 'કર્ણસુંદરી'ના નામે રાણી મયણલ્લા ઉદ્દિષ્ટ છે. એ ગોવાના ચંદ્રપુર(ચંદોર)ના રાજા જયકેશીની કુંવરી હતી. મયણલ્લા કર્ણદેવની દર્શનીયતાથી

આકર્ષાઈ એને પરણવા ગુજરાત આવી, પરંતુ કર્ણદેવને એ કુરૂપ લાગતાં પસંદ પડી નહિ. છતાં માતાના આગ્રહથી કર્ણદેવે તેને આખરે પત્ની તરીકે સ્વીકારી ને એનાથી એને જયસિંહ નામે પુત્ર પણ થયો.

વિ.સં. 1140(ઈ.સ. 1084)માં ત્રૈલોક્યમલ્લ કર્ણદેવે ગંભૂતા (ગાંભુ) વિભાગમાં તીર્થંકર સુમતિનાથની વસતિને ભૂમિદાન દીધું. વિ.સં. 1148(ઈ.સ. 1092)માં એણે આનંદપુર (વડનગર) વિભાગમાંની અમુક ભૂમિ સુનક ગામની વાવના નિભાવ માટે દાનમાં આપી.

કર્ણદેવ પરમ માહેશ્વર હતો. એણે આશાપલ્લીના આશા ભિલ્લ ઉપર આક્રમણ કરી એને હરાવ્યો ને ત્યાં (એની સમીપમાં દક્ષિણે) કર્ણાવતી નામે નગરી વસાવી. ત્યાં કર્ણદેવે કોચરબા દેવીનો પ્રાસાદ, જયંતી દેવીનું દેવાલય અને કર્ણસાગર તળાવ કરાવ્યું. આગળ જતાં બંને નગરી એકાકાર બની ગઈ. આ ઘટના એના રાજ્યકાલના અંતિમ ભાગમાં બની લાગે છે.

આ અગાઉ કર્ણદેવે પાટણમાં કર્ણમેરુપ્રાસાદ કરાવ્યો હતો. કર્ણદેવે ઈ.સ. 1064થી 1094 સુધી અર્થાત્ 30 વર્ષ રાજ્ય કર્યું.

## સિદ્ધરાજ જયસિંહ[9]

સિદ્ધરાજ જયસિંહ એ સોલંકી વંશનો સહુથી પ્રતાપી અને સહુથી લોકપ્રિય રાજવી છે. કર્ણદેવ-મયણલ્લદેવીનો એ પુત્ર જયસિંહ ઈ.સ. 1094માં ગાદીએ આવ્યો. દેવપ્રસાદે અણહિલવાડ આવી, પોતાનો પુત્ર ત્રિભુવનપાલ જયસિંહદેવને સોંપી, કર્ણદેવની પાછળ ચિતાપ્રવેશ કર્યો.

જયસિંહના રાજ્યકાલના આરંભમાં કર્ણદેવનો મામો મદનપાલ ફાવે તેમ વર્તતો હતો, તેને મંત્રી સાંતૂએ મુત્સદ્દીગીરીથી મારી નંખાવ્યો.

જયસિંહદેવનું પહેલું યશસ્વી પરાક્રમ હતું સોરઠવિજયનું. સોરઠના ચૂડાસમા વંશની રાજધાની હવે જૂનાગઢમાં હતી. જયસિંહ માળવા ગયો ત્યારે જૂનાગઢના રા' ખેંગારે પાટણ જઈ ત્યાંનો પૂર્વ દરવાજો તોડી પાડ્યો. વળી રાણકદેવી નામે એક સુંદર કન્યા, જેનું વેવિશાળ જયસિંહદેવ સાથે થયું હતું તેને ઉપાડી જઈ રા' ખેંગાર એને પરણી ગયો. આથી જયસિંહદેવે માળવાથી પાછા ફરી સોરઠ પર આક્રમણ કર્યું. સોલંકી સૈન્યે જૂનાગઢ જઈ ત્યાંના ઉપરકોટને ઘેરો ઘાલ્યો. લાંબા વખત લગી કોટ કબજે થયો નહિ, ત્યારે રા' ખેંગારના ભાણેજ દેશળ અને વીશળને ફોડીને સોલંકી સૈન્યે ઉપરકોટમાં પ્રવેશ કર્યો. રા' ખેંગાર યુદ્ધમાં મરાયો. રાણકદેવીને જયસિંહદેવે કેદ કરી પોતાની સાથે લીધી, પરંતુ એ માર્ગમાં વઢવાણ

પાસે સતી થઈ. જયસિંહદેવે સોરઠ જીતીને ત્યાં દંડનાયક તરીકે સજ્જન મંત્રીની નિમણૂક કરી. જયસિંહદેવે સોરઠ-વિજય માટે વિ.સં. 1166(ઈ.સ. 1110)માં વિજય-પ્રસ્થાન કરી 'ત્રૈલોક્યગંડ' બિરુદ ધારણ કર્યું ને વિ.સં. 1170(ઈ.સ. 1114)માં વિજય પ્રાપ્ત કરી 'સિદ્ધચક્રવર્તી' બિરુદ ધારણ કર્યું. આગળ જતાં આ બિરુદ 'સિદ્ધરાજ' તરીકે પ્રચલિત થયું. જયસિંહદેવે સોરઠ જીત્યા બાદ સોમનાથની યાત્રા કરી; રાજમાતા મયણલ્લદેવીએ સોમનાથનો યાત્રા વેરો કાઢી નંખાવ્યો. વળી એ વર્ષથી સિંહ સંવત નામે નવો સંવત શરૂ કર્યો.

સિદ્ધરાજ જયસિંહનું બીજું યશસ્વી પરાક્રમ છે માળવા પરનો વિજય. સિદ્ધરાજ સોમનાથની યાત્રાએ ગયો ત્યારે માળવાના રાજા નરવર્માએ ગુજરાત પર ચડાઈ કરી, પણ સાંતૂ મંત્રીએ એને રીઝવીને પાછો વાળ્યો. સિદ્ધરાજે પાટણ આવી માળવા પર ચડાઈ કરી ને ધારા નગરીનો દુર્ગ લાંબા સમયે કબજે કર્યો. નરવર્માના ઉત્તરાધિકારી યશોવર્માને કેદ કરી વિજય વરી એ પાટણ પાછો ફર્યો. સિદ્ધરાજનો માલવવિજય વિ.સં. 1192(ઈ.સ. 1135-36)માં બન્યો લાગે છે. સિદ્ધરાજ જયસિંહ હવે 'અવંતીનાથ'તરીકે ખ્યાતિ પામ્યો. સિદ્ધરાજે માળવાને સોલંકી રાજ્યમાં ભેળવી દઈ ત્યાં પોતાનો દંડનાયક નીમ્યો. મેવાડ તેમ જ વાગડ (વાંસવાડા-ડુંગરપુર) પણ હવે સોલંકી રાજ્યમાં સમાઈ ગયાં. સિદ્ધરાજ પોતાની વિજયયાત્રામાં ભોજ રાજાનો પ્રસિદ્ધ ગ્રંથભંડાર પાટણ લાવ્યો. એમાંના 'ભોજવ્યાકરણ' પરથી અને સિદ્ધરાજના સક્રિય પ્રોત્સાહનથી હેમચંદ્રાચાર્યને 'સિદ્ધહેમ-શબ્દાનુશાસન' નામે નવું વ્યાકરણ લખવાની પ્રેરણા મળી.

સિદ્ધરાજ જયસિંહની રાજકીય કારકિર્દીમાં ચોથું યશસ્વી બિરુદ ઉમેરાયું 'બર્બરકજિષ્ણુ'. બર્બરકને અલૌકિક સિદ્ધિઓ ધરાવતો રાક્ષસ નિરૂપવામાં આવ્યો છે, પરંતુ વસ્તુતઃ એ બર્બરક (બાબરિયા) નામે જનજાતિનો જોરાવર સરદાર હોવો જોઈએ. સરસ્વતી તીરે આવેલા શ્રીસ્થલ (સિદ્ધપુર) તીર્થના ઋષિઓને એ રંજાડતો હતો. જયસિંહદેવે એના પર આક્રમણ કરી એને હરાવી વશ કર્યો ને બર્બરકની પત્ની પિંગલાની વિનવણીથી પછી એને મુક્ત કર્યો. બર્બરકે જયસિંહદેવને કીમતી રત્નો ભેટ આપી એની સેવામાં રહેવાનું સ્વીકાર્યું. અજેય ગણાતા બર્બરક પરના અલૌકિક વિજયે જયસિંહદેવની યશસ્વી કારકિર્દીમાં ઉમેરો કર્યો. લોકકથામાં એ 'બાબરાભૂત' હરાવનાર સિદ્ધરાજ તરીકે ખ્યાતિ પામ્યો. સિદ્ધરાજનું આ પરાક્રમ માલવ-વિજય (ઈ.સ. 1136) પછી એકાદ વર્ષમાં થયું લાગે છે.

હેમચંદ્ર જેવા સમકાલીન લેખકોએ તથા મેરુતુંગ જેવા ઉત્તરકાલીન લેખકોએ આ વૃત્તાંતોનું નિરૂપણ આડાઅવળા ક્રમે અને વિગતભેદથી કર્યું છે, પરંતુ

અભિલેખોમાં તથા હસ્તલિખિત ગ્રંથોની પુષ્પિકાઓમાં અપાયેલાં મહાબિરુદોના આધારે જયસિંહનાં પરાક્રમોનો આ ક્રમ નિશ્ચિત કરાયો છે.

શાકંભરી(સાંભર)ના ચાહમાન રાજા અજયરાજે પોતાની સત્તા આસપાસ વિસ્તારવા પ્રયત્ન કર્યો, પરંતુ એના પુત્ર અર્ણોરાજને સિદ્ધરાજ જયસિંહના પ્રાબલ્ય આગળ નમતું જોખવું પડ્યું. સિદ્ધરાજે પોતાની પુત્રી કાંચનદેવી અર્ણોરાજને પરણાવી ને કાંચનદેવીના પુત્ર સોમેશ્વરને પોતાની પાસે રાખી મોટો કર્યો.

મહોબક(બુંદેલખંડ)ના ચંદેલ રાજા મદનવર્માના વિપુલ વૈભવની વાતથી અંજાઈ સિદ્ધરાજે મહોબક પર ચડાઈ કરી, પણ મદનવર્માએ એને 96 કરોડ સુવર્ણમુદ્રા આપી પાછો કાઢ્યો.

ત્રિપુરી(ડાહલ)ના રાજા કર્ણે પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો હતો, પરંતુ એના પુત્ર યશઃકર્ણને સિદ્ધરાજનું આધિપત્ય સ્વીકારવાની ફરજ પડી.

ભિલ્લમાલના પરમાર રાજા સોમેશ્વરને સિદ્ધરાજે એનું રાજ્ય પાછું અપાવ્યું.

જયસિંહદેવે પરમર્દી નામે રાજાના ગર્વનું મર્દન કર્યું. એ પરમર્દી નામે કોઈ સામંત કે મંડલેશ્વર હોવો જોઈએ.

સિદ્ધરાજ જયસિંહે આમ સોલંકી રાજ્યને એક વિશાળ અને પ્રબળ મહારાજ્યમાં વિકસાવ્યું. તળ-ગુજરાતમાં એનું શાસન લાટદેશ પર પ્રવર્તતું. સૌરાષ્ટ્ર પર હવે સિદ્ધરાજનું શાસન પ્રવર્તતું એને ગાળા(જિ. સુરેન્દ્રનગર)ના તથા ગિરનાર પરના શિલાલેખ પરથી સબળ સમર્થન મળે છે. ભદ્રેશ્વરના વિ.સં. 1195 (ઈ.સ.1139)ના શિલાલેખ પરથી કચ્છમાં સિદ્ધરાજનું શાસન પ્રવર્તતું હોવાની પ્રતીતિ થાય છે. પૂર્વમાં એની સત્તા છેક માળવા સુધી પ્રસરી હતી. ઉજ્જન અને દાહોદના શિલાલેખો પરથી એનો સબળ પુરાવો સાંપડે છે. તલવાડા તથા ઉદયપુરના અભિલેખ પણ આ બાબતનો પુરાવો પૂરો પાડે છે. માળવાને લઈને વાગડ અને મેવાડ પણ સોલંકી રાજ્યની અંતર્ગત ગણાય. ઉત્તરે રાજસ્થાનના કેટલાક ભાગમાં પણ જયસિંહદેવની આણ પ્રવર્તતી. કિરાડુ વિભાગમાં રાજ્ય કરતો સોમેશ્વર સિદ્ધરાજની કૃપાનો નિર્દેશ કરતો. ભીનમાલ, કિરાડુ અને બાલીના શિલાલેખો પરથી દક્ષિણ રાજસ્થાનમાં સિદ્ધરાજની સત્તા પ્રવર્તતી હોવાની પ્રતીતિ થાય છે. સાંભરના શિલાલેખ પરથી શાકંભરી પણ થોડો વખત સિદ્ધરાજની સત્તા નીચે હોવાનું નિશ્ચિત થાય છે. આમ સિદ્ધરાજ જયસિંહના સમયમાં સોલંકી

રાજ્યની સત્તા સમસ્ત ગુજરાત ઉપરાંત માળવા, મેવાડ અને મારવાડ પર અને કેટલેક અંશે છેક સાંભર (અજમેર) સુધી પ્રવર્તી.

સિદ્ધરાજે ધર્મ, વિદ્યા અને કલાના સાંસ્કૃતિક ક્ષેત્રે પણ ગણનાપાત્ર પ્રદાન કર્યું.

એ પરમ માહેશ્વર હતો. એણે સૌરાષ્ટ્ર જીતી પગપાળા સોમનાથની યાત્રા કરી ને માતા મયણલ્લદેવીના આગ્રહથી સોમનાથનો યાત્રાવેરો રદ કર્યો. સરસ્વતીના તીરે આવેલા રુદ્રમહાલયને સિદ્ધરાજે મહાપ્રાસાદનું પૂર્ણ સ્વરૂપ આપ્યું. શ્રીસ્થલ હવે સિદ્ધરાજના નામ પરથી સિદ્ધપુર તરીકે ઓળખાયું. પાટનગર અણહિલવાડ પાટણમાં સિદ્ધરાજે સુકાઈ ગયેલા જૂના જળાશયના સ્થાને મોટું ભવ્ય જળાશય કરાવ્યું ને એના કાંઠે 1008 શિવાલય બંધાવ્યાં. આથી અગાઉનું દુર્લભ સરોવર હવે સહસ્રલિંગ સરોવર તરીકે ખ્યાતિ પામ્યું. સહસ્રલિંગના તીરે સિદ્ધરાજે સત્રશાળાઓ તથા દાનશાળાઓ બંધાવી. ગુજરાતમાં એણે ઠેકઠેકાણે દેવાલય અને જળાશય બંધાવ્યાં. આથી ગુજરાતનાં અનેક પ્રાચીન દેવાલયો તથા જળાશયોનું કર્તૃત્વ સિદ્ધરાજને આરોપવામાં આવે છે. મહાલય (રુદ્રમહાલય), મહાયાત્રા (સોમનાથની પદયાત્રા), મહાસર (સહસ્રલિંગ સરોવર) અને મહાસ્થાન (દાનશાલા ?) એ સિદ્ધરાજનાં અનુપમ સુકૃત ગણાય છે. સિદ્ધરાજે બ્રાહ્મણોને સિદ્ધપુર વગેરે ગામોનું દાન દીધું.

વિ.સં. 1156(ઈ.સ. 1100)માં મહારાજાધિરાજ જયસિંહદેવે ગંભૂતા (ગાંભુ)-144 વિભાગમાંની ભૂમિ લાડોલમાં આવેલ જૈન વસતિને દાનમાં દીધી. માલવ-વિજય પછી એણે હેમચંદ્રાચાર્યને નવું શબ્દાનુશાસન તૈયાર કરવા પ્રેરણા આપી, એ અંગે જરૂરી સાધનસામગ્રી મંગાવી આપી ને એ ગ્રંથ તૈયાર થયે એનું બહુમાન કર્યું. એ પ્રજ્ઞાચક્ષુ કવિ શ્રીપાલને પોતાનો બંધુ માનતો. રામચંદ્ર, જયમંગલ, યશશ્ચંદ્ર, વર્ધમાનસૂરિ, સાગરચંદ્ર જેવા અન્ય અનેક વિદ્વાનો તથા કવિઓને પ્રોત્સાહન આપ્યું. પાઠશાળાઓમાં ઇનામો વગેરેની વ્યવસ્થા કરી. એણે વિદ્યોપાર્જનને ઉત્તેજન આપ્યું. વિ.સં. 1181(ઈ.સ. 1125)માં સિદ્ધરાજની રાજસભામાં શ્વેતાંબર દેવસૂરિ અને દિગંબર સૂરિ કુમુદચંદ્ર વચ્ચે વાદવિવાદ થયો ને એમાં શ્વેતાંબર મતનો વિજય થયો. સિદ્ધરાજ જૈન સૂરિઓને ઘણું માન આપતો. હેમચંદ્રાચાર્યના ઉપદેશથી એણે આખા રાજ્યમાં પર્વદિનોમાં અમારિ (પશુવધનિષેધ) ફરમાવી. એણે સિદ્ધપુરમાં મહાવીરનું દેરાસર બંધાવ્યું. સોમનાથની યાત્રા સમયે ગિરનાર જઈ નેમિનાથનાંય દર્શન કર્યાં.

ખંભાતમાં અગ્નિપૂજકોએ મુસલમાનોની મસ્જિદ બળાવી એવી ફરિયાદ થતાં સિદ્ધરાજે ગુપ્ત રીતે જાતે તપાસ કરીને એની ખાતરી થતાં અપરાધીઓને દંડ કર્યો.

ધર્મ તથા વિદ્યાકલાને પ્રોત્સાહન આપનાર આ ઉદાર રાજવી જનસમાજમાં ઉજ્જનના પરદુઃખભંજન વિક્રમાદિત્ય જેવો લોકપ્રિય થયો ને લોકોમાં એના પરમાર્થ માટે તથા એની અજબ સિદ્ધિઓ માટે તરેહતરેહની વાતો પ્રચલિત થઈ. પાટણમાં સહસ્રલિંગ સરોવર માટે ખોદકામ કરાતું હતું ત્યારે આ રાજા જસમા નામે એક રૂપાળી ઓડણ પર મોહિત થયો, પણ જસમા રાજાને વશ ન થતાં એને શાપ દઈ મરી ગઈ એવી લોકકથા ઘણી લોકપ્રિય હોવા છતાં, એમાં પ્રચલિત લોકકથાને લોકપ્રિય પાત્ર સાથે સાંકળવાની મનોવૃત્તિ જ નજરે પડે છે.

સિદ્ધરાજ આમ અનેક રીતે સુખી અને લોકપ્રિય હતો, પરંતુ એને પુત્રની ખોટ હતી. એણે અનેક દેવોની આરાધના કરી, પરંતુ એ છેવટ સુધી અપુત્ર રહ્યો. સિદ્ધરાજ જયસિંહ 49 વર્ષનું રાજ્ય ભોગવી ઈ.સ. 1142માં મૃત્યુ પામ્યો.

## કુમારપાલ[10]

પોતે અપુત્ર હોવાથી રાજગાદીનો વારસો ત્રિભુવનપાલના પુત્ર કુમારપાલને મળશે એ સ્થિતિ સિદ્ધરાજને ખૂંચતી હતી, સ્પષ્ટતઃ બકુલાદેવીના હીનકુલને લઈને. આથી કુમારપાલને સતત ભયમાં રહી સલામતી માટે વરસો સુધી ભટકતા રહેવું પડેલું. સિદ્ધરાજના મૃત્યુ સમયે કુમારપાલ માળવામાં હતો. સિદ્ધરાજના મૃત્યુની ખબર પડતાં એ ત્યાંથી તરત અણહિલવાડ આવી પહોંચ્યો ને બનેવી કૃષ્ણદેવના સૈન્યની મદદથી ગાદી પર બેઠો. કુમારપાલ ત્યારે 50 વર્ષની પ્રૌઢ વયનો હતો. એને આચાર્ય હેમચંદ્ર તથા મંત્રી ઉદયનનો સહારો હતો. કુમારપાલનો રાજ્યાભિષેક ઈ.સ. 1142માં થયો.

કુમારપાલે મંત્રી ઉદયનના પુત્ર વાગ્ભટને મહામાત્ય નીમ્યો. એણે પોતાની વિરુદ્ધ કાવતરું કરનારાઓને મારી નંખાવ્યા. બનેવી કૃષ્ણદેવ હવે ફાવે તેમ વર્તતા હતા, તેમને પણ ખો ભુલાવી.

શાકંભરીના ચાહમાન રાજા અર્ણોરાજનો પરાજય એ કુમારપાલનું સુપ્રસિદ્ધ પરાક્રમ છે. કુમારપાલના રાજ્યારોહણ પછી થોડા વખતમાં અર્ણોરાજે એના રાજ્ય પર ચડાઈ કરવા તૈયારી કરી. કુમારપાલે આબુના સામંત વિક્રમસિંહને સાથે લઈ અજમેર પર ચડાઈ કરી ને અર્ણોરાજને હરાવ્યો. અર્ણોરાજે પોતાની પુત્રી જલ્હણા કુમારપાલને પરણાવી એની સાથે મૈત્રી સાધી લીધી. અર્ણોરાજને કુમારપાલે એ પહેલાં પણ હરાવેલો, ઈ.સ. 1145ની પહેલાં. એ ચડાઈના અંતે કુમારપાલે પોતાની બહેન દેવલદેવી અર્ણોરાજ વેરે પરણાવી હતી. અજમેર પરની બીજી ચડાઈ એ પછી ઈ.સ. 1150માં થઈ લાગે છે.

અર્ણોરાજની ચડાઈ માટેની હિલચાલ સમયે રાજા બલ્લાલે (પ્રાયઃ માળવાની પડોશના કોઈ પ્રદેશનો રાજા) ગુજરાત પર ચડી આવવા હિલચાલ કરી. ત્યારે કુમારપાલે નાંદીપુરના સૈન્યને બલ્લાલ સામે મોકલી એને ખાળી રાખ્યો ને શાકંભરી પર વિજય થતાં કુમારપાલના પાંચ સામંતોએ મળીને બલ્લાલનો યુદ્ધમાં વધ કર્યો. ત્યારે માળવાનો ભીલસા પ્રદેશ કુમારપાલની સત્તા નીચે હતો.

શાકંભરી-અજમેરના ચાહમાન રાજા વીસલદેવે સોલંકી રાજ્યનું આધિપત્ય ફગાવી દઈ પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો. એનો પુત્ર સોમેશ્વર, જે સિદ્ધરાજનો દૌહિત્ર અને કુમારપાલનો વફાદાર સામંત હતો, તે શાકંભરીનો રાજા થતાં ચાહમાનો અને સોલંકીઓ વચ્ચેના સંબંધ સુધર્યા.

સોલંકી રાજ્યની દક્ષિણ સીમા હવે કોંકણ સુધી પ્રસરેલી હોઈ એને ઉત્તર કોંકણના શિલાહાર રાજ્ય સાથે સંઘર્ષ થયો. શરૂઆતમાં સોલંકી સૈન્યનો પરાજય થયો, પરંતુ આખરે શિલાહાર રાજા મલ્લિકાર્જુન હાથી પરથી પડી જતાં સોલંકી સૈનિકોએ એનું શિર છેદી નાખ્યું. આ આક્રમણની આગેવાની મંત્રી આંબડે લીધી હતી.

કેટલાક જૈન કવિઓએ કુમારપાલનો દિગ્વિજય વર્ણવ્યો છે, પરંતુ એમાં અનેક રાજ્યોનો સમાવેશ કેવળ કવિકલ્પના લાગે છે. પરંતુ સમકાલીન અભિલેખો પરથી કુમારપાલના શાસનપ્રદેશ વિશે સબળ પુરાવા સાંપડે છે. સૌરાષ્ટ્રના શિલાલેખોમાં સં. 1201માં મહામાત્ય મહાદેવનો, સં. 1202માં માંગરોળ પાસે ગૂહિલ રાજા મૂલુકનો અને વલભી સંવત 850(વિ.સં. 1225)માં સોમનાથ મંદિરના જીર્ણોદ્ધારનો ઉલ્લેખ આવે છે એ પરથી સૌરાષ્ટ્રમાં કુમારપાલનું શાસન પ્રવર્તતું હોવાની પ્રતીતિ થાય છે.

સં. 1202માં ગોદ્રહક(ગોધરા)માં મહામંડલેશ્વરનો વહીવટ હતો. આબુ પ્રદેશમાં યશોધવલ કુમારપાલનું આધિપત્ય અંગીકાર કરતો. સં. 1207માં કુમારપાલે ચિત્રકૂટ(ચિત્તોડ)ના એક શિવાલયને ગામનું દાન દીધું. સં. 1209માં આલણદેવ કિરાડુમાં કુમારપાલદેવના આધિપત્ય નીચે રાજ્ય કરતો. સં. 1209-16માં મારવાડની પલ્લિકા(પાલી)માં પણ કુમારપાલનું આધિપત્ય પ્રવર્તતું. સં. 1220-22માં માળવાના ઉદેપુરમાં કુમારપાલનું શાસન હતું. સં. 1213માં નાડોલમાં કુમારપાલની આણ પ્રવર્તતી. સં. 1218માં કિરાડુમાં કુમારપાલના સામંત તરીકે પરમાર રાજા સોમેશ્વર રાજ્ય કરતો. આ પરથી કુમારપાલ સૌરાષ્ટ્ર, ગોધરા, આબુ, મેવાડ, મારવાડ, ઉદેપુર (માળવા) વગેરે પ્રદેશો પર શાસન કે આધિપત્ય ધરાવતો એટલું નિશ્ચિત થાય છે. ઉત્તરે સાંભર-અજમેરના

ચાહમાન રાજ્ય પર તથા દક્ષિણે ઉત્તર કોંકણના શિલાહાર રાજ્ય પર પણ એનો પ્રતાપ પ્રસર્યો હતો.

વિ. સં. 1208માં કુમારપાલે આનંદપુર(વડનગર)ને ફરતો વપ્ર (કોટ) બંધાવ્યો. એના શિલાલેખમાં મૂલરાજથી માંડીને કુમારપાલ સુધીના રાજાઓની તથા આનંદપુરના ધર્મિષ્ઠ બ્રાહ્મણોની સુંદર પ્રશસ્તિ આપી છે.

કુલધર્મ અનુસાર કુમારપાલ શિવનો ઉપાસક હતો. એના અનેક અભિલેખોમાં એને 'ઉમાપતિવરલબ્ધપ્રસાદ' કહ્યો છે. 65 વર્ષની વયે એ સાંગ્રામિક વિજયોની લાલસા તજી ધાર્મિક અભ્યુદયના માર્ગે વળ્યો. હેમચંદ્રાચાર્યના સત્સંગ દ્વારા જૈન ધર્મમાં એનો અનુરાગ વધતો ગયો. આખરે સં. 1216(ઈ.સ. 1160)માં એણે જૈનધર્મ અંગીકાર કર્યો. હવે એણે માંસ, મદ્ય, દ્યૂત, પરદારા ઇત્યાદિના ત્યાગનાં વ્રત લીધાં, રાજ્યમાં અમારિ ઘોષણા કરી. હવે એને કેટલીક વાર 'ઉમાપતિ-લબ્ધવરપ્રૌઢપ્રતાપ' અને કેટલીક વાર 'પરમ આર્હત' કે 'પરમ શ્રાવક' કહ્યો છે. વળી વ.સં. 850(વિ.સં. 1225)માં કુમારપાલે સોમનાથ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. અણહિલ્લપુરમાં કુમારપાલેશ્વર નામે શિવનું મંદિર બંધાવ્યું. આ સર્વ ઉલ્લેખો પરથી કુમારપાલે કુલપરંપરાગત શૈવ ધર્મ ચાલુ રાખીને જૈનધર્મ અંગીકાર કર્યો હોવાનું ફલિત થાય છે.

વળી કુમારપાલે અણહિલવાડ, દેવપત્તન (પ્રભાસ), જાલોર વગેરે સ્થળોએ જિનાલય બંધાવ્યાં. શત્રુંજય તથા ગિરનાર જેવાં જૈન તીર્થોમાં કુમારપાલ-વિહાર બંધાવ્યા. ગુજરાતનાં ઘણાં પ્રાચીન દેરાસર રાજા કુમારપાલ કે મંત્રી વસ્તુપાલ-તેજપાલે કરાવ્યાં હોવાનું માની લેવાય છે. વિદ્યમાન દેરાસરોમાં તારંગા પરનું અજિતનાથ મંદિર કુમારપાલના સમયનું છે. બૌદ્ધ ધર્મના અભ્યુદયમાં જે સ્થાન મૌર્ય રાજા અશોકનું છે તે સ્થાન ગુજરાતમાં જૈન ધર્મના પ્રભાવક તરીકે સોલંકી રાજા કુમારપાલ ધરાવે છે.

જેમ સિદ્ધરાજે સોમનાથનો યાત્રા વેરો રદ કર્યો, તેમ કુમારપાલે અપુત્રિકાધન અર્થાત્ અપુત્ર વિધવાનું ધન જપ્ત કરી લેવાનો ક્રૂર રિવાજ તજી રાજ્યની મોટી આવક જતી કરી. એ રિવાજને લીધે વિધવાની દુર્દશા થતી હોઈ અપુત્રિકાધનને 'રુદતી-વિત્ત' (રડતીનું ધન) કહેતા.

ઈ.સ. 1173માં હેમચંદ્રાચાર્ય કાલધર્મ પામ્યા. એ પછી છ મહિને રાજા કુમારપાલ મૃત્યુ પામ્યો. સિદ્ધરાજની જેમ કુમારપાલ પણ અપુત્ર હતો. કુમારપાલના રાજ્યારોહણથી રાજવારસો ઉદયમતિના વંશમાંથી પાછો બકુલાદેવીના વંશમાં સ્થાનાંતર પામ્યો હતો.

આ નોંધપાત્ર મુદ્દો તેઓની વંશાવલી પરથી સ્પષ્ટ થશે.




## અજયપાલ[11]

કુમારપાલ અપુત્ર હોઈ એના મૃત્યુ પછી એના નાના ભાઈ મહીપાલનો પુત્ર અજયપાલ ગાદીએ આવ્યો (ઈ.સ. 1172). કુમારપાલ પોતાના દૌહિત્રને ગાદી આપવા માગતો હતો ને એથી અજયપાલે કુમારપાલને વિષ આપેલું, રાજા થયા પછી અજયપાલે પૂર્વજોના પ્રાસાદોનો નાશ કર્યો, કપર્દી મંત્રી, કવિ રામચંદ્ર અને આમ્રભટને મારી નંખાવ્યા એવી વાતો એને વિશે સાંપ્રદાયિક દૃષ્ટિએ પાછળથી ઊપજી લાગે છે.

અજયપાલ માળવાના ભીલસા પ્રદેશ પર સત્તા ધરાવતો હતો. મંડલેશ્વર વયજલદેવ નર્મદાતટ મંડલનો વહીવટ કરતો. અજયપાલને લગતા બે શિલાલેખ વિ.સં. 1229 અને 1231ના મળ્યા છે. એના સમયનું એક તામ્રશાસન વિ.સં. 1231નું છે.

અજયપાલના ઉત્તરાધિકારીઓના અભિલેખોમાં અજયપાલે શાકંભરીના રાજાને કર આપતો કર્યાનો ઉલ્લેખ આવે છે. અજયપાલે ત્યાંના રાજા સોમેશ્વરને વશ કરી એની પાસેથી કર લીધો લાગે છે. મેવાડના ગૂહિલ રાજા સામંતસિંહ સાથે સંઘર્ષ થતાં અજયપાલે એની સાથે યુદ્ધ કર્યું. યુદ્ધમાં સામંતસિંહ ઘવાયો.

અજયપાલને બે પત્ની હતી - નાઇકિદેવી અને કર્પૂરદેવી. વળી બે પુત્ર હતા : મૂલરાજ અને ભીમદેવ. અજયપાલે ઈ.સ. 1176 સુધી અર્થાત્ ત્રણેક વર્ષ જ રાજ્ય કર્યું.

## મૂલરાજ 2જો[12]

અજયપાલ પછી એનો મોટો પુત્ર મૂલરાજ 2જો ગાદીએ આવ્યો. ત્યારે એ નાની વયનો હોઈ 'બાલ મૂલરાજ' કહેવાતો. વિ. સં. 1232(ઈ.સ. 1176)માં મૂલરાજે રાજમાતા કર્પૂરદેવીની ઉત્તરક્રિયા દરમ્યાન એની શય્યાનું દાન લેનાર નાગર બ્રાહ્મણ પ્રભાકરને ભૂમિદાન દીધું.

મૂલરાજના ઉત્તરાધિકારીઓનાં ઘણાં દાનપત્રોમાં મૂલરાજે ગર્જનકના દુર્જય અધિરાજને યુદ્ધમાં પરાભૂત કર્યાનો ઉલ્લેખ આવે છે. માતા નાઇકિદેવીએ પુત્ર બાલ મૂલરાજને સાથે રાખી આબુની તળેટીમાં મુસ્લિમો સાથે સંગ્રામ કરી તેઓ પર વિજય મેળવ્યો. ગુજરાત પર આ ચડાઈ ઘૂરના સુલતાન ગિયાસુદ્દીન મુહમ્મદે નીમેલા ગઝનીના સૂબા શિહાબુદ્દીન મુહમ્મદે કરી હતી. બાલ મૂલરાજનું આ યશસ્વી પરાક્રમ હતું.

માળવાના રાજા યશોવર્માના પૌત્ર વિંધ્યવર્માએ સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો. મહામાત્ય કુમારે એની સામે આક્રમણ કરી એનો પરાભવ કર્યો. આ અરસામાં વળી ગુજરાતમાં ભારે દુકાળ પડ્યો. પુરોહિત કુમારે રાજા પાસે મહેસૂલ માફ કરાવ્યું.

ગર્જનક(ગઝના)ની મુસ્લિમ ફોજને પાછી હઠાવ્યા પછી મૂલરાજ થોડા જ સમયમાં અકાળ અવસાન પામ્યો. બાલ મૂલરાજે માત્ર બે વર્ષ (ઈ.સ. 1276-1278) જ રાજ્ય ભોગવ્યું.

## ભીમદેવ 2જો[13]

મૂલરાજ 2જા પછી એનો નાનો ભાઈ ભીમદેવ 2જો ગાદીએ આવ્યો.

રાજ્યારોહણ સમયે એ પણ નાની વયનો હતો. એ ઈ.સ. 1178માં ગાદીએ આવ્યો ને એણે ઈ.સ. 1242 સુધી અર્થાત્ 64 વર્ષ રાજ્ય કર્યું.

એના દીર્ઘ રાજ્યકાલના અનેક અભિલેખ મળ્યા છે. વિ.સં. 1235 (ઈ.સ. 1178)નો શિલાલેખ કિરાટકૂપ(કિરાડુ)માં ભીમદેવનું આધિપત્ય દર્શાવે છે. આ લેખમાં ત્યાંના મહારાજપુત્ર મદન બ્રહ્મદેવના સમયમાં તુરુષ્કોએ ભાગેલી મૂર્તિની જગ્યાએ નવી મૂર્તિની પ્રતિષ્ઠા કર્યાનો ઉલ્લેખ આવે છે.

તામ્રપત્રો પર કોતરેલાં એનાં દાનશાસન સં. 1242થી 1296(ઈ.સ. 1186થી 1240)નાં છે. એમાં મુખ્યત્વે સારસ્વત મંડલના જુદા જુદા પથકોનો ઉલ્લેખ આવે છે. એમાં ભીમદેવ માટે 'પરમભટ્ટારક-મહારાજાધિરાજ-પરમેશ્વર' એ ત્રણ મહાબિરુદો ઉપરાંત શરૂઆતમાં 'અભિનવ-સિદ્ધરાજ' અને આગળ જતાં વળી 'સપ્તમ-ચક્રવર્તી' બિરુદ ઉમેરાય છે. ક્યારેક એને માટે 'બાલનારાયણાવતાર' બિરુદ પણ પ્રયોજાતું. આ પરથી માલૂમ પડે છે કે આ રાજા પોતાના વંશમાં અભિનવ-સિદ્ધરાજ હોવાનો તથા પુરાણપ્રસિદ્ધ છ ચક્રવર્તીઓ પછીનો સાતમો ચક્રવર્તી હોવાનો દાવો કરતો હતો.

રાજા ભીમદેવે જે દેવાલયોને ભૂમિદાન દીધાં તેઓમાંનાં કેટલાંક ખાસ નોંધપાત્ર છે. લીલાપુરમાં ભીમેશ્વરદેવ અને લીલેશ્વરદેવનાં મંદિર હતાં. લીલાપુર એની રાણી લીલાદેવીના નામ પરથી વસ્યું હતું. લીલાદેવી જાલોરના ચૌહાણ રાણા સમરસિંહની પુત્રી હતી. સોલંકી રાણા લૂણપસાકની માતા સલખણદેવીના નામ પરથી સલખણપુર વસ્યું હતું. ત્યાં લૂણપસાકે પોતાના પિતા તથા માતાના નામ પરથી આનલેશ્વરદેવ અને સલખણેશ્વરદેવનાં મંદિર કરાવ્યાં હતાં. આ લૂણપસાક તે વાઘેલા-સોલંકી રાણો લવણપ્રસાદ છે. એના પુત્ર રાણક વીરમે ઘૂસડી (વીરમગામ) ગામમાં વીરમેશ્વરદેવ તથા સૂમલેશ્વરદેવનાં મંદિર બંધાવ્યાં હતાં. સૂમલેશ્વર મંદિર મહારાણી સૂમલદેવીના નામ પરથી બંધાયું હતું.

સૌરાષ્ટ્રને લગતા કેટલાક સમકાલીન શિલાલેખોમાં ભીમદેવના આધિપત્યનો નિર્દેશ આવે છે. સુરાષ્ટ્રમંડલમાં પહેલાં સોમરાજદેવ અને પછી સામંતસિંહ વહીવટ કરતો. ભીમદેવે સોમનાથ મંદિરમાં મેઘધ્વનિ કે મેઘનાદ નામે મંડપ કરાવ્યો હતો. વિ. સં. 1247ની હસ્તપ્રતની પુષ્પિકા પરથી ભરૂચમાં ભીમદેવનું શાસન પ્રવર્તતું હોવાની પ્રતીતિ થાય છે. વાગડ (ડુંગરપુર-વાંસવાડા) પ્રદેશમાં ભીમસેનની સત્તા ચાલુ હતી.

આહડના તામ્રપત્ર પરથી ઈ.સ. 1207 સુધી સોલંકી રાજાઓની સત્તા મેવાડમાં ચાલુ રહી હોવાની પ્રતીતિ થાય છે. આબુના પરમાર રાજા પર પણ

સોલંકી રાજાઓનું આધિપત્ય ચાલુ હતું. આમ ભીમદેવ સૌરાષ્ટ્ર, લાટ, વાગડ, મેવાડ, આબુ અને કિરાડુ પર આધિપત્ય ધરાવતો હતો ને સારસ્વત મંડલનાં જુદાં જુદાં મથકોમાંથી અનેક ભૂમિદાન દેતો હતો.

ભીમદેવના સમયમાં આસપાસનાં રાજ્યો તરફથી સોલંકી રાજ્ય પર આક્રમણ થયા કર્યાં તેમ જ રાજ્યમાં આંતરિક ખટપટો ચાલ્યા કરી. ભીમદેવના સમયમાં દેવગિરિમાં યાદવોનું રાજ્ય સ્થપાયું હતું. એના રાજા ભિલ્લમ 5માએ ગુર્જરદેશ પર આક્રમણ કરેલું. શાકંભરીના રાજા પૃથ્વીરાજ અને ભીમદેવનાં સૈન્યો વચ્ચે વિગ્રહ થયો, તેમાં ભીમદેવના મહામાત્ય જગદેવ પ્રતીહારે પૃથ્વીરાજ સાથે સંધિ કરી. કુત્બુદીન અયબેકે ઈ.સ. 1197માં અણહિલવાડ પર ચડાઈ કરી : આબુના રાજા ધારાવર્ષે તથા એના ભાઈ પ્રહ્લાદનદેવે તેમ જ વાઘેલા રાણા લવણપ્રસાદે ભીમદેવને મુસ્લિમ ફોજનો સામનો કરવામાં મદદ કરી ને મુસ્લિમ ફોજને પાછા ચાલી જવાની ફરજ પડી.

માળવાના પરમાર રાજા સુભટવર્માએ ગુજરાત પર ચડાઈ કરી, પરંતુ લવણપ્રસાદે એને પાછો વાળ્યો. પછી એના ઉત્તરાધિકારી અર્જુનવર્માએ પણ ગુજરાત પર ચડાઈ કરી. અર્જુનવર્માએ પાવાગઢની તળેટીમાં ચૌલુક્ય રાજા જયસિંહને હરાવી એની પુત્રી જયશ્રીનું હરણ કર્યું. આ યુદ્ધ ઈ.સ. 1211 પહેલાં થયું. અર્જુનવર્માએ ઈ.સ. 1214માં ભરૂચમાં સત્તા જમાવી. ત્યારે ત્યાં સિંહ નામે ચાહમાન સામંતની સત્તા હતી. સિંહની પછી એનો ભત્રીજો શંખ સત્તારૂઢ થયો. આમ સોલંકી રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું.

ભીમદેવના અમાત્યો અને માંડલિકો સ્વતંત્ર થઈ સત્તા પડાવતા ગયા. વાઘેલ ગામના સોલંકી લવણપ્રસાદ અને એના પુત્ર વીરધવલે ધોળકામાં રાણા તરીકે સત્તા જમાવી. ઈ.સ. 1210ના અરસામાં જયસિંહ ઉર્ફે જયંતસિંહ નામે ચૌલુક્યે ભીમદેવના રાજ્યનો મૂળ પ્રદેશ પડાવી લીધો. એણે સં. 1274માં તેમજ સં. 1280માં અણહિલપુરમાંથી સારસ્વત મંડલમાંની ભૂમિનાં દાન દીધાં. એણે 'મહારાજાધિરાજ-પરમેશ્વર-પરમભટ્ટારક' મહાબિરુદ ધારણ કર્યાં. એ 'એકાંગવીર' તથા 'અભિનવસિદ્ધરાજ' પણ કહેવાતો. આમ ભીમદેવના દીર્ઘ શાસનકાલ દરમ્યાન આ જયસિંહ 2જાએ સારસ્વત મંડલમાં પંદરેક વર્ષ પોતાની રાજસત્તા પ્રવર્તાવી (લગભગ ઈ.સ. 1214થી 1225).

યાદવ રાજા સિંઘણે લાટ દેશ પર ચડાઈ કરી ત્યારે ધોળકાના રાણા વીરધવલે માંડલિક શંખ પાસેથી ખંભાત લઈ લીધું. ઈ.સ. 1225ના અરસામાં ભીમદેવે સારસ્વત મંડલ પાછું મેળવ્યું. એણે ત્યાંથી ઈ.સ. 1226થી દાનશાસન ફરમાવ્યાં. હવે એ 'અભિનવ સિદ્ધરાજ' ઉપરાંત 'સપ્તમ ચક્રવર્તી' કહેવાતો. વાસ્તવમાં રાણા

લવણપ્રસાદ સોલંકી રાજ્યનો 'સર્વેશ્વર' થઈ એનું સર્વતઃ સંરક્ષણ કરવા લાગ્યો. દેવગિરિના યાદવ રાજા સિંઘણે ગુજરાત પર ચડાઈ કરી, ત્યારે લવણપ્રસાદે ભરૂચ પહોંચી સિંઘણ સાથે તાત્કાલિક સંધિ કરી એને પાછો કાઢ્યો. લવણપ્રસાદ-વીરધવલે મારવાડના રાજાઓને વશ કર્યા. અલ્તમશ શમ્સુદ્દીને ગુજરાત પર ચડાઈ કરી, ત્યારે વસ્તુપાલે આબુના રાજા ધારાવર્ષ પાસે મુસ્લિમ ફોજને આબુના ઘાટમાં અંતરાવી એનો પરાભવ કરાવ્યો. વિ. સં. 1298(ઈ.સ. 1242)માં ભીમદેવ મૃત્યુ પામ્યો. લવણપ્રસાદ-વીરધવલ તથા તેઓના મહામાત્ય વસ્તુપાલ-તેજપાલના સહારાને લીધે એનાં છેલ્લાં વર્ષ એકંદરે સુખશાંતિમાં ગયાં.

## ત્રિભુવનપાલ[14]

સં. 1299(ઈ.સ.1243)ના દાનશાસન પરથી ભીમદેવ 2જાનો ઉત્તરાધિકાર ત્રિભુવનપાલદેવને પ્રાપ્ત થયાનું માલૂમ પડે છે. એ ભીમદેવનો પુત્ર હતો. એ ઈ.સ. 1242માં ગાદીએ આવ્યો હતો ને એણે સં. 1300(ઈ.સ. 1244) સુધી અર્થાત્ બે વર્ષ રાજ્ય કર્યું હતું.

ત્રિભુવનપાલે સં. 1299માં વિષય પથક તથા દંડાહી પથકનું એકેક ગામ રાણા લવણપ્રસાદે માતા સલખણદેવીના શ્રેય અર્થે કરાવેલા સત્રાગાર માટે દાનમાં દીધું. દાનશાસનમાં એના નામ સાથે 'મહારાજાધિરાજ - પરમેશ્વર - પરમભટ્ટારક' મહાબિરુદ પ્રયોજાયાં છે.

એના સમયમાં સોલંકી રાજ્યની સત્તા સૌરાષ્ટ્રમાં ચાલુ હતી. નાગદાના રાજા જૈત્રસિંહનો સેનાપતિ બાલાર્ક ત્રિભુવનપાલ સાથેના યુદ્ધમાં મરાયો હતો.

ભીમદેવ 2જાએ 64 વર્ષ જેટલો લાંબો સમય રાજ્ય કર્યું હોઈ ત્રિભુવનપાલ રાજ્યારોહણ સમયે જ વયોવૃદ્ધ હશે. આથી એણે બે વર્ષ રાજ્ય કર્યું એ અસામાન્ય ન ગણાય. એ અપુત્ર હશે, તેથી એના પછી અણહિલવાડમાં અન્ય ચૌલુક્ય કુલની સત્તા સ્થપાઈ.

આમ વિ.સં. 998(ઈ.સ. 942)માં સત્તારૂઢ થયેલા ચૌલુક્ય મૂલરાજ 1લાનો વંશ વિ.સં. 1300 (ઈ.સ. 1244) સુધી અર્થાત્ એકંદરે 302 વર્ષ જેટલો લાંબો સમય સત્તા પર રહ્યો.



# પ્રકરણ 11

# રાજકીય ઇતિહાસ (ચાલુ)

## (આ) વાઘેલા સોલંકી વંશ

અણહિલવાડ પાટણમાં સત્તારૂઢ થયેલો આ અન્ય રાજવંશ પણ ચૌલુક્ય કુલનો હતો, પરંતુ એ કુલ મૂલરાજના કુલથી ભિન્ન હતું. આ અન્ય ચૌલુક્ય કુલના અભિલેખોમાં તથા સમકાલીન ગ્રંથોમાં આ કુલના રાજાઓને 'ચૌલુક્ય' જ કહ્યા છે. ઉત્તરકાલીન સાહિત્યમાં આ ચૌલુક્યોને 'વ્યાઘ્રપલ્લીય' તરીકે ઓળખાવ્યા છે. વ્યાઘ્રપલ્લીને ગુજરાતીમાં 'વાઘેલ' કહે છે, તેથી વ્યાઘ્રપલ્લીય ચૌલુક્યોને ગુજરાતીમાં 'વાઘેલા સોલંકી' કહેવા ઘટે.

### ધોળકાના રાણાઓ[15]

આ વંશનો પ્રથમ મુખ્ય પુરુષ અર્ણોરાજ (આનાક) રાજાધિરાજ કુમારપાલનો મસિયાઈ ભાઈ થતો હતો. કુમારપાલે એને પોતાનો સામંત બનાવી ભીમપલ્લી કે વ્યાઘ્રપલ્લી આપી હતી. અર્ણોરાજે મેવાડના ગૂહિલ રાજા રણસિંહને યુદ્ધમાં હરાવ્યો હતો. એણે ભીમદેવના રાજ્યના રક્ષણમાંય સક્રિય સાથ આપેલો.

અર્ણોરાજનો પુત્ર લવણપ્રસાદ પણ ભીમદેવ 2જાનો વફાદાર સામંત હતો. એ ભીમદેવના રાજ્યમાં મહત્ત્વનું સ્થાન ધરાવતો ને ધોળકામાં રહી બધો કારભાર કરતો. ધીરે ધીરે લવણપ્રસાદ ભીમદેવના રાજ્યનો 'સર્વેશ્વર' બન્યો ને એનો યુવરાજ વીરધવલ ધોળકાનો રાણો બન્યો. લવણપ્રસાદે પોતાની માતા સલખણદેવીના નામ પરથી સલખણપુર વસાવ્યું હતું ને એમાં પિતાના નામે આનલેશ્વરદેવનું અને માતાના નામે સલખણેશ્વરદેવનું મંદિર બંધાવ્યું હતું. એનો મોટો પુત્ર વીરમ વિજાપુરમાં મહામંડલેશ્વર હતો. એના નામ પરથી ઘૂસડી ગામ 'વીરમગામ' નામે ઓળખાયું.

ધોળકામાં લવણપ્રસાદે સત્તાનાં સૂત્ર કાબેલ પુત્ર વીરધવલને સોંપ્યાં. વીરધવલે ભીમદેવને વિનંતી કરી અણહિલવાડના પોરવાડ મંત્રી વસ્તુપાલ-તેજપાલને પોતાના મહામાત્ય તરીકે પ્રાપ્ત કર્યા. તેઓએ રાણા વીરધવલને અનેક યુદ્ધોમાં સાથ આપી શત્રુઓને હરાવ્યા હતા. વસ્તુપાલ પોતે એક સમર્થ વિદ્વાન અને કવિ હતો ને એણે અનેક કવિઓને આશ્રય આપ્યો હતો. વસ્તુપાલ અને તેજપાલે ઠેરઠેર મંદિર અને જળાશય કરાવ્યાં હતાં.

ઈ.સ. 1238માં વીરધવલનું મૃત્યુ થતાં ધોળકાના રાણા તરીકે એનો ઉત્તરાધિકાર એના પુત્ર વીસલદેવને મળ્યો. એણે ઈ.સ. 1240ના અરસામાં દક્ષિણેશ્વર સિંઘણના સૈન્યને પરાજિત કર્યું. વિ.સં. 1300(ઈ.સ. 1244)માં ત્રિભુવનપાલની અણહિલવાડ પાટણની રાજગાદી ધોળકાના રાણા વીસલદેવને પ્રાપ્ત થઈ.

## વીસલદેવ[16]

વીસલદેવ ઈ.સ. 1244માં અણહિલવાડની રાજગાદીએ બેઠો ત્યારે એનો મહામાત્ય તેજપાલ હતો. વસ્તુપાલ ચાર વર્ષથી હયાત નહોતો. ઈ.સ. 1248માં તેજપાલનું મૃત્યુ થતાં નાગડ નામે નાગર બ્રાહ્મણ મહામાત્યપદે આવ્યો.

વીસલદેવે ગાદીએ આવતાં વિજયોત્સવ ઊજવવા માંડ્યો. એણે માળવા પર આક્રમણ કરી ધારાનો નાશ કર્યો. આ વિજય એણે ઈ.સ. 1253 પહેલાં મેળવેલો. વીરધવલે મેવાડ પર પણ ચડાઈ કરી. વીસલદેવે કર્ણાટકની રાજલક્ષ્મી પણ મેળવી. વાઘેલા કાલના અભિલેખોમાં વીસલદેવ માટે અનેક યશસ્વી બિરુદ પ્રયોજાયાં છે. ઈ.સ. 1261ના તામ્રપત્રમાં એને 'અભિનવ સિદ્ધરાજ' અને 'અપરાર્જુન' કહ્યો છે.

વીસલદેવ પોતે ધર્મિષ્ઠ, દાનવીર અને વિદ્યારસિક હતો. એ પોતે શંકર-ભક્ત હતો. એણે દર્ભાવતી(ડભોઈ)ના વૈદ્યનાથ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. એણે અનેક બ્રાહ્મણોને વિવિધ દાન દીધાં હતાં. એના દરબારમાં અનેક નામાંકિત કવિઓને સ્થાન મળ્યું હતું, જેમ કે કવિ સોમેશ્વર, કવિ નાનાક, અરિસિંહ, અમરચંદ્ર વગેરે. નાનાકને એણે પ્રભાસની બ્રહ્મપુરીમાં હવેલી અને બગસરા ગામ આપેલાં.

વીસલદેવના સમયમાં ત્રણ વર્ષ(સં. 1312થી 1315)નો લાંબો દુકાળ પડ્યો. એ સમયે ભદ્રેશ્વરના જગડૂશાહે પોતાના સંગ્રહમાંથી ગરીબોને છૂટે હાથે અનાજ આપેલું.

વીસલદેવને નાગલ્લદેવી નામે પત્ની હતી. એ પોતે અપુત્ર હતો, એથી એ પોતાના સ્વર્ગસ્થ ભાઈ પ્રતાપમલ્લના પુત્ર અર્જુનદેવનો રાજ્યાભિષેક કરી મૃત્યુ પામ્યો (ઈ.સ. 1262)

## અર્જુનદેવ[17]

વીસલદેવના ઉત્તરાધિકારી તરીકે અર્જુનદેવ પાટણની ગાદીએ આવ્યો. એના સમયના કેટલાક અભિલેખ મળ્યા છે. એના સમયમાં સૌરાષ્ટ્રનો વહીવટ સામંતસિંહ કરતો હતો. એણે પોતાના સ્વર્ગસ્થ ભાઈ સલક્ષના શ્રેય અર્થે સલક્ષ નારાયણનું મંદિર બંધાવ્યું. વળી ગિરનાર પર્વત પર પાર્શ્વનાથનું દેરાસર કરાવ્યું. રેવતી કુંડનો જીર્ણોદ્ધાર કરાવ્યો. ઈ.સ. 1264માં એણે સ્થાનિક પંચકુલની સંમતિથી નૌવાહ

પીરોજને સોમનાથ પાટણમાં મસ્જિદ બાંધવાની અનુમતિ આપી. એને લગતા શિલાલેખમાં એના નિર્માણનું વર્ષ ચાર સંવતોમાં આપ્યું છે : હિજરી સન 662, વિક્રમ સંવત 1320, વલભી સંવત 945 અને સિંહ સંવત 151. અર્જુનદેવ ઈ.સ. 1275માં મૃત્યુ પામ્યો.

## રામદેવ[18]

અર્જુનદેવને રામ અને સારંગ નામે બે પુત્ર હતા ને એ બંને રાજ્યવહીવટમાં સક્રિય ભાગ લેતા હતા. અર્જુનદેવ પછી રામદેવ રાજગાદીએ આવ્યો, પણ એ થોડા જ સમયમાં મૃત્યુ પામ્યો.

## સારંગદેવ[19]

રામદેવ પછી એનો નાનો ભાઈ સારંગદેવ ગાદીએ આવ્યો (ઈ.સ. 1275).

એ ઘણો પરાક્રમી હતો. એણે 'મહારાજાધિરાજ-પરમેશ્વર-પરમભટ્ટારક' ઉપરાંત 'પ્રૌઢપ્રતાપ', 'નારાયણ-અવતાર' અને 'લક્ષ્મી-સ્વયંવર' તેમજ 'માલવધરા-ધૂમકેતુ', 'અભિનવ-સિદ્ધરાજ', 'ભુજબલમલ્લ' અને 'સપ્તમચક્રવર્તી' જેવાં અનેક મહાબિરુદ ધારણ કર્યાં હતાં.

માળવાના રાજા જયસિંહ 3જાના મિત્ર અને પાછળથી અડધા રાજ્યના માલિક થઈ પડેલા ગોગદેવને સારંગદેવે હરાવ્યો. સારંગદેવના સમયમાં મુસ્લિમ ફોજ આબુ પર ધસી આવી, ત્યારે મેવાડના ગૂહિલ રાજા સમરસિંહે એ આક્રમણને પાછું હઠાવવામાં સક્રિય ભાગ લીધેલો.

સારંગદેવે સોમનાથ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. એના સમયમાં ગંડ બૃહસ્પતિએ નીમેલા મહંત ત્રિપુરાંતકે ત્યાં પાંચ શિવાલય બંધાવ્યાં. સારંગદેવના સમયમાં માલદેવ, મધુસૂદન અને માધવ જેવા મહામાત્ય વહીવટ કરતા. સારંગદેવના સમયનો છેલ્લો અભિલેખ વિ.સં. 1352નો ખંભાતના પાર્શ્વનાથ મંદિરમાંથી મળ્યો છે. સારંગદેવ લગભગ 22 વર્ષ રાજ્ય કરી વિ.સં. 1353(ઈ.સ. 1296)માં મૃત્યુ પામ્યો.

## કર્ણદેવ 2જો[20]

સારંગદેવ પછી એના મોટા ભાઈ રામદેવનો પુત્ર કર્ણદેવ ગાદીએ આવ્યો. એના સમયના બે અભિલેખ ઉપલબ્ધ છે. માંગરોળનો ખંડિત લેખ, જે સં. 135(3)નો છે તેમાં કર્ણદેવ અને સુરાષ્ટ્ર મંડલનાં નામ આવે છે. બીજો અભિલેખ

સાબરકાંઠા જિલ્લાના ભવનાથ ગામના મુરલીધર મંદિરમાંથી મળ્યો છે. એ વિ.સં. 1354(ઈ.સ. 1297)નો છે. લેખ કોઈ સૂર્યમંદિરના નિર્માણને લગતો છે. એમાં વાઘેલા વંશના રાજાઓની વંશાવલી તથા કર્ણદેવની પ્રશસ્તિ આપેલી છે.

આ સમયે દિલ્હીનો સુલતાન અલાઉદ્દીન ખલજી માળવા, રાજપૂતાના, મેવાડ વગેરે પ્રદેશોનાં રાજ્ય જીતી આગળ વધતો હતો. એણે પોતાના સરદાર ઉલુઘખાન અને નુસ્રતખાનને ગુજરાત પર ચડાઈ કરવા ફોજ લઈને મોકલ્યા. કર્ણદેવનો મહામાત્ય માધવ આ ચડાઈનું નિમિત્ત બન્યો. અનુશ્રુતિ અનુસાર માધવની પત્નીનું કે પુત્રીનું અથવા માધવના નાના ભાઈ કેશવની પત્નીનું કામઘેલા કર્ણદેવે હરણ કરતાં, માધવે અત્યાચારી રાજાની સાન ઠેકાણે લાવવા ને પોતાના કુટુંબ ઉપર ગુજારેલ અત્યાચારનું વેર લેવા અલાઉદ્દીનને ગુજરાત પર ચડાઈ કરવા પ્રેર્યો હતો.

સુલતાનની ફોજને જાલોરના રાજા કાન્હડદેએ જવા દાવાની ના પાડી, જ્યારે મેવાડના સમરસી રાવળે રસ્તો આપ્યો. મુસ્લિમ ફોજ બનાસકાંઠા થઈ મોડાસા આવી. ત્યાંના ઠાકોરે એ ફોજનો સામનો કર્યો, પણ એ અંતે યુદ્ધમાં હણાયો. ત્યાંથી ઠેરઠેર ત્રાસ વરસાવી ફોજ પાટણ પહોંચી. ગઢને ઘેરો ઘાલ્યો. માધવની સલાહથી કર્ણદેવ છીંડું પાડી રાણીની સાથે નાસી છૂટ્યો. ફોજ પાટણના ભંડાર લૂંટી, મંદિરોનો નાશ કરી સૌરાષ્ટ્ર ગઈ. સોમનાથ પાટણ પાસે રાજપૂતો સાથે ભીષણ લડાઈ થઈ, તેમાં માધવ મહેતો કામ આવ્યો ને અંતે સોમનાથનું મંદિર લૂંટાયું. દરમ્યાન કર્ણદેવની રાણી કમલાદેવી પકડાઈ ગઈ હતી, તેને ફોજે કેદ કરી. આ ચડાઈ વિ.સં. 1356- હિ. સં. 698(ઈ.સ. 1299)માં થઈ.

સુલતાને અણહિલવાડમાં સરવરખાનને નાઝિમ તરીકે મોકલ્યો, પણ થોડા વખતમાં પાટણે મુસ્લિમ હકૂમત ફગાવી દીધી ને કર્ણદેવ પાટણ પાછો ફર્યો.

સુલતાને બીજી વાર જહીતમ અને પંચમની નામના સરદારોની આગેવાની હેઠળ ગુજરાત પર ચડાઈ કરવા ફોજ મોકલી. આ વખતે કર્ણદેવ કાયમ માટે રાજ્ય ગુમાવી બેઠો. આ બનાવ વિ.સં. 1360(ઈ.સ. 1304)માં બન્યો.

કર્ણદેવ આસાવલ થઈ નાસીને દેવગિરિના યાદવ રાજા રામચંદ્રના આશ્રયે ગયો. એની સાથે એની પુત્રી દેવળદેવી હતી. રામચંદ્રના યુવરાજ સિંઘણદેવે દેવળદેવી સાથે પરણવાની ઇચ્છા દર્શાવી, પરંતુ કર્ણદેવે એનો અનાદર કર્યો. થોડા વખત પછી સુલતાને મલેક કાફૂરને દેવગિરિ પર ચડાઈ કરવા મોકલ્યો. બાગલાણમાં રહેલા કર્ણદેવ સાથે લડાઈ થઈ. કર્ણદેવે બે માસ સુધી ટક્કર ઝીલી. સિંઘણદેવે પોતાના ભાઈ ભિલ્લમદેવને કર્ણદેવ પાસે મોકલ્યો ને દેવળદેવીને મોકલવા જણાવ્યું. ભિલ્લમદેવ દેવલદેવીને લઈ છૂપા રસ્તે દેવગિરિ તરફ નીકળી ગયો, પણ રસ્તામાં એ અલપખાનના સૈનિકોના હાથમાં આવી ગઈ. અલપખાને

દેવલદેવીને તરત જ દિલ્હી રવાના કરી. સમય જતાં શાહજાદા ખિઝરખાન સાથે એનું લગ્ન કરવામાં આવ્યું. દરમ્યાન કર્ણદેવ બાગલાણથી નાસીને દેવગિરિ ગયો, પણ ત્યાં તો મલેક કાફૂરનો કબજો થઈ ગયો હતો. આથી કર્ણદેવ ત્યાંથી તેલંગણ તરફ ગયો ને ત્યાં રખડી રઝળીને રાંકની પેઠે મૃત્યુ પામ્યો.[21]

આમ ઈ.સ. 1244માં અણહિલવાડ પાટણમાં સત્તારૂઢ થયેલા વાઘેલા સોલંકી વંશની સત્તા સાઠ વર્ષના ટૂંકા ગાળામાં ઈ.સ. 1304માં અસ્ત પામી. હવે ગુજરાતના મુખ્ય પ્રદેશ પર દિલ્હીની સલ્તનતની હકૂમત સ્થપાઈ.

## (ઈ) સમકાલીન રાજ્યો

સોલંકી કાલ (ઈ.સ. 942-1304) દરમ્યાન ગુજરાતના અન્ય પ્રદેશોમાં મોટાંનાનાં અનેક રાજ્ય થયાં. એમાંનાં કેટલાંક મુખ્ય રાજ્યોની અહીં સંક્ષિપ્ત સમીક્ષા કરીએ.

### ચૂડાસમા રાજ્ય[22]

મૂલરાજ 1લાના સમયમાં સોરઠમાં ચૂડાસમા વંશનો રાજા ગ્રાહરિપુ રાજ્ય કરતો હતો. મૂલરાજે એના પર ચડાઈ કરી એને હરાવ્યો. ગ્રાહરિપુએ હવે સોમનાથના યાત્રાળુઓને નહિ પજવવાની ખાતરી આપી.

ગ્રાહરિપુ પછી એનો પુત્ર રા' કવાત 1લો (ઈ.સ. 982-1003) સત્તા પર આવ્યો. એણે પોતાના મામા, તળાજાના ઉગા વાળાના પ્રદેશ પર ચડાઈ કરી એને યુદ્ધમાં માર્યો. રા' કવાત પછી એનો પુત્ર રા' દયાસ (ઈ.સ. 1003-1010) ગાદીએ આવ્યો. સોલંકી રાજા દુર્લભરાજે સોરઠ પર ચડાઈ કરી એનો વધ કર્યો. એનો પુત્ર નોંઘણ પુખ્ત વયનો થયો ત્યારે એણે બાપીકું રાજ્ય હસ્તગત કર્યું. એણે રાજધાની વંથળીથી જૂનાગઢ ખસેડી.

રા' નોંઘણ 1લા પછી એનો પુત્ર રા' ખેંગાર 1લો ગાદીએ આવ્યો (ઈ.સ. 1044). એની કુંવરી ઉદયમતિ ભીમદેવ 1લાની રાણી બની. એના પછી રા' નોંઘણ 2જો (ઈ.સ. 1067-1098) ને એના પછી રા' ખેંગાર 2જો ગાદીએ આવ્યો. સિદ્ધરાજ જયસિંહે જૂનાગઢ પર ચડાઈ કરી, લાંબો વખત ઘેરો ઘાલી એને કેદ કર્યો. વિ.સં. 1070(ઈ.સ. 1014)માં શરૂ થયેલો સિંહ સંવત આ વિજયની યાદગીરીમાં જયસિંહદેવે શરૂ કર્યો લાગે છે. સિદ્ધરાજે પછી સજ્જન મંત્રીને સોરઠનો દંડાધિપતિ નીમ્યો.

સિદ્ધરાજ માળવા સામે યુદ્ધમાં રોકાયો ત્યારે રા' ખેંગાર 2જાના પુત્ર નોંઘણ 3જાએ જેઠવા રાણા નાગજીની મદદથી સોરઠની સત્તા હસ્તગત કરી ને સિદ્ધરાજનું સાર્વભૌમત્વ સ્વીકારી લીધું (ઈ.સ. 1136).

એના પુત્ર રા' કવાત 2જા(ઈ.સ. 1140-1152)એ કુમારપાલને ખંડણી આપવાનું બંધ કર્યું, પરંતુ આખરે એને સોલંકીઓનું સાર્વભૌમત્વ સ્વીકારવું પડ્યું. ભીમદેવ 2જાના સમયમાં ગઝનીનો મયુઝ્ઝુદ્દીન ગુજરાત પર ચડી આવ્યો ત્યારે રા' જયસિંહ 1લા(ઈ.સ. 1152-1180)એ અન્ય સામંતોની જેમ ભીમદેવને મદદ કરી. પછી રા' રાયસિંહ અને એના પછી રા' મહીપાલ 2જો (ઈ.સ. 1184-1201) ગાદીએ આવ્યો. એના સેનાપતિ ચૂડામણિએ માંગરોળ અને ચોરવાડનો પ્રદેશ ઝૂંટવી લીધો, તે એના મૃત્યુ બાદ જેઠવાઓએ પાછો કબજે લીધો. રા' જયમલ(ઈ.સ. 1201-1230)ના સમયમાં દક્ષિણ સૌરાષ્ટ્રના વાજાઓએ તથા પશ્ચિમ સૌરાષ્ટ્રના જેઠવાઓએ એની સામે નિરંતર યુદ્ધ આપ્યાં, છતાં એણે એનો મક્કમ સામનો કરી સોરઠના રાજ્યને સાચવી રાખ્યું.

રા' મહીપાલ 3જા(ઈ.સ. 1230-1253)ને કાઠીઓએ ઘણો ત્રાસ દીધો. એના પુત્ર રા' ખેંગાર 3જાએ કાઠીઓને દબાવવા પગલાં લીધાં, પણ મેરોની સાથે શત્રુતા થઈ. રા' માંડલિક 1લા(ઈ.સ. 1260-1306)ના સમયમાં અલાઉદ્દીન ખલજીની ફોજે અણહિલપુર પર પકડ જમાવી, સોમનાથના મંદિરનો તથા બીજાં અનેક મંદિરોનો ધ્વંસ કર્યો. રા' માંડલિકે પ્રભાસપાટણ પર હુમલો કરી, ત્યાંના મુસ્લિમ અધિકારીને મારી, વાજા વયજલદેવને પ્રભાસ પાટણનો અધિકાર સોંપ્યો.

## જેઠવા રાજ્ય[23]

ઈ.સ. 989માં ઘૂમલી ઉપર રાણક બાષ્કલદેવનું શાસન હતું. એ પ્રાયઃ જેઠવા કુલનો હતો. જેઠવાઓના પ્રદેશ તરીકે આ પ્રદેશ હવે 'જ્યેષ્ઠુક દેશ' તરીકે ઓળખાયો. બાષ્કલદેવે વિ.સં. 1045(ઈ.સ. 989)માં અણહિલપુર-નિવાસી બ્રાહ્મણને ભૂમિદાન દીધું.

જેઠવા રાણાઓની વંશાવલીમાં રાણા સંઘજીના સમયથી રાજાઓનો રાજ્યકાલ જાણવા મળે છે. રાણા સંઘજી ઈ.સ. 1120-1150માં સત્તા પર હતો. રાણા નાગજી 2જાએ ઘૂમલી રાજ્યની સરહદ વધારી. જૂનાગઢના રા' જયસિંહે ઈ.સ. 1155માં રાણા ભારમલને ઘૂમલીની ગાદીએ બેસાડ્યો. ઈ.સ. 1172માં રાણો ભાણજી ગાદીએ આવ્યો. એણે માંગરોળમાં 1800 કન્યાઓનું દાન દીધું.

રાણા મેહના સમયમાં રા' મહીપાલ 2જાના સેનાપતિ ચૂડામણિએ માંગરોળ અને ચોરવાડનો પ્રદેશ કબજે કરી લીધો, તે મેહ રાણાએ પાછો લીધો. રાણા મેહજી પછી નાગજી 3જો ઈ.સ. 1190થી 1193 સુધી સત્તા પર હતો. વિસાવાડા- (જિ. પોરબંદર)ના સિદ્ધેશ્વર મંદિરમાં રાણશ્રીસિંહના રાજ્યકાલનો સં. 1262નો શિલાલેખ છે, તેમાં 'રાણશ્રી વિક્રમાદિત્ય'ની મૂર્તિ કરાવ્યાનો ઉલ્લેખ છે. આ વિક્રમાદિત્ય રાણો

વીકિયોજી છે. ઈ.સ. 1200માં રાણા વીકિયાજી અને રા' મહીપાલ 2જા વચ્ચે યુદ્ધ થયું, જેમાં રા'એ રાણાના સૈન્યને હરાવી પોરબંદર-કુતિયાણા પ્રદેશ પાછો મેળવ્યો. ઈ.સ. 1206માં વીકિયોજીનો પુત્ર વિજયસિંહ-સીહ રાણો થયો.

રાણા ભોજરાજ 1લાના સમયનો વીસલદેવ વાઘેલાના મહામાત્ય નાગડનો વિ.સં. 1315(ઈ.સ. 1259)નો શિલાલેખ પોરબંદરમાં સચવાયો છે. સુરાષ્ટ્ર મંડલ વાઘેલાઓની સાર્વભૌમ સત્તામાં હતું. કાંટેલા ગામમાં અર્જુનદેવ વાઘેલાના સમયનો વિ.સં. 1320(ઈ.સ. 1264)નો શિલાલેખ મળ્યો છે. એમાં સામંતસિંહનો ઉલ્લેખ છે, જે મહામંડલેશ્વર હતો. ઈ.સ. 1266ના લાઠોદરા શિલાલેખમાં પાલ્હ નામે અધિકારીનો ઉલ્લેખ આવે છે. ત્યારે આ પ્રદેશ પર રાણા રામદેવ 1લાની સત્તા હતી. ગુજરાતમાં મુસ્લિમ હકૂમત સ્થપાઈ ત્યારે ઘૂમલીમાં ભાણજી જેઠવાનું શાસન હતું.

## ગૂહિલ રાજ્ય[24]

માંગરોળના સં. 1202(ઈ.સ. 1146)ના શિલાલેખમાં ગૂહિલવંશના મૂલુકનો ઉલ્લેખ છે. એના પિતાનું નામ સહજિગ હતું. મૂલુકના ભાઈ સોમરાજે પિતાના નામે સહજિગેશ્વર મહાદેવનું મંદિર કરાવ્યું. એના નિભાવ માટે મૂલુકે લાગા બાંધી આપ્યા. સહજિગ ચૌલુક્ય રાજાનો અંગરક્ષક હતો ને એના પુત્ર સુરાષ્ટ્રના રક્ષક હતા. મૂલુકના પુત્ર રાણકના રાજ્યકાલનો શિલાલેખ વલભી સંવત 911(ઈ.સ. 1230)નો છે.

માંગરોળના ગૂહિલોથી ભિન્ન ગૂહિલોની એક બીજી શાખા સૌરાષ્ટ્રના દક્ષિણપૂર્વ ભાગમાં સ્થપાઈ. એના નામ પરથી એ પ્રદેશ 'ગોહિલવાડ' તરીકે ઓળખાયો. આ શાખાનો આદ્યપુરુષ સેજકજી હતો. એ મારવાડથી સૌરાષ્ટ્રમાં આવી વસ્યો. જૂનાગઢના રા' મહીપાલદેવે એને જાગીર આપી. સેજકજીના પુત્ર રાણોજીએ રાણપુર વસાવ્યું. અલાઉદ્દીન ખલજીના સૂબા ઝફરખાને રાણોજી ગૂહિલને હણી રાણપુર કબજે કર્યું.

## ઝાલા રાજ્ય[25]

ઝાલા વંશ મૂળ મકવાણ(સિંધ)નો વંશ હતો. આ વંશના હરપાલદેવે અણહિલપુર આવી કર્ણદેવ સોલંકીનો આશ્રય લીધો ને રાજાએ એને જાગીર આપી. હરપાલદેવની સત્તા પાટડીમાં ઈ.સ. 1090થી 1130 સુધી રહી. એનો એક વંશ લીંબડીમાં સ્થપાયો. હરપાલદેવના વંશજ સાંતલજી(ઈ.સ. 1305)એ બનાસકાંઠામાં સાંતલપુર વસાવ્યું.

## ચાલુક્ય રાજ્ય[26]

લાટ(દક્ષિણ ગુજરાત)માં ચાલુક્યોની ત્રણ શાખા સત્તારૂઢ થઈ.

એક શાખા કલ્યાણીના ચાલુક્ય નરેશ તૈલપ 2જાના સેનાપતિ બારપ્પથી શરૂ થઈ. મૂલરાજના પુત્ર ચામુંડરાજે બારપ્પ પર આક્રમણ કરી એને યુદ્ધમાં હણ્યો. થોડા વખતમાં બારપ્પના પુત્ર ગોગ્ગિરાજે લાટનો કબજો લીધો. ગોગ્ગિરાજ પછી એનો પુત્ર કીર્તિરાજ ગાદીએ આવ્યો. એની પાસેથી દુર્લભરાજે લાટનો કબજો લીધો. થોડા વખતમાં કીર્તિરાજે લાટ પાછું મેળવ્યું ને શક સંવત 940(ઈ.સ. 1018)માં તાપી-તટ પરની દેવી-મઠિકાને ગામનું દાન દીધું. આ અરસામાં પરમાર ભોજદેવે લાટ પર પોતાની સત્તા પ્રસારી. ઈ.સ. 1011માં મહારાજાધિરાજ ભોજદેવના આધિપત્ય નીચે મહારાજપુત્ર વત્સરાજે મોડાસા-750 મંડલમાંથી ભૂમિદાન દીધું. વત્સરાજ કીર્તિરાજનો પુત્ર હતો. એની પ્રેરણાથી કવિ સોઢ્ઢલે 'ઉદયસુન્દરીકથા'ની રચના કરી. ઈ.સ. 1050માં વત્સરાજે સોમનાથ મહાદેવને મૂલ્યવાન છત્ર અર્પણ કર્યું. વત્સરાજના પુત્ર ત્રિલોચનપાલે ઈ.સ. 1050માં એક ભાર્ગવ બ્રાહ્મણને ગામનું દાન દીધું. ત્રિલોચનપાલના પુત્ર ત્રિવિક્રમપાલે કાકા જગત્પાલની મદદથી લાટ જીતી લઈ ઈ.સ. 1077માં જગત્પાલના પુત્ર પદ્મપાલને 500 ગામોનો પ્રદેશ બક્ષિસ આપ્યો. દખ્ખણના ચાલુક્ય રાજા વિક્રમાદિત્ય છઠ્ઠાના ભાઈ જયસિંહે ત્રિવિક્રમપાલ પાસેથી લાટ લઈ લીધું.

જયસિંહના પુત્ર વિજયસિંહે મંગલપુરને રાજધાની બનાવી ત્યાં પોતાની અલગ શાખા સ્થાપી. વિજયસિંહે વિજયાપુર વસાવ્યું. એના વંશજ વીરસિંહદેવનું ઈ.સ. 1179નું દાનશાસન મળ્યું છે. વીરસિંહદેવે પાટણના સોલંકીઓનું આધિપત્ય ફગાવી દીધું ને રાજધાની વસંતપુરમાં રાખી. એના પુત્ર કર્ણદેવે ઈ.સ. 1220માં વ્યારા પ્રદેશમાંનું કાપુર ગામ બ્રાહ્મણોને દાનમાં દીધું. એના પૌત્ર વાસુદેવના નામ પરથી 'વાસુદેવપુર' વસ્યું, જે હાલનું વાંસદા છે.

વીરસિંહદેવના નાના પુત્ર કૃષ્ણદેવે મંગલપુરીમાં પોતાની અલગ શાખા સ્થાપી. એના વંશજ કૃષ્ણરાજના નાના ભાઈ કુંભદેવનો ઈ.સ. 1317નો અભિલેખ પ્રાપ્ત થયો છે.

સોલંકી કાલ દરમ્યાન મેવાડમાં ગૂહિલ વંશ, માળવા, આબુ, વાગડ, ભિન્નમાલ, કિરાડુ અને જાલોરમાં પરમાર વંશની શાખાઓ, શાકંભરી નડ્ડૂલ અને જાલોરમાં ચાહમાન (ચૌહાણ) વંશની શાખાઓ, હસ્તિકુંડી અને જોધપુરમાં રાષ્ટ્રકૂટો-(રાઠોડો)ની શાખાઓ, બુંદેલખંડમાં ચંદેલ્લ વંશ, ચેદિમાં કલચુરિ વંશ, દેવગિરિમાં યાદવ વંશ, કોંકણમાં શિલાહાર વંશ, દખ્ખણમાં ચાલુક્ય વંશ અને એની દક્ષિણે કદંબવંશનું શાસન પ્રવર્તતું હતું.

# પ્રકરણ 12

# સાંસ્કૃતિક ઇતિહાસ

## રાજ્યતંત્ર[27]

સોલંકી કાલમાં મહાન રાજાઓ પરમભટ્ટારક, મહારાજાધિરાજ અને પરમેશ્વર એ ત્રણ મહાબિરુદ ધારણ કરતા. કેટલાક રાજા 'ત્રૈલોક્યમલ્લ', 'સિદ્ધચક્રવર્તી', 'અવંતીનાથ', 'અભિનવસિદ્ધરાજ', 'સપ્તમ ચક્રવર્તી' જેવાં વિશિષ્ટ બિરુદ ધરાવતા. સામંત રાજાઓ 'મંડલેશ્વર' તરીકે ઓળખાતા. ઠકરાતના માલિકો 'રાણક' બિરુદ ધરાવતા. મોટા સામંત 'મહારાજ' કહેવાતા.

રાજાનો ઉત્તરાધિકાર સામાન્ય રીતે એના જ્યેષ્ઠ પુત્રને મળતો. કેટલીક વાર રાજા પોતાના ઉત્તરાધિકારીનો રાજ્યભિષેક કરી રાજ્યપદથી નિવૃત્ત થઈ જતા.

પ્રબળ રાજાઓ આસપાસના રાજાઓને પોતાનું આધિપત્ય સ્વીકારવા ફરજ પાડતા. સામંત પર નજર રાખવા કેટલીક વાર દંડનાયક, મંડલેશ્વર કે તંત્રપાલની નિયુક્તિ કરાતી.

રાજા બ્રાહ્મણો, મંદિરો અને દેરાસરોને આર્થિક પ્રોત્સાહન આપતો. એને ભૂમિદાન કરી તામ્રશાસન કરાવી આપતો. મંદિરો, જળાશયો અને કિલ્લા બંધાવતો. કવિઓ તથા વિદ્વાનોને પ્રોત્સાહન આપતો.

રાજાના અધિકારીઓમાં મહામાત્ય સહુથી ઉચ્ચ સ્થાન ધરાવતો. મહામાત્યો શ્રીકરણાદિ ખાતાંના સર્વ મુદ્રાવ્યાપાર સંભાળતા.

રાજ્યના વહીવટ માટે રાજ્યતંત્રને વિવિધ કરણો(ખાતાંઓ)માં વહેંચવામાં આવતું. 'લેખપદ્ધતિ' ગ્રંથમાં સોલંકી કાલના શાસનલેખોનાં ઉદાહરણ આપ્યાં છે. એમાં શરૂઆતમાં 32 કરણ ગણાવ્યાં છે, જેમકે શ્રીકરણ (આવકખાતું), વ્યયકરણ (ખર્ચ ખાતું), મંડપિકાકરણ (માંડવી ખાતું), ટંકશાલાકરણ, દ્રવ્યભાંડારકરણ, હસ્તિશાલાકરણ, શ્રેણિકરણ, કોષ્ઠાગારકરણ (કોઠાર ખાતું) અને મહાક્ષપટલકરણ (દફતર ખાતું).

કેટલાક અમાત્ય મંત્રી, પ્રધાન કે સચિવ તરીકે અધિકાર ધરાવતા. અન્ય અધિકારીઓમાં મહાસાંધિવિગ્રહિક અને મહાક્ષપટલિક નોંધપાત્ર છે.

રાજ્યના મુખ્ય વહીવટી વિભાગને 'મંડલ' કહેતા ને એના વડા અધિકારીને

'મંડલેશ્વર'. નવા જિતાયેલા મંડલમાં ઘણી વાર દંડનાયક કે સેનાપતિને નીમવાની જરૂર રહેતી. નગરનો વહીવટ પંચકુલને સોંપવામાં આવતો. પંચકુલ નગર-પંચાયત જેવું હતું.

સારસ્વત મંડલ (જુઓ આકૃતિ 14) એ સોલંકી રાજ્યનું મૂળ મંડલ હતું. એની અંદર વર્ધિપથક, ગંભૂતા પથક, વિષય પથક, દંડાહી પથક વગેરે પથક આવેલા હતા. સોલંકી રાજ્યમાં કચ્છ મંડલ, લાટ મંડલ, નાગસારિકા મંડલ, દધિપદ્ર મંડલ, ભિલ્લમાલ મંડલ અને સત્યપુર મંડલ જેવાં અન્ય મંડલ પણ હતાં.

રાજ્યની આવકનું મુખ્ય સાધન જમીન-મહેસૂલ હતું. કેટલીક વાર જમીન-માલિક સાથે વાર્ષિક મહેસૂલ અંગે કરાર કરવામાં આવતો. ઘણી વાર સમસ્ત ગામમાં સરખા પ્રકારની જમીન પર સરખા દરે મહેસૂલ આકારાતું. માંડવી પર લેવાતી જકાતને 'શુલ્ક' કહેતા. કેટલાંક ધર્મસ્થાનો માટે યાત્રાવેરો લેવાતો. સુરાના વેચાણમાંથી પણ રાજ્યને આવક થતી. અપુત્રિકાધન દ્વારા પણ ઘણી આવક થતી.

'લેખપદ્ધતિ'માં આ કાલનાં વિવિધ પ્રકારનાં ખતો અને દસ્તાવેજોના નમૂના આપવામાં આવ્યા છે.

અભિલેખો તથા સાહિત્ય પરથી સોલંકી કાલના સાંસ્કૃતિક ઇતિહાસનાં અન્ય અનેક પાસાં વિશે ઠીક ઠીક માહિતી સાંપડે છે.

## સામાજિક સ્થિતિ[28]

સ્મૃતિ–ઉક્ત ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા પ્રચલિત હતી, પરંતુ હવે જ્ઞાતિઓના વાડા બંધાવા લાગ્યા હતા. બ્રાહ્મણોમાં ઉદીચ્ય, મોઢ, નાગર, રાયકવાલ, શ્રીમાલી, વાયડા અને વણિકોમાં શ્રીમાલી, પોરવાડ, વાયડા, ધાકડ, ખડાયતા જેવી જ્ઞાતિઓના ઉલ્લેખ સોલંકી કાલમાં પ્રાપ્ત થાય છે. 'દ્વયાશ્રય'માં આભીર, કિરાત, ધીવર, ચાંડાલ, બર્બર, નિષાદ, મ્લેચ્છ, તુરુષ્ક, યવન, શક, હૂણ અને ખસ જેવી અનેક જાતિઓનો નિર્દેશ આવે છે. મંત્રી વસ્તુપાલ અને તેજપાલ પુનર્લગ્ન કરેલી વિધવા કુમારદેવીના પુત્ર હતા એ હકીકત વિધવા પુનર્લગ્નનું સંગીન ઉદાહરણ છે. વણિકોમાં, ખાસ કરીને પોરવાડોમાં, વૃદ્ધ શાખા ('વીસા') અને લઘુ શાખા ('દસા')ના ભેદ ચાલુ રૂઢિનો ભંગ કરતી આ ઘટનાથી પેદા થયા મનાતા. તત્કાલીન વણિક સમાજમાં વિધવા-પુનર્લગ્ન નિર્વાહ્ય હોવા છતાં બને ત્યાં સુધી ત્યાજ્ય ગણાતું એમ જગડૂશાહના કુટુંબની વિધવાઓના દૃષ્ટાંત પરથી ફલિત થાય છે.

'લેખપદ્ધતિ'માં લગ્નવિચ્છેદ અંગેના 'ઢૌકનપત્ર' નામે ઓળખાતા દસ્તાવેજનો નમૂનો આપ્યો છે. એમાં લગ્નવિચ્છેદના બંને પક્ષકાર મેહર (મેર)

જાતિના હતા, જ્યારે એ સ્ત્રીનું પુનર્લગ્ન આભીર જાતિના પુરુષ સાથે કરવામાં આવ્યું હતું.

કુલાંગનાનું નૈતિક ધોરણ સામાન્યતઃ ઊંચું હતું. છતાં ઉચ્ચ ગણાતા સમાજમાં પણ ક્યારેક નૈતિક સ્ખલનની ઘટનાઓ બનતી હતી.

રાજાઓ રાણીઓ ઉપરાંત ઉપપત્નીઓ રાખતા, જેમાં ગણિકાઓનો પણ સમાવેશ થતો. વારાંગનાઓ દાનમાં પણ અપાતી. કુમારપાલે માંસાહાર અને મદ્યપાનનો નિષેધ ફરમાવ્યો હતો, પણ એ વેશ્યા-વ્યસન પર પ્રતિબંધ મૂકવામાં સફળ થયો નહોતો. ચોરી, પરદારાગમન, દ્યૂત અને હિંસા જેવાં વ્યસન સમાજમાં પ્રચલિત હતાં, તેના નિવારણ માટે પણ કુમારપાલે પ્રયત્ન કરેલો.

દાસ-દાસી ખરીદાતાં, વેચાતાં, દાનમાં અપાતાં અને ધન મળતાં મુક્ત પણ કરાતાં. દાસીએ માલિકના ઘરમાં અનેકાનેક પ્રકારનાં કામ કરવાં પડતાં. ક્યારેક અનાથ છોકરીને લાચારીથી દાસીપણું અપનાવવું પડતું.

અપરાધી કે વંઠેલા કુટુંબીજનને રાજ્ય દ્વારા બહિષ્કૃત કરાતો, તેને લગતો દસ્તાવેજ 'કાલાક્ષરિત' કહેવાતો. એવી વ્યક્તિ આગળ જતાં સુધરી જાય, તો તેની જાહેરમાં ખાતરી કરી, તેને કુટુંબમાં પાછો લેવામાં આવતી. એને લગતા દસ્તાવેજને 'ઉજ્જ્વલાક્ષરિત' કહેતા.

મકાન ઈંટો અને લાકડાનાં બંધાતાં. મોટાં મકાન મજલાવાળાં હતાં ને એની ઉપર નળિયાનું છાપરું કે અગાસી કરાતી. પડસાળ અને રસોઈઘરની અલગ જોગવાઈ કરાતી. ગંદા પાણીના નિકાલ માટે ખાળકુંડી કરાતી. રાચરચીલામાં ચારપાઈ, માંચા, ઘંટી, નિશા, ઉલૂખલ, મુસલ વગેરેના તેમ જ કડાઈ, તાંબડી, દેઘડી, નળો, ડોલ, બુઝારાં, પવાલાં વગેરેના ઉલ્લેખ મળે છે. વાસણો મોટે ભાગે પિત્તળનાં અને તાંબાનાં વપરાતાં.

ખાદ્ય પદાર્થોમાં મોદક, અપૂપ, ખાજાં, સુતરફેણી, વડી વગેરેના ઉલ્લેખ આવે છે. રાજપૂતોમાં માંસાહાર સામાન્ય હતો, પરંતુ કુમારપાલે જૈન ધર્મના પ્રભાવથી માંસાહારનો ત્યાગ કર્યો એટલું જ નહિ પ્રજામાં પણ અમારિ(અહિંસા)ની ઘોષણા કરી. રાજકુલમાં મદ્યપાન વ્યાપક હતું, સ્ત્રીઓમાં પણ.

કુલીન સ્ત્રીઓ સર્વ અંગ ઢંકાય તેવાં વસ્ત્ર પહેરતી. પુરુષો પોશાકમાં કિનારીવાળાં અને કિનારી વિનાનાં ધોતિયાં પહેરતા. ઉચ્ચ વર્ણના ગૃહસ્થો પણ ચડ્ડી જેવું વસ્ત્ર પહેરતા. ધનિક સ્ત્રી-પુરુષો દેવમંદિર કે અન્યત્ર જતાં 'નોળી' એટલે કે નોળિયાના ચામડાની નાણાંથેલી રાખતાં.

રમતો અને વિનોદોમાં કુક્કુટ-યુદ્ધ, આખલાની સાઠમારી, ગેડીદડા વગેરેના

ઉલ્લેખ આવે છે. લોકોને શિકારનો ઘણો શોખ હતો. વસંતોત્સવમાં સ્ત્રીઓ 'નવલતા' નામે રમત રમતી. ઉત્સવ-પ્રસંગોએ નાટક ભજવાતાં. લોકોમાં અનેક પ્રકારના વહેમ પ્રચલિત હતા ને લોકો ભૂતપ્રેતમાં પણ માનતા. નજર લાગવાનો ભય વ્યાપક હતો. સિદ્ધરાજની અલૌકિક શક્તિઓ અને એના અતિમાનુષ ચમત્કારોમાં પ્રજાનો મોટો વર્ગ શ્રદ્ધા ધરાવતો.

## આર્થિક સ્થિતિ[29]

પ્રજાનું સામાન્ય જીવન ખેતીપ્રધાન હતું. જમીનની માપણી 'હલવાહ'માં થતી. હલવાહ એટલે કે એક કે એથી વધુ હળથી ખેડી શકાય તેટલી જમીન. ગુજરાતમાં ઘઉં, ડાંગર, તુવેર, મગ, અડદ અને જુવાર જેવાં વિવિધ ધાન્ય થતાં તેમજ નારંગી, લીંબુ, જાંબુ, કેળ, કોઠાં, કરમદાં, ચારોળી, કેરી, સીતાફળ, ખજૂર, દ્રાક્ષ, શેરડી જેવાં ફળ થતાં. વળી સોપારી, શ્રીફળ, દાડમ, આંબળાં અને બોર પણ થતાં. ઉપરાંત ચણા, વટાણા, જવ, જુવાર, તલ, બાજરી, કોદરા વગેરે પાક થતા. શેરડી, ગળી અને કપાસનું વાવેતર થતું. માંગરોળ-ચોરવાડના પ્રદેશમાં નાગરવેલનાં પાન અને નાળિયેરીનાં ઝાડ થતાં.

ગુજરાત પ્રાચીન કાલથી કાપડ-ઉદ્યોગ માટે વિખ્યાત હતું. સોલંકી કાલમાં ગુજરાતનો કાપડ-ઉદ્યોગ દેશવિદેશમાં વિખ્યાત બની ગયો હતો. ખંભાત અને ભરૂચમાં અનેક પ્રકારનું કાપડ તૈયાર થતું ને ત્યાંથી દેશ-વિદેશમાં એની નિકાસ થતી. પટોળાં વણનાર સાળવીઓને આ કાલમાં માળવામાંથી ગુજરાતમાં વસાવવામાં આવ્યા હતા.

શેરડીમાંથી ગોળ, ખાંડ અને સાકર બનાવવાનો ઉદ્યોગ ચાલતો. ગુજરાતમાં ચામડાં કમાવવાનો મોટો ઉદ્યોગ ચાલતો. ચામડાં ભરેલાં સંખ્યાબંધ વહાણ દર વર્ષે ગુજરાતનાં બંદરોથી પરદેશ જતાં. ઉત્તર ગુજરાતમાં તથા કચ્છમાં બહોળું પશુધન હતું. ખંભાતનાં ચામડાનાં પગરખાં મશહૂર હતાં.

નગરો, દુર્ગો, દેવાલયો, જળાશયો આદિના અવશેષો પરથી અહીં સ્થાપત્ય, શિલ્પ, કડિયાકામ, પથ્થરકામ, સુથારીકામ વગેરે હુન્નરકલાઓ સારી રીતે વિકસી હોવાનું સ્પષ્ટ થાય છે. ખાણોમાંથી પથ્થર કાઢવા-તોડવા માટે તેમ જ એને જોઈતા ઘાટ આપવા માટે લોખંડનાં ઓજાર બનાવવા જરૂરી હથિયારો અને ઓજારો અહીં જ તૈયાર કરાતાં. લોખંડ ગાળવાનો ઉદ્યોગ ખાણોના સ્થળ ઉપર જ વિકસ્યો હતો. ઘર-વપરાશ માટેનાં તાંબું, પિત્તળ અને કાંસાનાં વાસણ અને રાચરચીલાં બનાવવાનો ઉદ્યોગ અહીં સુવિકસિત હતો. સોની, માળી, કુંભાર, વણકર અને દરજીના તેમ જ પુરોહિત, જ્યોતિષી, વૈદ્ય, સૈનિક, ધોબી, રંગાટી, વાળંદ, ઘાંચી, તંબોળી, કલાલ, ગાયક, ગણિકા, કંદોઈ વગેરે ધંધાઓના ઉલ્લેખ પણ ઉપલબ્ધ છે.

ત્યારે અહીં વિવિધ ધંધારોજગારી કરનારાઓની શ્રેણી(મહાજન)ઓ લોકપ્રિય હતી.

ગુજરાત વેપારવણજમાં પણ સક્રિય હતું. એ કાલના ભીમપ્રિય, કુમારપાલપ્રિય, લૂણસાપ્રિય અને વીસલપ્રિય આદિ દ્રમ્મના ઉલ્લેખ ઉપલબ્ધ છે, પરંતુ સોલંકી રાજાઓના સિક્કા જવલ્લે જ સાંપડે છે. એ કાલના વિવિધ સિક્કાઓમાં કાકિણી, કાર્ષાપણ, દ્રમ્મ, રૂપક, વિંશોપક ઇત્યાદિના ઉલ્લેખ આવે છે. ધાન્યનાં તોલમાપ માટે પ્રસ્થ, આઢક, દ્રોણ, ખારી, પાલી, માણક, સેતિ, માણી, કળશી વગેરેના ઉલ્લેખ મળે છે. સુવર્ણ તથા કુંકુમાદિના તોલ માટે માષ, કર્ષ, પલ, મણ, ધટી, રતી, વાલ, ગદિયાણો, પલ વગેરે પ્રચલિત હતાં. જમીનનાં માપમાં હસ્ત, દંડ, કોશ, યોજન, વાંસ, નેતન, હલવાહ વગેરે પ્રચલિત હતાં.

કચ્છથી લાટ સુધીનો લાંબો દરિયાકિનારો ધરાવતા ગુજરાતમાં વિદેશી વેપારનાં અનેક બારાં આવેલાં હતાં. અહીંના નિવાસીઓ અનેક વેલાકુલો(બંદરો)માં અલ્પ વ્યવસાય કરીને પણ અપાર સંપત્તિ પ્રાપ્ત કરતા. ભરૂચ, ખંભાત અને સોમનાથ પાટણ (વેરાવળ સહિત) ગુજરાતનાં ધીકતાં બંદર હતાં. ઉત્તર ભારતમાંથી મુસ્લિમો હજ કરવા જવા માટે ગુજરાતના ખંભાત બંદરે આવતા. જગડૂ શાહનો પરદેશો સાથે બહોળો વેપાર એમનાં પોતાનાં વહાણો મારફતે ચાલતો હતો. ગુજરાતના પાટનગર પાટણમાં નાવિકોનો એક મહોલ્લો હતો. ગુજરાતનું વહાણવટું સમૃદ્ધ હતું ને સમુદ્રકિનારા પરના દરેક નગરમાં જગતના અનેક દેશોના વેપારીઓ વસતા અને અવરજવર કરતા. વહાણવટા સાથે ચાંચિયાગીરી પણ ખીલી હતી.

ખુશ્કી વેપાર બળદ, ઊંટ, ગધેડાં અને ગાડાંઓના સાર્થ મારફતે ચાલતો. સાર્થ(કાફલા)નો નેતા 'સાર્થવાહ' કહેવાતો. 'વાણિજ્યકારક' પરથી 'વણજારો' શબ્દ વ્યુત્પન્ન થયો છે. અહીંથી સુતરાઉ કાપડ, રેશમી કાપડ, ચામડું, મરી, સૂંઠ, રંગ, ગળી, ગૂગળ, કપાસ, ખાંડ, સુગંધી પદાર્થો, લાખ, આંબળાં વગેરેની ઈરાન, અરબસ્તાન, આફ્રિકા અને ચીનમાં નિકાસ થતી. વિદેશથી સોનું, રૂપું, સુરમો, ઘોડા વગેરેની અહીં આયાત થતી.

ધીકતા વેપારને લીધે વણિક વર્ગ સમૃદ્ધ હતો. કરોડપતિઓનાં ભવન પર કોટિધ્વજ ફરકતો. કેટલાક ધનિકોનો વૈભવ રાજાના વૈભવની પણ સ્પર્ધા કરે તેવો હતો. વેપારથી પૈસો મેળવવાની આવડત અને એને લીધે વ્યવહારનાં ઘણાંખરાં ક્ષેત્રોમાં માર્ગ કાઢવાની કુશળતા સોલંકી કાલમાંય વિકસી હતી.

## ભાષા અને લિપિ

આ કાલનાં સર્વ દાનશાસન સંસ્કૃતમાં લખેલાં છે. આ દાનશાસન મૈત્રકોનાં

દાનશાસનોમાં દેખા દેતી કાવ્યમય પ્રશસ્તિઓ ધરાવતી નથી, પરંતુ તદ્દન સાદી અને અનલંકૃત શૈલીમાં છે. આ કાલના કેટલાક શિલાલેખ ઉચ્ચ કોટિનું કવિત્વ ધરાવતી પ્રશસ્તિઓ રૂપે રચાયા છે. કવિ શ્રીપાલે રચેલી વડનગર પ્રશસ્તિ અને કવિ નાનાક વિશે રચાયેલી બે પ્રશસ્તિઓ એના સુંદર નમૂના છે. કવિ સોમેશ્વર, જયસિંહસૂરિ, નરચંદ્રસૂરિ અને નરેન્દ્રપ્રભસૂરિએ રચેલી પ્રશસ્તિઓ પણ એવા ઉચ્ચ કોટિના નમૂના ગણાય.

સ્થાવર મિલકતના વેચાણ તથા ગીરોને લગતા દસ્તાવેજ તેમજ વિવિધ બાબતો અંગેનાં ખતપત્ર પણ સંસ્કૃત ભાષામાં લખાયાં છે. આ પરથી રાજવહીવટમાં દસ્તાવેજો તથા ખતોનું સત્તાવાર માધ્યમ સંસ્કૃત ભાષા હોવાનું સ્પષ્ટ થાય છે. સામાન્ય લોકો વ્યવહાર એ સમયની પ્રચલિત બોલાતી ભાષામાં કરતા હશે, પણ સરકારી દસ્તાવેજો, ખતપત્રો, દાનશાસનો વગેરે માટે સંસ્કૃત જેવી રાજભાષા સમજી શકતા હશે.

એ સમયે વિદ્વત્સભામાં વાદવિવાદ સંસ્કૃત ભાષામાં થતા. શાસ્ત્રીય ગ્રંથો તેમજ ધર્મગ્રંથો પરની વૃત્તિઓ પણ સંસ્કૃતમાં લખાતી. પ્રાકૃત આગમગ્રંથો પરની વૃત્તિઓ પણ હવે સંસ્કૃતમાં લખાતી.

વળી પ્રાકૃત તથા અપભ્રંશ ભાષામાં પણ ઘણું લલિત સાહિત્ય રચાતું. ગુજરાતના જૈન વિદ્વાનોએ રચેલી કથાઓ ભારતીય પ્રાકૃત સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે. સોલંકી કાલના જૈન આચાર્યોએ માત્ર ધાર્મિક જ નહિ, પણ લૌકિક આખ્યાનો રચીને પ્રાકૃત સાહિત્યના ભંડારને સમૃદ્ધ કર્યો છે. આ કથાઓને હૃદયંગમ બનાવવા માટે વાર્તા, આખ્યાન, ઉપમા, સંવાદ, સુભાષિત, સમસ્યાપૂર્તિ, પ્રશ્નોત્તર, પ્રહેલિકા ઇત્યાદિનો આધાર લેવાતો. આ કથાઓમાં રાજાઓ, યોદ્ધાઓ અને ધનિકોના ચરિત્રચિત્રણ ઉપરાંત સમાજના વિવિધ વર્ગોના જનોનું પણ ચિત્રણ થવા લાગ્યું. વળી આ કથાઓમાં તે તે પ્રદેશની લોકભાષા, લોકજીવન અને રીત-રિવાજોનું પણ ઠીક પ્રતિબિંબ પડે છે.

એ કાલની લોકભાષા અપભ્રંશ હતી. આ ભાષા હિંદી, મરાઠી, બંગાળી અને ગુજરાતી ભાષાની જનની છે. અપભ્રંશ ભાષાનું સાહિત્ય પ્રાયઃ જૈન આચાર્યોએ રચ્યું છે. આચાર્ય હેમચંદ્રે એ સમયના અપભ્રંશનું પ્રથમ વિશદ વ્યાકરણ, રચ્યું. આ અપભ્રંશને વિદ્વાનો 'ગૌર્જર અપભ્રંશ' તરીકે ઓળખાવે છે. એના ગદ્ય સાહિત્યમાં ભારોભાર સંસ્કૃત તત્સમ શબ્દો વપરાયેલા જોવા મળે છે. આથી આ અપભ્રંશને 'સંસ્કૃતાઢ્યા ગૌર્જરી' કહેલ છે. આ ભાષામાં ઉત્તરોત્તર સંસ્કૃત તત્સમ શબ્દોનો ઉપયોગ વધતો જાય છે. આ કાલ દરમ્યાન ગૌર્જર અપભ્રંશનો પ્રવાહ ગુજરાતી ભાષા-સ્વરૂપના ઘડતર તરફ વળે છે. 'રેવંતગિરિરાસુ' જેવા રાસાઓમાં

ભાષાનો ઉત્તરોત્તર વિકાસ થતો જોઈ શકાય છે. લોકભાષા દ્વારા રાસાઓ, વીવાહલા, ફાગ, ચર્ચરી, ધવલ, કક્ક-માતૃકાઓ વગેરે અનેક પ્રકાર ભાષામાં પ્રચલિત થયા. આ કાલમાં રાજસ્થાન-માળવા - નિમાડ - ગુજરાતની ભાષાઓ એકમેકથી જુદી પડી નહોતી. સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, ઉત્તર અપભ્રંશ અને પછી 'ગુર્જર ભાષા' એમ વિવિધ ભાષાઓમાં રચાયેલા હજારો ગ્રંથ મુખ્યત્વે ગુજરાતના જ્ઞાનભંડારોમાં પ્રાપ્ત થાય છે. પ્રબંધગ્રંથોમાં સંસ્કૃત ભાષાના ગુજરાતીકરણ જેવા અનેક પ્રયોગ ઉપલબ્ધ થાય છે ને પ્રાકૃત સાહિત્યમાં દેશ્ય શબ્દોના અનેક પ્રયોગ પ્રાપ્ત થાય છે. હેમચંદ્રાચાર્યે 'દેશીનામમાલા' જેવો કોશગ્રંથ પણ તૈયાર કરેલો.[30]

સોલંકી કાલમાં ગુજરાતમાં ઉત્તરી શૈલીની નાગરી લિપિ(જુઓ આકૃતિ 15) પ્રચલિત થઈ હતી. એ કાલના અભિલેખોમાં તેમજ હસ્તલિખિત ગ્રંથોમાં આ લિપિનાં વિવિધ લક્ષણ જોવા મળે છે. જૈન લહિયાઓએ લખેલી હસ્તપ્રતોમાં જૈન નાગરી લિપિનું સ્વરૂપ નજરે પડે છે. આ કાલ દરમ્યાન इ અને ईમાં શિરોરેખા પ્રયોજાવા લાગી. घ અને शમાં શિરોરેખા કરવાનું વલણ વધ્યું છે. બે ટોચવાલા વર્ણોની બે ટોચ પર અલગ અલગ થતી શિરોરેખાને બદલે હવે બંને ટોચ પર એક સળંગ શિરોરેખા કરાય છે. કેટલાક વર્ણોનાં બબ્બે સ્વરૂપ પ્રયોજાતાં, જેમકે अ, झ, ण, भ અને लમાં. એમાં દક્ષિણી શૈલીનાં સ્વરૂપની સરખામણીએ ઉત્તરી શૈલીનાં સ્વરૂપ વિપુલ પ્રમાણમાં પ્રયોજાયાં છે.

અનુ-મૈત્રક કાલ દરમ્યાન કેટલાક વર્ણોના વિકસેલા મરોડ એ જ સ્વરૂપે સોલંકી કાલમાં પણ નજરે પડે છે, જ્યારે બીજા કેટલાક વર્ણોના સ્વરૂપમાં આ કાલ દરમ્યાન વિકાસ થતો રહ્યો છે. એકંદરે જોતાં સોલંકી કાલની નાગરી લિપિમાં પ્રયોજાયેલા વર્ણ બહુધા અર્વાચીન સ્વરૂપને પામ્યા છે.

અંતર્ગત સ્વરચિહ્નોનું સ્વરૂપ તેઓના અર્વાચીન સ્વરૂપની લગોલગ આવી પહોંચ્યું છે. અંતર્ગત इ તથા ईનાં સ્વરચિહ્ન પૂર્ણ વિકાસ પામ્યાં છે, પરંતુ આ સ્વરચિહ્નોને વર્ણોની શિરોરેખા સાથે ન જોડતાં અલગ રાખવામાં આવતાં.

અંતર્ગત उ, ऊ અને ऋનાં સ્વરચિહ્ન એની અર્વાચીન અવસ્થાએ પહોંચ્યાં છે. અંતર્ગત एનું સ્વરચિહ્ન વર્ણને મથાળે માત્રારૂપે પ્રયોજાય છે, પરંતુ એને બદલે વર્ણની આગળ પડિમાત્રા પ્રયોજવાનું વધુ પ્રચલિત થયું છે. અંતર્ગત ऐના સ્વરચિહ્નની એક રેખા પડિમાત્રા સ્વરૂપે અને બીજી રેખા ઉપરની માત્રા તરીકે પ્રયોજાતી. અંતર્ગત ओ માં અંતર્ગત एની માત્રા ઉપર-માત્રા અને પડિમાત્રા એ બંને પ્રકારે પ્રયોજાય છે. અંતર્ગત औના સ્વરચિહ્નમાં અંતર્ગત ऐની માફક એક માત્રા પડિયાત્રા સ્વરૂપે જોડાય છે.

સોલંકી કાલ દરમ્યાન પણ સંયુક્ત વ્યંજનોની ત્રણેય પદ્ધતિ ચાલુ રહેલી છે: (અ) પૂર્વવર્તી વ્યંજનની નીચે ઉત્તરવર્તી વ્યંજન જોડવાની પધ્ધતિ, (આ) પૂર્વવર્તી વ્યંજનને નીચલે છેડે ઉત્તરવર્તી વ્યંજનની ડાબી ટોચ જોડવાની પદ્ધતિ અને (ઈ) પૂર્વવર્તી વ્યંજનની જમણી ઊભી રેખા સાથે ઉત્તરવર્તી વ્યંજનની ડાબી રેખા એકાકાર કરીને જોડવાની પદ્ધતિ. સોલંકીકાલીન સંયુક્ત વ્યંજનો એકંદરે કલાત્મક મરોડ ધરાવે છે.

સોલંકી કાલમાં અનુસ્વારનું ચિહ્ન તથા વિસર્ગનું ચિહ્ન બિંદુસ્વરૂપે તેમજ પોલા મીંડાના સ્વરૂપે – એમ બંને પ્રકારે પ્રયોજાય છે. હલંત વ્યંજન માટે વ્યંજનની નીચે ત્રાંસી રેખા ઉમેરવામાં આવતી હતી, મોટે ભાગે આ રેખા વ્યંજનથી અલગ લખાતી. આ કાલથી રેખાના આરંભિક ભાગમાં ગાંઠ કરવામાં આવે છે. વિરામચિહ્નોમાં શ્લોકાર્ધના અંતે એક ઊભો દંડ અને શ્લોક પૂરો થતાં બે ઊભા દંડ પ્રયોજાય છે. આ ઊભા દંડના નીચલા છેડાને જમણી બાજુએ વાળવામાં આવતો ને બે દંડમાં ડાબી બાજુના દંડની મધ્યમાં નાની આડી રેખા ઉમેરાતી. પદના અંતે આવતા ए અને ओ પછી ઉમેરાતા અવગ્રહના ચિહ્નનો વિકસિત અર્વાચીન મરોડ બહુધા પ્રયોજાયો છે, મંગલચિહ્નોમાં ॐનું ચિહ્ન ओના ચિહ્ન પરથી સાધિત થયાનું સ્પષ્ટ જણાય છે. વામાવર્ત અને દક્ષિણાવર્ત શંખાકાર ચિહ્ન આ કાલમાં પણ પ્રયોજાયાં છે. આ ઉપરાંત અભિલેખોમાં તથા હસ્તપ્રતોમાં 'બે લીટી, ભલે, મીંડું, બે પાણ' તરીકે ઓળખાતાં ॥ ૫૦ ॥ ચિહ્ન પ્રયોજાતાં.

અંકચિહ્નોના સ્વરૂપમાં વિકાસ થતો રહ્યો છે ને ૫, ૮ અને ૯નાં ચિહ્નો સિવાયનાં સર્વ અંકચિહ્ન તેઓના અર્વાચીન સ્વરૂપને પામ્યાં છે. અપૂર્ણાંક સંખ્યાઓ આણપાણ દ્વારા દર્શાવાતી.

જૈન નાગરી લિપિ આ કાલમાં ઘણો વિકાસ પામી. જૈનો સૌષ્ઠવયુક્ત લખાણ માટે ઘણા આગ્રહી રહ્યા છે ને એ હેતુથી પુસ્તકલેખન માટે તેઓ કાયસ્થ, બ્રાહ્મણ, નાગર, ભોજક વગેરે જ્ઞાતિઓના લહિયાઓને પ્રોત્સાહન આપતા હતા. સોલંકી કાલમાં જૈન પુસ્તકોના લેખનમાં લેખન-શૈલીની વિશિષ્ટતાઓ વધવા લાગે છે ને તત્કાલીન નાગરી લિપિનું સહેજ પરિવર્તનવાળું સ્વરૂપ કહી શકાય તેવી જૈન નાગરી લિપિનું વિશિષ્ટ સ્વરૂપ ઘડાવા લાગે છે. આ લિપિમાં लનો મરોડ વિલક્ષણ છે. भનું વૈકલ્પિક અને शનું મીંડા વગરનું સ્વરૂપ વ્યાપકપણે પ્રયોજાતું. આ લિપિમાં एનું પડિમાત્રા-સ્વરૂપ વધુ ને વધુ પ્રયોજાતું. બે લીટીઓ વચ્ચેનું અંતર લહિયાઓ ઓછું રાખતા, તેથી उ અને ऊનાં અંતર્ગત સ્વરચિહ્ન તેઓ નાના માપમાં લખતા. વળી સંયુક્ત વ્યંજનોની બાબતમાં જૈન લિપિમાં કેટલીક વિશેષતાઓ પ્રચલિત થઈ હતી. અંકચિહ્નોના મરોડ આ લિપિમાં ઘણા કલાત્મક બનાવવામાં આવ્યા છે.[31]

## કાલગણના

સોલંકી કાલમાં ગુજરાતમાં અનેક સંવત વપરાયા.

## વિક્રમ સંવત[32]

સોલંકી કાલ દરમ્યાન વિક્રમ સંવત ગુજરાતના મુખ્ય સંવત તરીકે પ્રચલિત થયો. મૂલરાજ 1લાના પૂર્વજ પ્રતીહાર રાજાધિરાજોના આધિપત્ય નીચે દક્ષિણ રાજસ્થાનમાંના ગુર્જરદેશમાં શાસન કરતા હતા તે પરથી અહીંના સોલંકી વંશના સ્થાપક મૂલરાજ અને એના વંશજોએ પોતાનાં શાસનોમાં વિક્રમ સંવત પ્રયોજેલો, ત્યારથી અહીં એ સંવત બહોળો પ્રચાર પામ્યો લાગે છે. સોલંકી કાલના શિલાલેખો, તામ્રપત્રલેખો અને પ્રતિમાલેખોમાં તેમ જ હસ્તલિખિત ગ્રંથોની પુષ્પિકાઓ અને પ્રશસ્તિઓમાં આ સંવતની સંખ્યાબંધ મિતિઓ ઉપલબ્ધ થઈ છે. આ મિતિઓ વિ.સં. 1005થી 1360ની મળી છે. આમાંની ઘણી મિતિઓમાં તિથિની સાથે વાર આપેલો હોય છે, જે એ કાલની વર્ષ અને માસની પદ્ધતિ તારવવામાં ઉપયોગી નીવડે છે. આ વિગતો તપાસતાં માલૂમ પડે છે કે ગુજરાતના વિભિન્ન પ્રદેશોમાં એકંદરે કાર્તિકાદિ વર્ષ અને અમાન્ત માસનું પ્રચલન વધતું જતું હતું. કચ્છ અને પશ્ચિમ સૌરાષ્ટ્રમાં આષાઢાદિ વર્ષ પ્રચલિત હતાં.

## સિંહ સંવત[33]

સોલંકી રાજાઓના કેટલાક અભિલેખોમાં સિંહ સંવત નામે સંવત પ્રયોજાયો છે. આ સર્વ અભિલેખ સોરઠ(દક્ષિણ સૌરાષ્ટ્ર)ના છે. આ સંવતની ઉપલબ્ધ મિતિઓ સિંહ સંવત 32થી 151 સુધીની મળી છે. સદ્ભાગ્યે એમાં સિંહ સંવતના વર્ષ ઉપરાંત તે સમયનું વિક્રમ સંવત અને / અથવા વલભી સંવતનું વર્ષ પણ આપવામાં આવ્યું છે. આ પરથી સિંહ સંવતનો આરંભ વિ. સં. 1170 અને વલભી સંવત 795માં અર્થાત્ ઈ.સ. 1113-14માં થયો હોવાનું માલૂમ પડે છે. એ સમયે ગુજરાતમાં સિદ્ધરાજ જયસિંહનું શાસન પ્રવર્તતું હતું. સિંહ સંવતની ઉપલબ્ધ મિતિઓ તપાસતાં જાણવા મળે છે કે એનાં વર્ષ કાર્તિકાદિ નહિ, પણ ચૈત્રાદિ (કે આષાઢાદિ) હતાં. આ સંવતનો ઉપયોગ સોરઠમાં મર્યાદિત રહ્યો હતો ને ત્યાં પણ એનો ઉપયોગ વાઘેલા-સોલંકી કાલના અંત સુધીમાં સદંતર લુપ્ત થયો લાગે છે.

આ સંવતની ઉત્પત્તિ વિશે વિદ્વાનોમાં વિભિન્ન મત પ્રવર્તે છે. સિંહ સંવત સોરઠના કોઈ સ્થાનિક રાજાએ શરૂ કર્યો હોય એ સંભવિત નથી. પ્રાયઃ એ સિદ્ધરાજ જયસિંહે સોરઠ પર પ્રાપ્ત કરેલા વિજયની યાદગીરીમાં શરૂ થયો લાગે

છે, પરંતુ એનું પ્રચલન સોરઠમાં કેમ સીમિત રહ્યું એ સમજવું મુશ્કેલ છે. કદાચ સિદ્ધરાજે માત્ર સોરઠની પ્રજાને ઋણમુક્ત કરી હોય ને તે કારણે એનો ઉપયોગ એ મંડલમાં સીમિત રહ્યો હોય.

સોલંકી કાલમાં આ ઉપરાંત શક સંવત અને વલભી સંવત પણ થોડા પ્રમાણમાં પ્રચલિત હતા.

## હિજરી સન[34]

આ સંવત અરબસ્તાનમાં ઇસ્લામના સ્થાપક મહમ્મદ પયગંબર સાહેબે ઈ.સ. 622માં મક્કાથી મદીના હિજરત કરી તેની યાદગીરીમાં પ્રયોજાયો હતો. એના મહિના ચાંદ્ર છે ને એમાં અધિક માસ ઉમેરવામાં આવતો નથી. આથી ચાંદ્ર વર્ષ સૌર વર્ષ કરતાં 11 દિવસ ટૂંકું હોઈ એમાં સૌર વર્ષના માસ અને ઋતુઓ સાથે એનો મેળ મળતો નથી ને સમય જતાં એક બાજુ હિજરી સન અને બીજી બાજુ વિક્રમ સંવત કે ઈસ્વીસન વચ્ચેનું અંતર ઘટતું જાય છે.

ગુજરાતમાં હિજરી સન મુસ્લિમ વસાહતીઓ દ્વારા સોલંકી કાલમાં કે એનીય પહેલાં પ્રચલિત થઈ હશે, પરંતુ ગુજરાતના અભિલેખોમાં એનો પહેલવહેલો નિર્દેશ વાઘેલા સોલંકી રાજા અર્જુનદેવના વેરાવળ શિલાલેખમાં આવે છે. એમાં આ સંવતને 'બોધકર રસૂલ મહંમદ સંવત' કહ્યો છે. મસ્જિદના નિભાવને લગતા આ શિલાલેખમાં પહેલું વર્ષ હિજરી સનનું આપેલું છે એ સ્વાભાવિક છે. એની પછી વિક્રમ સંવત 1320, વલભી સંવત 945 અને સિંહ સંવત 151નાં વર્ષ આપેલાં છે. આ મિતિમાં હિજરી સનનો મહિનો અને રોજ આપેલો નથી. હિ.સ. 662ના આ શિલાલેખના સમયે હિજરી સન અને ઈસ્વીસન વચ્ચેનો તફાવત 602નો હતો.

## સાહિત્ય[35]

સોલંકી કાલમાં પાટણ અને આનંદપુર (વડનગર) વિદ્યાકેન્દ્ર હતાં.

આ કાલમાં બ્રાહ્મણ વિદ્વાન ઘણા થયા છે, પરંતુ તેઓમાં કેટલાકે જ ગ્રંથરચનાઓ કરી છે.

નગર અર્થાત્ આનંદપુરમાં ગુલેચા કુલમાં સોલ નામે બ્રાહ્મણ પંડિત થયા, તે મૂલરાજ 1લાના રાજપુરોહિત હતા. એના વંશજ સોલંકી રાજાઓના રાજપુરોહિત થતા રહ્યા. તેઓમાં કવિ સોમેશ્વર સુપ્રસિદ્ધ છે.

આનંદપુરના નિવાસી ઉવ્વટે અવંતીમાં જઈ શુકલ યજુર્વેદ ભાષ્ય આદિ ભાષ્ય લખ્યાં. એ રાજા ભોજ(11મી સદી)નો સમકાલીન હતો. 'શાંખાયન પદ્ધતિ'

લખનાર વિષ્ણુ પંડિત આનંદપુરનો વતની અને ઉવ્વટનો સમકાલીન હતો.

ભીમદેવ 1લાના સમયમાં ભરૂચમાં વત્સરાજના રાજ્યમાં કાયસ્થ જ્ઞાતિનો સોઢલ નામે કવિ થયો. એણે બાણભટ્ટની 'કાદંબરી'ની શૈલીએ 'ઉદયસુંદરીકથા' રચી.

ભરૂચનો કૌલ કવિ પણ આ સમયે થયો. એ તર્ક, લક્ષણ અને સાહિત્યમાં વિદ્વાન હતો. વૃદ્ધનગર(વડનગર)ના ઘા-દ્વિવેદ નામે પંડિતે 'નીતિમંજરી' નામે ગ્રંથ રચ્યો છે (ઈ.સ. 1054).

કાશ્મીરી કવિ બિલ્હણ રાજા કર્ણદેવના સમયમાં પાટણ આવ્યો હતો ને થોડાં વર્ષ ગુજરાતમાં રહ્યો હતો. એણે કર્ણદેવની પ્રણયકથાને અનુલક્ષી 'કર્ણસુંદરી' નામે નાટિકા રચી છે.

સિદ્ધરાજ જયસિંહના કુલગુરુ ગંડશ્રી ભાવબૃહસ્પતિ સોમનાથ મંદિરના મઠાધીશ હતા. એમણે પાશુપત સંપ્રદાયના કેટલાક ગ્રંથ રચ્યા હતા.

સિદ્ધરાજના સમકાલીન અને એનાથી સંમાનિત કવિ વાગ્ભટે 'વાગ્ભટાલંકાર' નામે અલંકારવિષયક ગ્રંથ લખ્યો છે.

સિદ્ધરાજના મંત્રી કવિ અંબાપ્રસાદે અલંકારોની મીમાંસા કરતો 'કલ્પલતા' નામનો ગ્રંથ રચ્યો.

રાજા કુમારપાલના સમયમાં પ્રસર્વજ્ઞ નામે પાશુપતાચાર્યે એક પ્રશસ્તિ રચી, જે માંગરોળની સોઢળી વાવમાં સચવાઈ છે. કુમારપાલના મંત્રી દુર્લભરાજે 'સામુદ્રિક તિલક' અને એના પુત્ર જગદેવે 'સ્વપ્નશાસ્ત્ર' નામે ગ્રંથ લખ્યો.

આબુના રાજા ધારાવર્ષદેવના ભાઈ પ્રહ્લાદને 'પાર્થપરાક્રમ વ્યાયોગ' નામે રૂપકની રચના કરી. રાજા અજયપાલના મંત્રી યશઃપાલે 'મોહરાજ-પરાજય-નાટક'ની રચના કરી.

અરિસિંહ ઠાકુરે મહામાત્ય વસ્તુપાલ વિશે 'સુકૃતસંકીર્તન' નામે કાવ્ય રચ્યું. ગૌડ દેશથી આવી ગુજરાતમાં વસેલા હરિહર કવિએ 'શંખપરાભવ નાટક' રચી વસ્તુપાલની પ્રશસ્તિ કરી છે. કવિ સોમેશ્વર મહામાત્ય વસ્તુપાલની વિદ્વત્સભાનો અગ્રગણ્ય વિદ્વાન હતો. એણે 'સુરથોત્સવ' અને 'કીર્તિકૌમુદી' નામે કાવ્યો, 'ઉલ્લાઘ-રાઘવ' નામે નાટક, 'રામશતક', 'કર્ણામૃતપ્રપા' ઇત્યાદિની રચના કરી છે. કવિ સુભટે 'દૂતાંગદ-છાયાનાટક' રચ્યું.

આનંદપુર પાસેના ગુંજા ગામનો નિવાસી નાનાક નામે નાગર વેદ, વેદાંગ,

સાહિત્ય, નાટ્ય વગેરેનો સમર્થ વિદ્વાન હતો. એણે ઈ.સ. 1272માં પ્રભાસપાટણમાં સારસ્વત-સદન બંધાવ્યું હતું. 'બાલસરસ્વતી' કૃષ્ણ અને ગણપતિ વ્યાસ નામે કવિઓએ એની પ્રશસ્તિ રચી છે. ગણપતિ વ્યાસે 'ધારાધ્વંસ' નામે કૃતિ પણ રચી હતી. ધોળકાના ચંડુ પંડિતે શ્રીહર્ષના 'નૈષધીય મહાકાવ્ય' પર ટીકા લખી છે.

સોલંકી કાલમાં ગુજરાતમાં અનેકાનેક જૈન કવિઓ અને વિદ્વાનો થયા. આ સમયે પાટણ જૈનો માટે ધર્મતીર્થ અને વિદ્યાતીર્થ પણ હતું. વળી ધોળકા, આશાપલ્લી, ભરૂચ અને ખંભાત પણ જૈનોનાં કેન્દ્રસ્થળ હતાં. આ સ્થળોએ અનેક જૈન આચાર્યોએ સાહિત્યિક કૃતિઓ રચી. તેઓએ આ પ્રવૃત્તિનો આરંભ પ્રાકૃત ભાષા દ્વારા કર્યો, પણ સમય જતાં સંસ્કૃત, અપભ્રંશ અને દેશી ભાષાઓમાં પણ એમણે રચનાઓ કરી. કથાઓ, મહાકાવ્યો, નાટકો અને સ્તોત્રોની રચના કરી તેમ જ શાસ્ત્રીય વિષયોના ગ્રંથ પણ લખ્યા. કેટલાક ગૃહસ્થ વિદ્વાનોએ પણ કૃતિઓ રચી છે. એમાં કેટલાક તો મંત્રીઓ જેવા જવાબદાર હોદ્દા પણ સંભાળતા હતા.

જિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિએ પાટણમાં સુવિહિત સાધુઓ માટે ઉપાશ્રય બનાવડાવ્યો. જિનેશ્વરસૂરિએ લીલાવતીકહા, કહાણયકોસ અને પ્રમાલક્ષ્મ જેવા પ્રસિદ્ધ ગ્રંથ લખ્યા, તો બુદ્ધિસાગરસૂરિએ 'પંચગ્રંથી' નામે વ્યાકરણ-ગ્રંથની રચના કરી. સૂરાચાર્યે ઋષભદેવ અને નેમિનાથના ચરિતરૂપે 'ઋષભનેમિ કાવ્ય' નામે દ્વિસંધાન કાવ્યની રચના કરી. ધનેશ્વર મુનિએ ચંદ્રાવતીમાં 'સુરસુંદરી' નામે કથાગ્રંથ રચ્યો.

પાટણમાં ભીમદેવ 1લાની સભામાં શાંતિસૂરિ કવીન્દ્ર તથા વાદિ-ચક્રવર્તી રૂપે પ્રસિદ્ધ હતા. અભયદેવસૂરિએ નવ આગમગ્રંથો પર ટીકાઓ રચી નવાંગીવૃત્તિકાર તરીકે ખ્યાતિ પ્રાપ્ત કરી. દેવભદ્રસૂરિએ પ્રાકૃતમાં મોટું 'મહાવીરચરિત' રચ્યું. વળી ભરૂચમાં રહીને એમણે 'કહારયણકોસ' નામે કથાકોશ પ્રાકૃતમાં રચ્યો.

સિદ્ધરાજની વિદ્વત્સભાના પ્રમુખ કવિ શ્રીપાલે કેટલીક કૃતિઓ રચી છે, જેમાં અનેક પ્રસિદ્ધ પ્રશસ્તિઓનો સમાવેશ થાય છે. શ્રીપાલના પૌત્ર વિજયપાલે 'દ્રૌપદી-સ્વયંવર' નામે નાટકની રચના કરી.

આચાર્ય દેવચંદ્રસૂરિએ ઈ.સ. 1104માં પ્રાકૃતમાં પદ્યાત્મક 'સંતિનાહચરિય' રચ્યું. ધંધુકામાં જન્મેલા ચંગદેવને દેવચંદ્રસૂરિએ ખંભાતમાં દીક્ષા આપી હતી. સૂરિ-પદ પ્રાપ્ત થતાં તેઓ હેમચંદ્રસૂરિ તરીકે ખ્યાતિ પામ્યા. વિદ્યા તથા સાહિત્યના ક્ષેત્રમાં હેમચંદ્રસૂરિએ અમૂલ્ય પ્રદાન કરેલું છે, જે વૈપુલ્ય તથા વૈવિધ્યમાં બેનમૂન છે. માળવાની વિદ્યા-સંપત્તિથી પ્રભાવિત થયેલા સિદ્ધરાજની પ્રેરણાથી હેમચંદ્રસૂરિએ

'સિદ્ધહેમશબ્દાનુશાસન' નામે વ્યાકરણ-ગ્રંથ તૈયાર કર્યો. વળી 'અભિધાન-ચિંતામણિ', 'અનેકાર્થસંગ્રહ', 'નિઘંટુકોશ' અને 'દેશીનામમાલા' જેવા શબ્દકોશો, ધાતુપારાયણ, લિંગાનુશાસન, પ્રાકૃત વ્યાકરણ, કાવ્યાનુશાસન, છંદોનુશાસન, પ્રમાણમીમાંસા, અન્યયોગદ્વાત્રિંશિકા, 'દ્વયાશ્રય' નામે મહાકાવ્ય, 'ત્રિષષ્ટિ-શલાકાપુરુષચરિત' જેવું પુરાણ-કાવ્ય ઇત્યાદિ અનેક ગ્રંથોની રચના કરી. એમનું સાહિત્યિક પ્રદાન ભારતભરમાં ખ્યાતિ પામ્યું. એ 'કલિકાલસર્વજ્ઞ' તરીકે ખ્યાતિ પામ્યા.

આવા વિદ્વદ્વર્ય સૂરિની આસપાસ વિદ્યાવ્યાસંગી શિષ્યોનું મંડળ જામ્યું. એમાંના કવિ રામચંદ્રસૂરિએ વિવિધ સ્વરૂપનાં 11 રૂપકોની રચના કરી, ગુજરાતમાં સંસ્કૃત-પ્રાકૃત નાટકોની ખોટ પૂરી કરી. રામચંદ્ર અને ગુણચંદ્રે લખેલું 'નાટ્યદર્પણ' ભારતીય નાટ્યશાસ્ત્રના ગ્રંથોમાં ગણનાપાત્ર સ્થાન ધરાવે છે. દેવચન્દ્ર નામે શિષ્યે 'ચન્દ્રલેખાવિજયપ્રકરણ' નામે રૂપક રચ્યું, જેમાં કુમારપાલે શાકંભરીના રાજા અર્ણોરાજને હરાવી એની કુંવરી પ્રાપ્ત કરી એ ઘટના નિરૂપવામાં આવી છે.

આચાર્ય જિનદત્તસૂરિએ અનેક ગ્રંથ લખ્યા છે, જેમાં ત્રણ અપભ્રંશ ગ્રંથોનો સમાવેશ થાય છે. ભદ્રેશ્વર સૂરિએ પ્રાકૃતમાં 'કહાવલી' નામે ગદ્યાત્મક ગ્રંથ લખ્યો. નેમિચંદ્રગણિએ પાદલિપ્તસૂરિ-કૃત 'તરંગવઈ'ના સારરૂપે 'તરંગલોલા' નામે પ્રાકૃત કૃતિ રચી.

મલયગિરિસૂરિએ અનેક આગમ ગ્રંથો પર વૃત્તિ લખી આગમ સાહિત્યના સૌથી મોટા વૃત્તિકાર તરીકે ખ્યાતિ પ્રાપ્ત કરી. એમની પહેલાં મલધારી હેમચંદ્રસૂરિએ પણ 'વિશેષાવશ્યક ભાષ્ય' ઇત્યાદિ પર વૃત્તિ લખેલી.

વાદી દેવસૂરિએ ગુજરાતમાં પ્રમાણવિદ્યાનો પાયો નાખતો 'પ્રમાણનયતત્ત્વાલોક' નામે સૂત્રાત્મક ગ્રંથ, 'સ્યાદ્વાદરત્નાકર' નામે મોટી ટીકા સાથે તૈયાર કર્યો.

યશશ્ચંદ્ર નામે કવિએ 'મુદ્રિતકુમુદચંદ્ર નાટક'માં સિદ્ધરાજના અધ્યક્ષપણા નીચે થયેલા શ્વેતાંબર-દિગંબર આચાર્યો વચ્ચેના વાદ-વિવાદનું આબેહૂબ નિરૂપણ કર્યું છે. ચંદ્રસૂરિએ 'મુનિસુવ્રતચરિત' રચ્યું.

રાજા કુમારપાલે વ્યાકરણવિષયક 'ગણદર્પણ' નામે ગ્રંથ લખ્યો. દેવચંદ્રસૂરિએ 'ચંદ્રલેખાવિજય પ્રકરણ' નામે રૂપકમાં અર્ણોરાજનો કુમારપાલે કરેલો પરાજય નિરૂપ્યો છે. હરિભદ્રસૂરિ સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષામાં વિશારદ હતા. એમણે મંત્રી પૃથ્વીપાલની વિનંતીથી ચોવીસે તીર્થંકરોનાં ચરિત રચ્યાં. એમણે પ્રાકૃતમાં રચેલાં ચરિતો પૈકી ચંદ્રપ્રભ, મલ્લિનાથ અને નેમિનાથનાં ચરિત ઉપલબ્ધ છે.

શાલિભદ્રસૂરિએ રચેલો 'ભરતેશ્વરબાહુબલિરાસ' ઉત્તરકાલીન ગૌર્જર અપભ્રંશની પ્રથમ ઉપલબ્ધ કૃતિ છે.

સોમપ્રભાચાર્યે સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશમાં રચેલ 'કુમારપાલ-પ્રતિબોધ' એ સમયનો માહિતીપૂર્ણ ગ્રંથ ગણાય છે એમણે પ્રાકૃતમાં 'સુમતિનાથચરિત' રચ્યું છે ને 'સોમશતક'માં એક પદ્યના 100 અર્થ કરી બતાવ્યા છે.

માણિક્યચંદ્ર સૂરિએ 'શાંતિનાથચરિત' તથા 'પાર્શ્વનાથચરિત' રચ્યું છે. મુનિરત્નસૂરિએ 'મુનિસુવ્રતસ્વામિચરિત', 'અમમસ્વામિચરિત' અને 'અંબડચરિત' રચ્યાં છે. જિનપાલ ઉપાધ્યાયે સટીક 'સનત્કુમારચરિત' રચ્યું છે. ધર્મકવિએ અપભ્રંશમાં 'જંબૂસામિચરિય'ની રચના કરી. મલધારી દેવપ્રભસૂરિએ 'પાંડવચરિત' તથા 'મૃગાવતીચરિત' રચેલું. કવિ જગડુએ ઉત્તરકાલીન ગૌર્જર અપભ્રંશ ભાષામાં 'સમ્યક્ત્વ ચોપાઈ'ની રચના કરી.

જેમ સિદ્ધરાજ તથા કુમારપાલ વડે સંમાનિત હેમચંદ્રાચાર્ય અને એમના શિષ્યમંડળ દ્વારા 12મી સદીમાં સાહિત્ય-સર્જનમાં જુવાળ આવેલો, તેમ 13મી સદીના પૂર્વાર્ધમાં ભીમદેવ 2જાના સામંત અને ધોળકાના રાણા વીરધવલના મહામાત્ય વસ્તુપાલ અને એમના સાહિત્યમંડળ દ્વારા સાહિત્ય-સર્જનમાં ફરી જુવાળ આવ્યો.

વસ્તુપાલ પોતે કવિકુંજર અને સરસ્વતીકંઠાભરણ તરીકે ખ્યાતિ પામ્યો હતો. એણે 'નરનારાયણાનંદ' નામે મહાકાવ્ય રચ્યું છે. બાલચંદ્રસૂરિએ વસ્તુપાલના જીવન વિશે 'વસંતવિલાસ' નામે મહાકાવ્ય તથા 'કરુણાવજ્રાયુધ' નામે નાટકની રચના કરી. ઉદયપ્રભસૂરિએ 'ધર્માભ્યુદય' અથવા 'સંઘપતિચરિત' નામે મહાકાવ્યમાં સંઘપતિ વસ્તુપાલની ધર્મયાત્રાનું નિરૂપણ કર્યું. વળી 'સુકૃતકીર્તિ-કલ્લોલિની' નામે પ્રશસ્તિકાવ્યમાં વસ્તુપાલ-તેજપાલનાં સુકૃતોનો ગુણાનુવાદ કર્યો છે. નરચંદ્રસૂરિએ 'કથારત્નાકર' નામે કથાસંગ્રહ, પ્રાકૃત વ્યાકરણને લગતો 'પ્રાકૃતપ્રબોધ' અને જ્યોતિષને લગતો 'નારચન્દ્ર જ્યોતિઃસાર' નામે ગ્રંથ લખ્યો છે. ગિરનાર પરના બે શિલાલેખોમાં આ કવિની બે પ્રશસ્તિઓ કોતરાઈ છે. નરચંદ્રસૂરિના શિષ્ય નરેન્દ્રપ્રભસૂરિએ કાવ્યશાસ્ત્રને લગતો 'અલંકારમહોદધિ' નામે સુબોધ ગ્રંથ વસ્તુપાલની વિનંતીથી લખેલો. વળી એમણે 'કાકુત્સ્થકેલિનાટક' તથા 'વિવેકપાદપ' અને 'વિવેકકલિકા' નામે બે સૂક્તિસંગ્રહ તથા વસ્તુપાલનાં બે પ્રશસ્તિકાવ્યોની પણ રચના કરી. 'વેણીકૃપાણ' અમરચંદ્રસૂરિએ 'બાલભારત', 'પદ્માનંદ મહાકાવ્ય', 'છંદોરત્નાવલી', 'કાવ્યકલ્પલતા', 'અલંકારપ્રબોધ', 'સ્યાદિશબ્દસમુચ્ચય', 'સૂક્તાવલી', 'કલાકલાપ' ઇત્યાદિ ગ્રંથ લખ્યા છે. જયસિંહસૂરિએ 'હમ્મીરમદમર્દન' નામે નાટકમાં ગુજરાત પર ચડાઈ કરનાર અલ્તમશનો રાજા વીરધવલે અને મહામાત્ય વસ્તુપાલે પરાજય કરેલો તેનો ઐતિહાસિક વૃત્તાંત નિરૂપ્યો છે.

વિનયચંદ્રસૂરિએ 'કવિશિક્ષા' નામે ગ્રંથમાં ઊગતા કવિઓને કાવ્યરચનામાં ઉપયોગી નીવડે તેવું માર્ગદર્શન આપ્યું છે. તેમાં ગુજરાતના તત્કાલીન પ્રાદેશિક વિભાગોનાં નામ આપેલાં છે તે નોંધપાત્ર છે. તેમાં 'પેટલાદ વગેરે 104 ગામોનો સમૂહ' એ 'ચરોતર'નો ખરો અર્થ દર્શાવેલો છે.

વસ્તુપાલ-તેજપાલના ગુરુ વિજયસેનસૂરિએ તત્કાલીન ગુજરાતી ભાષામાં 'રેવંતગિરિરાસુ' નામે કાવ્યમાં રૈવતક (ગિરનાર) પર્વત પર વસ્તુપાલે બંધાવેલાં દેરાસરોનું નિરૂપણ કર્યું છે. પાલ્હણપુત્ર નામે કવિએ રચેલા 'આબુરાસ'માં વસ્તુપાલ-તેજપાલે આબુ પર બંધાવેલાં મંદિરોનું નિરૂપણ કરેલું છે. તેજપાલ ક્યારેક કાવ્યરચના કરતો. એની વિદુષી પત્ની અનુપમાએ એક કંકણકાવ્ય રચેલું. વળી કવિ સુભટે 'દૂતાંગદછાયાનાટક'ની રચના કરી હતી.

જિનપ્રભસૂરિએ શત્રુંજય પર રહીને અપભ્રંશ ભાષામાં અનેક કૃતિઓ રચી હતી.

પ્રભાચંદ્રસૂરિએ 'પ્રભાવકચરિત' નામે ગ્રંથમાં વજ્રસ્વામીથી આરંભીને હેમચંદ્રસૂરિ સુધીના અનેક પ્રભાવક આચાર્યોનાં ચરિત આલેખ્યાં છે.

આ કાલખંડમાં વિવિધ શાસ્ત્રગ્રંથો પર અનેક વૃત્તિઓ લખાઈ તેમ જ અનેક પ્રશસ્તિઓ રચાઈ. સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશમાં અનેક કૃતિઓ લખાઈ. વળી ઉત્તરકાલીન ગૌર્જર અપભ્રંશ ભાષામાં અનેક કૃતિઓ રચાઈ, જે જૂની ગુજરાતી ભાષાના વિકાસનો અભ્યાસ કરવામાં ઉપયોગી નીવડે છે. આ કૃતિઓમાં શાલિભદ્ર-કૃત 'ભરતેશ્વર-બાહુબલિરાસ', મહેન્દ્રસૂરિ-શિષ્ય ધર્મ-રચિત 'જંબુસામિચરિય', વિજયસેનસૂરિ-કૃત 'રેવંતગિરિરાસુ' અને વિનયચંદ્ર-રચિત 'નેમિનાથચતુષ્પદિકા' નામે બારમાસી કાવ્ય નોંધપાત્ર છે. ઉપરાંત 'સપ્તક્ષેત્રરાસુ', 'માતૃકાચઉપઈ', 'સમ્યક્ત્વમાઈ-ચઉપઈ' અને 'સંવેગ-માતૃકા' પણ ઉલ્લેખનીય છે. આ ગ્રંથોમાં એ ભાષાનો ઉત્તરોત્તર વિકાસ થતો જોઈ શકાય છે.

## ધર્મસંપ્રદાયો[36]

લોકજીવનમાં ધર્મ પુરાતન કાલથી મહત્ત્વનું સ્થાન ધરાવે છે. વેદકાલીન યજ્ઞમાર્ગ બ્રાહ્મણ કુલોમાં મર્યાદિત થયો છતાં વેદોક્ત કર્મકાંડનો મહિમા સોલંકી કાલમાંય ચાલુ હતો. વૈદિક યજ્ઞો અને સોમસત્રો થતા હતા. છતાં ગણેશ, શિવ, શક્તિ, વિષ્ણુ અને સૂર્યની ઉપાસનાનું પ્રાધાન્ય ધરાવતો સ્માર્ત ધર્મ હવે સમાજમાં વધુ પ્રચલિત થયો હતો. મંદિર, વાવ, કૂવા, તળાવ, ધર્મશાળા, અન્નસત્ર વગેરે પૂર્તકાર્યોના નિર્માણને મહત્ત્વ આપતો પૂર્તધર્મ વધુ લોકપ્રિય થયો હતો. સોલંકી કાલનાં ભૂમિદાન વિશેષતઃ શૈવ આચાર્યોને, શૈવ મંદિરોને અને જૈન ચૈત્યોને

અપાયાં છે. તીર્થ-સ્થાનોનો મહિમા પણ વધતો ગયો.

સોલંકી રાજાઓ સામાન્યતઃ પરમ માહેશ્વર હતા. અભિલેખોમાં એમાંના ઘણાખરા રાજાઓને 'ઉમાપતિવરલબ્ધપ્રસાદ' કહ્યા છે. સોલંકી રાજાઓએ ઘણાં શિવાલય બંધાવ્યાં હતાં. શૈવ મઠ સાધનસંપન્ન હતા ને મઠાધીશો સમાજમાં ઘણો પ્રભાવ ધરાવતા હતા. આ મઠ મુખ્યત્વે લકુલીશ પાશુપત સંપ્રદાયના હતા. ગુજરાતનાં શૈવ મંદિરોમાં પ્રભાસ પાટણનું સોમેશ્વર (સોમનાથ) મંદિર સહુથી વધુ મહિમા ધરાવતું. ઇસ્લામધર્મી આક્રમકો એના પર હુમલા કરી એને લૂંટી લેતા તેમ જ એની મૂર્તિ તથા ઇમારતોને નુકસાન પહોંચાડતા. પરંતુ ભાવિક લોકો અને રાજાઓ એનો થોડા સમયમાં જીર્ણોદ્ધાર કરી લેતા. સોલંકી રાજાઓએ શ્રીસ્થલ-સિદ્ધપુરમાં રુદ્રમહાલય બંધાવ્યું હતું ને સિદ્ધરાજ જયસિંહે અણહિલવાડ પાટણના પ્રાચીન સરોવરની આસપાસ 1008 શિવલિંગ સ્થાપ્યાં હતાં. આથી એ 'સહસ્રલિંગ' તરીકે ખ્યાતિ પામ્યું. ભીમદેવ 2જાના સમયમાં સોમનાથ મંદિર આગળ મેઘનાદ-મંડપ બંધાયો. રાજા ભીમદેવે, એની રાણી લીલાદેવીએ તથા રાણા લવણપ્રસાદે શિવાલય બંધાવ્યાં હતાં. સિદ્ધરાજે ભાવ બૃહસ્પતિને સોમનાથ મંદિરના ગંડપદે નીમ્યા હતા. એમણે નીમેલા ત્રિપુરાંતકે એ મંદિર-સંકુલમાં પાંચ નાનાં શિવાલય કરાવેલાં. શૈવ ધર્મના અન્ય સંપ્રદાયોમાં કૌલ અને કાપાલિક સંપ્રદાય વામાચારી રહેણીકરણી ધરાવતા ને માંસાહારને વર્જ્ય ગણતા નહિ.

શિવની સાથે શક્તિ ગાઢ રીતે સંકળાયેલી છે. પાટણના સહસ્રલિંગ સરોવરના કિનારે દેવીપીઠમાં હરસિદ્ધિ માતાનું અને સરોવરની મધ્યમાં વિંધ્યવાસિનીનું મંદિર હતું. મિયાણી પાસેનું હરસિદ્ધિ માતાનું મંદિર આ કાલનું છે. આરાસુર પરનું અંબાજી માતાનું મંદિર આ કાલમાં મહિમા ધરાવતું. પાટણમાં મહાલક્ષ્મીનું મંદિર હતું, જ્યાં સોલંકી રાજાઓ પ્રયાણ પહેલાં દર્શનાર્થે જતા. સિદ્ધરાજે પુત્રપ્રાપ્તિ માટે મહાલક્ષ્મીનું તપ કર્યું હતું. દેવીનાં મંદિરોમાં, ખાસ કરીને નવરાત્રિના દિવસોમાં, પશુભાગ અપાતો. દેલમાલનું લીંબોજી માતાનું મૂળ મંદિર સોલંકી કાલમાં બંધાયું જણાય છે. કાયાવરોહણ પાસે સેંધવી પ્રાચીન મંદિર મોજૂદ છે. એની સમીપમાં સપ્ત માતૃકાઓની પ્રતિમાઓ નજરે પડે છે. કવિ સોમેશ્વરે 'સુરથોત્સવ' કાવ્યમાં 'માર્કંડેય પુરાણ'માંના દેવી-માહાત્મ્યનું નિરૂપણ કર્યું છે.

આ કાલમાં વૈષ્ણવ ધર્મ પણ પ્રચલિત હતો. મૂલરાજે પાટણમાં મૂલદેવસ્વામીનું અને સિદ્ધપુરમાં મૂલનારાયણનું મંદિર કરાવ્યું. સહસ્રલિંગ સરોવરના કિનારે સિદ્ધરાજે દશાવતારનું મંદિર બંધાવ્યું. સિદ્ધરાજના એક મંત્રીએ દાહોદમાં ગોગનારાયણનું દેવાલય કરાવ્યું. ભીમદેવ 2જાએ સોમનાથ પાટણમાં માતાના નામ પરથી રોહિણીસ્વામીનું મંદિર બંધાવ્યું. વીસલદેવના મહામંડલેશ્વર સામંતસિંહે

બલ્લાલનારાયણ અને રૂપનારાયણના પૂજન-નૈવેદ્ય માટે પ્રબંધ કર્યો, સલક્ષનારાયણની પ્રતિમા સ્થાપી ને દ્વારકાના માર્ગ પર સમુદ્રતીરે આવેલા જીર્ણ રેવતીકુંડમાં જલશાયી વિષ્ણુની સ્થાપના કરી. સારંગદેવના સમયમાં પાલણપુરના પંચકુલે શ્રીકૃષ્ણના પૂજન નૈવેદ્ય વગેરે માટે જરૂરી લાગા બાંધી આપ્યા. એને લગતા દાનશાસનના આરંભમાં 'ગીતગોવિંદ'માંનો શ્રીકૃષ્ણના દશાવતારનો શ્લોક આપવામાં આવ્યો છે. એ હકીકત શ્રીકૃષ્ણને અવતારી દેવ માનતા જયદેવનો પ્રભાવ દર્શાવે છે. ગુજરાતમાં દ્વારકા વૈષ્ણવ ધર્મનું પ્રસિદ્ધ ધામ હતું. કવિ સોમેશ્વરે 'રામશતક' નામે શતકકાવ્ય તથા 'ઉલ્લાઘરાઘવ' નામે નાટક રચ્યું હતું, તે પણ વૈષ્ણવધર્મનાં દ્યોતક છે.

દ્વારકા, વાલમ, સંડેર વગેરે સ્થળોએ કૃષ્ણ કે વિષ્ણુનાં પ્રાચીન મંદિર આવેલાં છે. શ્રીમાલથી આવેલી મહાલક્ષ્મીની મૂર્તિ પાટણમાં મહાલક્ષ્મીના મંદિરમાં અદ્યપર્યંત પૂજાય છે. સોલંકી કાલનાં શિલ્પોમાં વિષ્ણુ અને કૃષ્ણની મૂર્તિઓ ઠીક ઠીક પ્રમાણમાં મળે છે. કૃષ્ણના જીવનપ્રસંગોમાં કાલિયમર્દન અને ગોવર્ધનધારણના પ્રસંગ સોલંકી કાલનાં દેવાલયોની છતોમાં ખાસ નજરે પડે છે. આ ઉપરાંત કૃષ્ણની બાલલીલાનાં કેટલાક પ્રસંગ પણ લોકપ્રિય હતા. વળી ભીમદેવ 2જાના સમયમાં ભરૂચના ચક્રધર સ્વામીએ મહાનુભાવ સંપ્રદાય સ્થાપેલો, તે મહારાષ્ટ્રમાં પ્રચલિત થયો. આ સંપ્રદાયમાં કૃષ્ણભક્તિનો મહિમા મનાય છે.

સૂર્યદેવની ઉપાસના પણ પ્રચલિત હતી. ભીમદેવ 1લાએ મોઢેરામાં જે સૂર્ય-મંદિરનું નિર્માણ (કે પુનર્નિર્માણ) કરાવેલું, તે મંદિર ગુજરાતનાં પ્રાચીન દેવાલયોમાં અદ્યપર્યંત જોવાલાયક ગણાય છે, તેમાં સેવ્ય પ્રતિમા મોજૂદ રહી ન હોવા છતાંય. સિદ્ધરાજે સહસ્રલિંગ સરોવરના કાંઠા પર ભાઇલસ્વામી સૂર્યનું મંદિર બંધાવેલું. ખંભાત પાસેના નગરા ગામમાં જયાદિત્યની પ્રાચીન પ્રતિમા સચવાઈ છે. ત્યાં મહામાત્ય વસ્તુપાલે સૂર્યપત્ની રત્નાદેવી અને રાજ્ઞદેવીની પ્રતિમા પધરાવી હતી. વિ.સં. 1293માં ખેરાળુમાં સૂર્ય અને એમની બે પત્નીઓની પ્રતિમાઓ પ્રતિષ્ઠા પામી. સાબરકાંઠા જિલ્લાના ભવનાથ પાસે પણ સૂર્યમંદિર બંધાયું હતું. સૂત્રાપાડતના સૂર્યમંદિરમાં સં. 1357માં સૂર્યમૂર્તિની પ્રતિષ્ઠા થયેલી. પ્રભાસ પાટણમાં સૂર્યની અનેક પ્રાચીન મૂર્તિઓ મળી છે. ભીનમાલના જગત્સ્વામી મંદિરમાંની સૂર્યદેવ અને રત્નાદેવીની કાષ્ઠપ્રતિમાઓ હાલ પાટણમાં જળવાઈ છે. દેલમાલ(જિ. મહેસાણા)ના સૂર્યમંદિરમાં સૂર્ય-ત્રિમૂર્તિ આવેલી છે, જેમાં વચ્ચે સૂર્યનારાયણનું, એક બાજુ બ્રહ્માનું ને બીજી બાજુ શિવનું મુખ છે. મૂળમાં વિષ્ણુ આદિત્યનું જ સ્વરૂપ હોઈ, સૂર્ય અને નારાયણનું સંયોજન સ્વાભાવિક ગણાય. સૂર્યપૂજાના મૂલસ્થાન(મુલતાન)નું અનુસંધાન ધરાવતું સૌરાષ્ટ્રનું થાન અને વીજાપુર પાસેનું કોટ્યર્ક એ સૂર્યપૂજાનાં અન્ય કેન્દ્ર હતાં. પ્રભાસપાટણમાં બે પ્રાચીન સૂર્યમંદિર

આવેલાં છે. સૂર્યપત્ની રાજ્ઞીદેવી-રન્નાદે-રાંદલની પૂજા ગુજરાતના લોકજીવનમાં વ્યાપક છે. સૂર્યપુત્ર રેવંતની ઉપાસના પણ અહીં પ્રચલિત હતી.

ગણેશ-ગણપતિની આરાધના દરેક માંગલિક પ્રસંગમાં સહુ પ્રથમ થતી હોય છે. સૌરો(સૂર્યપૂજકો)ના સંપ્રદાયની જેમ ગાણપત્યો(ગણપતિપૂજકો)નો પણ સંપ્રદાય હતો. પરંતુ ગણપતિનાં સ્વતંત્ર મંદિર ભાગ્યે જ બનતાં.

બ્રહ્મા, વિષ્ણુ અને શિવ હિંદુ ધર્મના મુખ્ય દેવ ગણાય છે. પરંતુ શિવ અને વિષ્ણુની જેમ બ્રહ્માનાં મંદિર જવલ્લે જોવા મળે છે. બ્રહ્માનું એક મંદિર ખેડબ્રહ્મામાં છે. ખંભાત પાસેના નગરામાં બ્રહ્માની મોટી મૂર્તિ અદ્યપર્યંત પૂજાય છે. ત્યાંની એક બીજી મૂર્તિ હાલ વલ્લભ વિદ્યાનગરમાં જળવાઈ છે. ધોળકા જેવાં અનેક પ્રાચીન સ્થળોએ બ્રહ્માની છૂટી મૂર્તિઓ મળી છે. વડનગરમાં બ્રહ્મા-સાવિત્રીનું મંદિર હતું. દેલમાલમાં તથા કસરામાં બ્રહ્માનાં પ્રાચીન મંદિર છે. વીસનગરમાં પણ બ્રહ્માનું મંદિર હતું. સૌરાષ્ટ્રમાં મિયાણી પાસેની દેરીમાં બ્રહ્માની પ્રાચીન પ્રતિમા છે.

ભારતના અન્ય ઘણા પ્રદેશોની જેમ ગુજરાતમાં હવે બૌદ્ધ ધર્મનો સદંતર લોપ થઈ ગયો હતો. બીજી બાજુ આ કાલમાં જૈન ધર્મનો બહોળો પ્રચાર થયો.

સોલંકી રાજાઓનો કુલધર્મ શૈવ હતો, છતાં તેઓ જૈન ધર્મને પણ પ્રોત્સાહન આપતા હતા. રાજદરબારમાં જૈન આચાર્યોનું માનભર્યું સ્થાન રહેતું. સોલંકી કાલ દરમ્યાન અહીં અનેક મોટાં અને ભવ્ય દેરાસર બંધાયાં. મૂલરાજ 1લાએ પાટણમાં મૂલ-વસિતકા બંધાવી. યુવરાજ ચામુંડરાજે એક જૈન મંદિરને ભૂમિદાન દીધું. ભીમદેવ 1લાના દંડનાયક વિમલે વિ.સં. 1088માં આબુ પર આદિનાથનું સુંદર દેરાસર બંધાવ્યું, જેને 'વિમલ-વસહી' કહે છે. કુંભારિયામાં મહાવીર સ્વામીનું મંદિર બંધાયું. આ બંને દેરાસર આરસનાં છે. લાડોલ ગામમાં આવેલી એક વસતિકાને કર્ણદેવે તથા જયસિંહદેવે ભૂમિદાન દીધું. મંત્રી સાન્તૂએ કર્ણાવતીમાં તથા અણહિલવાડમાં વસતિકા બંધાવી. મુંજાલ મંત્રીએ પણ પાટણમાં વસતિકા કરાવી. કુંભારિયામાં શાન્તિનાથ, પાર્શ્વનાથ અને નેમિનાથનાં ચૈત્ય બંધાયાં. અભયદેવસૂરિએ સેઢી નદીના કાંઠે સ્તંભનક(થામણા)માં પાર્શ્વનાથના પ્રાચીન બિંબ માટે નવું દેરાસર બંધાવ્યું. દંડનાયક સજ્જને ગિરનાર પર નેમિનાથનું મંદિર કરાવ્યું. સિદ્ધરાજે પાટણમાં રાજવિહાર અને સિદ્ધપુરમાં સિદ્ધવિહાર બંધાવ્યો. કુમારપાલે પાટણમાં પાર્શ્વનાથનો કુમાર-વિહાર કરાવ્યો. ગિરનાર, શત્રુંજય, પ્રભાસ, ખંભાત, ધંધુકા અને આબુ જેવાં બીજાં અનેક સ્થળોએ પણ કુમાર-વિહાર બંધાવ્યા. મહામાત્ય વસ્તુપાલે ગિરનાર પર વસ્તુપાલ-વિહાર બંધાવ્યો. આબુ-દેલવાડામાં તેજપાલે 'લૂણસિંહ-વસહિકા' નામે નેમિનાથ-ચૈત્ય બંધાવ્યું. કુંભારિયામાં સંભવનાથ ચૈત્ય બંધાયું. વસ્તુપાલ-તેજપાલે શત્રુંજય, અણહિલપુર, ભરૂચ, થામણા, ખંભાત,

ડભોઈ, ધોળકા વગેરે અનેક સ્થળોએ દેરાસર કરાવ્યાં. કચ્છના જગડૂશા તથા પેથડ શ્રેષ્ઠીએ જૂનાં ચૈત્યોનું સંસ્કરણ તથા નવાં ચૈત્યોનું નિર્માણ કરાવ્યું.

આગમનાં 11 અંગો પૈકી નવ અંગો પર વૃત્તિ લખવાનું મહાકાર્ય પાટણમાં આચાર્ય અભયદેવાસૂરિએ કર્યું.

જૈન ધર્મના વિભિન્ન સંપ્રદાયોમાં સ્પર્ધા અને વાદવિવાદ ચાલતાં હતાં. ચાવડાઓના શાસનકાલથી પાટણમાં ચૈત્યવાસીઓનું પ્રાધાન્ય હતું. ચૈત્યવાસી સાધુઓ મંદિરોમાં વસતા હતા ને આચારમાં કેટલીક છૂટછાટ ભોગવતા. ઉપાશ્રયમાં રહેતા સુવિહિત સાધુઓ આકરા આચારનો આગ્રહ ધરાવતા. જિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિ પાટણ આવ્યા ત્યારે ચૈત્યવાસીઓએ એ સુવિહિતોને પાટણમાં વાસ આપવા સામે વિરોધ કર્યો. કવિ સોમેશ્વર અને માહેશ્વર આચાર્ય જ્ઞાનદેવની ભલામણથી રાજાએ તેઓના નિવાસ માટે વ્યવસ્થા કરી આપી. પછી રાજદરબારમાં વાદવિવાદ થયો, જેમાં જિનેશ્વરસૂરિએ સુવિહિતોનો આચાર જ શાસ્ત્રસંમત હોવાનું સિદ્ધ કર્યું. એમની તીક્ષ્ણ મેધાથી પ્રસન્ન થઈ રાજાએ એમને 'ખરતર' (તીવ્રતર) બિરુદ આપ્યું ને એમનો ગચ્છ ખરતર ગચ્છ તરીકે પ્રસિદ્ધ થયો.

દિગંબર જૈન સંપ્રદાય પણ ગુજરાતમાં જૂના સમયથી ફેલાયો હતો. એનું એક મુખ્ય કેન્દ્ર વઢવાણ હતું. સં. 1181માં સિદ્ધરાજની સભામાં શ્વેતાંબર આચાર્ય દેવસૂરિ અને કર્ણાટકથી આવેલા દિગંબર આચાર્ય કુમુદચંદ્ર વચ્ચે વાદ થયો. વાદમાં કુમુદચંદ્રનો પરાજય થયો. પરિણામે ગુજરાતમાં દિગંબર સંપ્રદાયનું મહત્ત્વ ઘટી ગયું.

આચાર્ય હેમચંદ્રસૂરિ પ્રત્યે સિદ્ધરાજ જયસિંહને પરમ આદર હતો. 'શબ્દાનુશાસન' લખવા માટે રાજાએ જરૂરી સામગ્રી મેળવી આપી ને ગ્રંથ તૈયાર થયે એનું બહુમાન કરી એની નકલો કરાવી ચોમેર મોકલી. કુમારપાલના તો હેમચંદ્રાચાર્ય ગુરુવર્ય હતા. એમના ઉપદેશની અસરથી એણે રાજ્યમાં અમારિઘોષણા કરાવી. હેમચંદ્રાચાર્યે આ બે રાજાઓનું ચરિત નિરૂપતું 'દ્વ્યાશ્રય' નામે મહાકાવ્ય રચ્યું.

એ પછી પચાસ વર્ષની અંદર વસ્તુપાલ-તેજપાલ જેવા જૈનધર્મપ્રભાવક થયા. તેઓએ જૈન તીર્થોની અનેક યાત્રાઓ કરી ને ગુજરાતમાં ઠેક-ઠેકાણે જૈન ચૈત્ય બંધાવ્યાં. એમનાં સુકૃતો વિશે અનેક કૃતિઓ રચાઈ છે. કુમારપાલ અને વસ્તુપાલ જેવા પરમ આર્હતો પ્રજામાં અહિંસાનો પ્રસાર કરતા, પરંતુ તેઓ રાજ્યના પાલન અર્થે સશસ્ત્ર સંગ્રામ ખેલતાં અચકાતા નહિ.

આ કાલમાં ચાર્વાકનો લોકાયત સંપ્રદાય પણ વત્તાઓછા અંશે પ્રચલિત હતો. જયરાશિ ભટ્ટના 'તત્ત્વોપપ્લવસિંહ' નામે ગ્રંથ જે લોકાયત દર્શનનો એક મહત્ત્વનો ગ્રંથ છે તેની પ્રત ધોળકામાં જળવાઈ છે.

ગ્રામદેવતા, ક્ષેત્રદેવતા, ક્ષેત્રપાલ વગેરેની ઉપાસના આમવર્ગમાં પ્રચલિત હતી. ગ્રામ-દેવતાઓમાં શીતલા માતા તથા લીંબજા માતા ખાસ નોંધપાત્ર છે. ખોડિયાર અને શિકોતરી માતા પણ આ પ્રકારની ગ્રામદેવતા છે.

અગાઉના કાલમાં સંજાણમાં સ્થિર થયેલા જરથોસ્તીઓ આ કાલમાં ગુજરાતનાં અન્ય સ્થળોએ પણ વસવા લાગ્યા હતા. દા.ત. ખંભાતમાં તેઓની ઠીક ઠીક વસ્તી હતી. આ લોકો અહીં 'પારસીઓ' તરીકે ઓળખાય છે.

સોલંકી કાલ દરમ્યાન મહમૂદ ગઝનવી, શિહાબુદ્દીન મોહમ્મદ ઘોરી અને કુત્બુદ્દીન અયબેક જેવા હુમલાખોર વિજેતાઓ ગુજરાત પર ચડી આવી, બને તેટલું લૂંટી નુકસાન કરી ગયા. અહીંના શાસકો તથા પ્રજાજનો આ હુમલાઓનો વીરતાપૂર્વક સામનો કરતા.

બીજી બાજુ પરદેશથી મુસ્લિમ વેપારીઓ વેપાર માટે અહીં આવજા કરતા, વસવાટ પણ કરતા ને સ્થાનિક લોકો સાથે હળીમળીને રહેતા. તેઓની વસ્તી મુખ્યત્વે ભરૂચ, ખંભાત, ઘોઘા, પીરમ, કાવી અને ગંધાર જેવાં બંદરોમાં શરૂ થઈ હતી. વળી ઇસ્લામ ધર્મનો પ્રચાર કરવા કેટલાક દરવેશો, ફકીરો અને ઉપદેશકો પણ અહીં આવતા ને રહેતા. તેઓ તરફ અહીંના શાસકો તથા પ્રજાજનો સદ્ભાવ ધરાવતા. આગળ જતાં મુસલમાનો પ્રદેશના અંદરના ભાગમાં પણ વસવાટ કરવા લાગ્યા. અણહિલવાડ પાટણ, ડભોઈ, પેટલાદ, આશાવલ વગેરે સ્થળોએ તેઓ સારી સંખ્યામાં વસ્યા. ઈ.સ. 1264માં સોમનાથ પાટણ પાસે હોર્મુજના નાખુદા ખોજા પીરોજે મસ્જિદ બંધાવી એના નિભાવ માટે બંદોબસ્ત કર્યો હતો. એને લગતો શિલાલેખ ત્યારે ત્યાં પ્રચલિત થયેલા ચાર જુદા જુદા સંવતોનાં વર્ષ આપે છે. મક્કા અને મદીના જતા હાજીઓ માટે જહાજો વગેરેની જોગવાઈ કરનારાઓનો વડો જૂનાગઢમાં રહેતો હતો, જ્યાં એણે મસ્જિદ પણ બંધાવી હતી.

## સ્થાપત્યકીય સ્મારકો[37]

સોલંકી કાલના નાગરિક સ્થાપત્યમાં પ્રાસાદો નામશેષ થયા છે, પરંતુ નગરો દુર્ગો અને જળાશયોના કેટલાક અવશેષ જળવાયા છે. સોલંકી રાજ્યના પાટનગર અણહિલવાડ પાટણ પશ્ચિમે રાજગઢીના કોટની પાર અનાવાડા ગામ સુધી વિસ્તૃત હશે, જ્યારે એનો પૂર્વ વિસ્તાર હાલના પાટણના વિસ્તાર સાથે ભળી ગયો છે. પંચાસરા પાર્શ્વનાથના મંદિરનું જીર્ણોદ્ધૃત સ્વરૂપ, સહસ્રલિંગ સરોવર અને રાણકી વાવનાં ખંડેરો સિવાય એ પ્રાચીન નગરની હવેલીઓના કોઈ અવશેષ હાલ મોજૂદ રહ્યા નથી. માત્ર એના કેટલાક છૂટાછવાયા અવશેષ અહીંતહીં પુરાયેલા જોવા

મળે છે. એ કાલના કિલ્લાઓમાં ઝીંઝુવાડા(તા. દશાડા, જિ. સુરેન્દ્રનગર) અને ડભોઈ(જિ. વડોદરા)ના કિલ્લા મોજૂદ રહ્યા છે. ઝીંઝુવાડાનો કિલ્લો સમચોરસ આકારનો અને નાના વિસ્તારનો છે. એની ચારે બાજુએ મધ્યમાં પુરદ્વાર રચેલાં છે ને કિલ્લાના ચારે છેડે ચાર બુરજ કાઢેલા છે. કોટની દીવાલ સાદી છે, પણ પુરદ્વારો છેક નીચેથી ટોચ સુધી અંદર તેમ જ બહાર સુંદર શિલ્પકૃતિઓથી વિભૂષિત કરેલાં છે. ડભોઈનો કિલ્લો એના કરતાં ચારગણો મોટો છે. એ લંબચોરસ આકારનો છે. એમાં એકંદરે ૫૨ બુરજ હતા. ખૂણાના બુરજ ગોળ હતા, બાકીના બધા લંબચોરસ હતા. કોટની ટોચે કાંગરાં કાઢેલાં હતાં. ખૂણાના બુરજોમાં ગોળ કોટડીઓ હતી. ચાર દિશાએ ચાર દરવાજા હતા; એ બેવડા ઘાટના હતા. પૂર્વના દરવાજા પાસે વૈદ્યનાથ મહાદેવનું મંદિર હતું. બીજી બાજુએ કાલિકા માતાનું મંદિર આવેલું છે. પૂર્વ દિશામાં આવેલું પુરદ્વાર 'હીરા ભાગોળ' તરીકે ઓળખાય છે. ત્યાંથી ચાંપાનેર જવાતું. બાકીના દરવાજાઓથી વડોદરા, મહુડી અને નાંદોદ જવાતું.

હાલનું વડનગર એક ઊંચી ટેકરી ઉપર, શર્મિષ્ઠા તળાવની આજુબાજુ અર્ધવંર્તુલાકારે વસેલું છે. કોટનો બાકીનો ભાગ લંબચોરસ ઘાટનો છે. વિ.સં. 1208માં આ કિલ્લો રાજા કુમારપાલે બંધાવ્યો હતો. વડનગરનું તોરણ (જુઓ આકૃતિ 16) સુપ્રસિદ્ધ છે. એ ઉત્તુંગ કમાનદાર દરવાજો શિલ્પસમૃદ્ધ છે.

દુર્લભરાજે પાટણમાં દુર્લભ સરોવર બંધાવ્યું હતું. સિદ્ધરાજે એનું નવનિર્માણ કરી એને સહસ્રલિંગ સરોવર તરીકે વિકસાવ્યું. ભૂતપૂર્વ વડોદરા રાજ્યના પુરાતત્ત્વ ખાતાએ ખોદકામ કરાવી એના કેટલાક અવશેષ ખુલ્લા કર્યા હતા. 'દ્વ્યાશ્રય' તથા 'સરસ્વતી પુરાણ'માં આ સરોવરનું વિસ્તૃત વર્ણન કરેલું છે. તળાવ વૃત્તાકાર હતું ને એની ચારે બાજુએ પગથિયાંવાળા ઘાટ હતા. એના કાંઠે 1008 શિવમંદિર, 108 દેવીમંદિર અને દશાવતારનું મંદિર હતું. મધ્યમાં બકસ્થળ ઉપર વિંધ્યવાસિની દેવીનું મંદિર હતું. જળાશયનાં ત્રણ ગરનાળાં પર જલશાયી વિષ્ણુનું મંદિર હતું. મુખ્ય માર્ગની આગળ ભવ્ય કીર્તિતોરણ આવેલું હતું. નદીનું પાણી નહેર વાટે ગરનાળામાં પ્રવેશતું ને ત્યાંથી ગળાઈને વારાફરતી ત્રણ રુદ્રકૂપોમાં જતું.

કર્ણદેવે કર્ણાવતીમાં કર્ણસાગર નામે જળાશય કરાવ્યું હતું. ચાણસ્મા પાસે પણ કર્ણસાગર નામે જળાશય આવ્યું હતું. સિદ્ધરાજની માતા મીનળદેવીના નામ સાથે બે સરોવર સંકળાયેલાં છે : વીરમગામનું મુનસર અને ધોળકાનું મલાવ તળાવ.

મોઢેરા (જિ. મહેસાણા), લોટેશ્વર (જિ. મહેસાણા) અને થાન(જિ. સુરેન્દ્રનગર)માં આ કાલના સુંદર કુંડ આવેલા છે. કુંડમાં ચારે બાજુએ પગથિયાં અને પડથારની રચના કરી હોય છે.

વાવ એ પગથિયાંવાળો કૂવો છે. એમાં એક છેડે કૂવો આવેલો હોય છે. એમાંથી ઉપરથી ગરગડી અને દોરડા વાટે પાણી ભરી શકાય. પરંતુ આ સગવડ ન હોય, તો મુસાફરો તથા સ્થાનિક લોકો પગથિયાં વાટે નીચે ઊતરી કૂવાના જળની સપાટી સુધી પહોંચી શકે તેવાં પગથિયાં તથા વચ્ચે વચ્ચે પડથારોનું બાંધકામ કરવામાં આવતું. પડથારની બંને બાજુની દીવાલોમાં ગોખલાઓમાં દેવદેવીઓની પ્રતિમાઓ તથા વિવિધ સુશોભનાત્મક શિલ્પ કંડારવામાં આવતાં. વાવનાં પગથિયાંને એક, બે, ત્રણ કે ચાર મુખ અને ત્રણ, છ, નવ કે બાર કૂટ (મજલા) હોય છે. એના આધારે એને નંદા, ભદ્રા, જયા અને વિજયા પ્રકારની ગણતા.

ગુજરાત અને રાજસ્થાનમાં આવી અનેક વાવ બંધાઈ હતી. સોલંકી રાજ્યની વાવોમાં પાટણમાં રાણી ઉદયમતિએ બંધાવેલી 'રાણકી વાવ' વાવનો સર્વોત્તમ નમૂનો છે. પુરાતત્ત્વ ખાતાએ ખોદકામ કરીને, એના દટાઈ ગયેલા ભાગ ખુલ્લા કરતાં, એના સાત મજલા દૃષ્ટિગોચર થયા છે. એમાં અનેક દેવદેવીઓ, સુંદરીઓ, પશુઓ, અવતારો, સુશોભનો ઇત્યાદિ વિવિધ શિલ્પકૃતિઓની વિપુલ સમૃદ્ધિ કલાત્મક સ્વરૂપે ઠલવાઈ છે.

નડિયાદ, ઉમરેઠ, કપડવંજ, બાયડ, વઢવાણ વગેરે સ્થળોએ પણ આ કાલની વાવો જોવા મળે છે.

ધાર્મિક સ્થાપત્યમાં સોલંકી કાલનાં અનેક દેવાલય સચવાયાં છે. આ દેવાલય ભારતીય વાસ્તુવિદ્યાની પરિભાષામાં નાગર શૈલીનાં રેખાન્વિત શિખર ધરાવે છે. દસમી સદીના મધ્યથી તેરમી સદીના અંત સુધીમાં બંધાયેલાં આ સ્વરૂપનાં મંદિરોમાં એનો ઉત્તરોત્તર વિકાસ નજરે પડે છે.

સોલંકી કાલમાં સંખ્યાબંધ મોટાં નાનાં દેવાલય બંધાયાં હતાં, તે પૈકી થોડાંક મોજૂદ રહેલાં છે. એમાંનાં કેટલાંક નાનાં મંદિર માત્ર ગર્ભગૃહ અને શૃંગારચોકીનાં બનેલાં છે. એના નમૂના મહેસાણા જિલ્લામાં સંડેર, ગોરાદ અને રુહાવીમાં મોજૂદ છે. વઢવાણમાં રાણકદેવી મંદિરમાં ગર્ભગૃહનો ભાગ સંપૂર્ણ જળવાઈ રહ્યો છે, જ્યારે એની આગળનો ભાગ નાશ પામ્યો છે.

સૂણક(જિ. મહેસાણા)નું નીલકંઠ મંદિર ગર્ભગૃહ, રંગમંડપ અને શૃંગારચોકીનું બનેલું છે. દેલમાલ(જિ. મહેસાણા)નું લીંબોજી માતાનું મંદિર પુનર્નિર્માણ પામ્યું છે, જ્યારે એની આસપાસ આવેલાં નાનાં મંદિર અસલ સ્વરૂપમાં જળવાઈ રહ્યાં છે. વાલમ(તા. વીસનગર)ના રણછોડજી મંદિરમાં વિષ્ણુના ત્રૈલોક્યમોહન સ્વરૂપની ષોડશભુજ પ્રતિમા તથા ભગવાન વિષ્ણુનાં 24 સ્વરૂપોની મૂર્તિઓ જોવાલાયક છે. ગર્ભગૃહની આગળ સભામંડપ અને શૃંગારચોકી છે ને એની આગળ કીર્તિતોરણ છે. શામળાજીમાંનું પ્રાચીન મંદિર પણ ગર્ભગૃહ, મંડપ અને શૃંગારચોકીનું બનેલું

છે. એના પ્રાંગણમાં આવેલું તોરણદ્વાર 'હરિશ્ચંદ્રની ચોરી' તરીકે ઓળખાય છે. થાનનું મુનિ બાવાનું મંદિર તથા ખેડબ્રહ્માનું બ્રહ્મામંદિર પણ આ સ્વરૂપનું છે. સેજકપુર(તા. લીંબડી)ના નવલખા મંદિરના ગર્ભગૃહના તલદર્શનમાં ભદ્ર પ્રતિરથ આદિ અનેક નિર્ગમ કાઢેલા છે. દ્વારકાના રુક્મિણી મંદિરની પીઠના કુંભામાં ગોખલામાં દેવશિલ્પ તથા મિથુન-શિલ્પ કોતરેલાં છે. બરડિયા(તા. ઓખામંડળ)ના સાંબ-મંદિરની પીઠના કુંભામાં ગવાક્ષોમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ શિવનાં શિલ્પ છે. સરનાલ(તા. ઠાસરા)ના ગળતેશ્વર મંદિરની દીવાલો પર ભદ્રાદિ નિર્ગમોની રચના એવી રીતે કરી છે કે બહારથી ગર્ભગૃહનું તલમાન અષ્ટાસ્ર લાગે. આ મંદિરનાં પીઠ, મંડોવર અને વેદિકાનો શિલ્પવૈભવ પ્રશંસનીય છે.

આ કાલનાં કેટલાંક મંદિરોમાં ગર્ભગૃહ અને મંડપની વચ્ચે અંતરાલ પણ હોય છે. મંડપની આગળ શૃંગારચોકી હોય છે. કોટાય(જિ. કચ્છ)નું શિવમંદિર(જુઓ આકૃતિ 17), થાન પાસેનું તરણેતર (ત્રિનેત્રેશ્વર) શિવાલય, પાવાગઢનું લકુલીશ મંદિર અને કુંભારિયાનું સંભવનાથ મંદિર પણ આ સ્વરૂપ ધરાવે છે. મોઢેરા(જિ. મહેસાણા)નું સૂર્યમંદિર(જુઓ આકૃતિ 18) ગુજરાતનાં ભવ્ય પ્રાચીન મંદિરોમાં અગ્રિમ સ્થાન ધરાવે છે. આ પૂર્વાભિમુખ મંદિરમાં સૂર્યોદય સમયે સૂર્યનાં કિરણ ગર્ભગૃહ પર પડે છે. ગર્ભગૃહની આસપાસ પ્રદક્ષિણા-પથ છે, જેમાં ગોખલાઓમાં સૂર્યની 12 પ્રતિમાઓ નજરે પડે છે. ગર્ભગૃહની અંદર મૂળ સેવ્ય મૂર્તિ મોજૂદ રહી નથી. એની આગળ અંતરાલ, ગૂઢમંડપ અને પ્રવેશચોકી છે. આ મૂલપ્રાસાદની આગળ સભામંડપ, કીર્તિતોરણ અને સૂર્યકુંડ આવેલ છે(જુઓ આકૃતિ 16). મંડોવરની જંઘાના ગવાક્ષોમાં સૂર્યની 12 મૂર્તિઓ તથા અષ્ટ દિક્પાલોની મોટી આકૃતિઓ નજરે પડે છે. મંડપના સ્તંભ ભરચક શિલ્પપટ્ટિકાઓથી વિભૂષિત છે. મંદિરના સ્તંભો તથા મંડોવરના થરોમાં રામાયણ-મહાભારતના પ્રસંગ તેમ જ અનેકવિધ શિલ્પકૃતિઓ નજરે પડે છે. એમાં ભોગશિલ્પોનો પણ સમાવેશ થાય છે.

પ્રાચી(જિ. જૂનાગઢ)નું ધર્માદિત્ય મંદિર પંચરથ પ્રકારનું ગર્ભગૃહ ધરાવે છે. ગર્ભગૃહ પરનું શિખર 33 અંડકોથી વિભૂષિત છે. કેરા(જિ. કચ્છ)નું શિવમંદિર શિલ્પ-સ્થાપત્યની ઉત્કૃષ્ટ કલા દર્શાવે છે. ઘૂમલી(જિ. જામનગર)નું નવલખા મંદિર પંચાંગી છે. મંદિરની પીઠની ત્રણે બાજુએ મધ્યમાં સાઠમારી કરતા બબ્બે કદાવર હાથીઓ નજરે પડે છે. મંડોવરની જંઘામાં બ્રહ્મા-સાવિત્રી, ઉમા-મહેશ્વર અને લક્ષ્મી-નારાયણની યુગલમૂર્તિઓ દેખા દે છે.

સિદ્ધપુર(જિ. મહેસાણા)માં સિદ્ધરાજ જયસિંહે બંધાવેલ રુદ્રમહાલય(રુદ્રમાળ)નો થોડો ભાગ હાલ મોજૂદ રહેલો છે. ગૂઢમંડપના પશ્ચિમ તરફના ચાર સ્તંભ અને ઉત્તર બાજુની શૃંગારચોકીના ચાર સ્તંભ જળવાયા છે. વળી એના પર પણ સ્તંભ આવેલા છે. આ પરથી મંદિર ઓછામાં ઓછું બે મજલાનું હતું એ સ્પષ્ટ છે.

મંદિરની ચોતરફ 11 દેવકુલિકા હતી. એ પૈકી સભામંડપ સાથેની ત્રણ દેવકુલિકાઓ તથા દક્ષિણ બાજુની એક એ મળીને ચાર દેવકુલિકાઓ જુમા મસ્જિદની અંતર્ગત જતી રહી છે. મંદિરની પાછળ કુલ સાત દેવકુલિકાઓ હતી, બે દેવકુલિકાઓ પૂર્વ બાજુની શૃંગારચોકીની બે બાજુએ અને બાકીની બે મંડપ-ચોકીની સામે આવેલી હતી. મુખ્ય શૃંગારચોકીની બંને બાજુએ એકેક કીર્તિતોરણ હતું, જે પૈકી ઉત્તર તરફનું તોરણ હાલ જળવાયું છે. ગૂઢમંડપના જળવાઈ રહેલા ચારે સ્તંભોનું રૂપવિધાન પ્રશંસનીય છે. ઉત્તર બાજુની શૃંગારચોકી એના બેવડા મજલા સાથે સારી હાલતમાં જળવાઈ રહી છે. તે એના શિલ્પવૈભવનો સારો ખ્યાલ આપે છે. મસ્જિદની અંતર્ગત દેવકુલિકાઓ પણ ઘણી શિલ્પસમૃદ્ધિ ધરાવે છે. મંદિરની ઉત્તરે આવેલ કીર્તિતોરણ શિલ્પકલાની દૃષ્ટિએ ઘણું દર્શનીય છે.

તારંગા(જિ. મહેસાણા)ના અજિતનાથ મંદિરનું ગર્ભગૃહ અંદરથી સાદું છે, પરંતુ એની બાહ્ય દીવાલો નિર્ગમથી વિભૂષિત છે. પ્રદક્ષિણાપથના ભદ્રનિર્ગમની બંને બાજુએ એકેક ઝરૂખાની રચના છે. ગર્ભગૃહમાં અજિતનાથની ઊંચી પ્રતિમા છે. ગભારાની આગળ અંતરાલ છે. ગૂઢમંડપ કુલ 22 સ્તંભો પર ટેકવેલો છે. ગૂઢમંડપની ત્રણે બાજુએ એકેક શૃંગારચોકી છે. ગર્ભગૃહના પંચનાસિક તલમાન પર રેખાન્વિત શિખર ચારે બાજુએ ઉર:શૃંગો, શૃંગો આદિથી વિભૂષિત છે. શિખરના અગ્રભાગે અંતરાલ પર શુકનાસની રચના છે. સમગ્ર શિખર પર 216 અંડક અને 248 તિલક આવેલાં છે.

ગૂડમંડપ પર ભારે કદની સંવર્ણાની તથા શૃંગારચોકીઓ પર સમતલ છાવણોની રચના છે. ગૂઢમંડપનો મુખ્ય કરોટક નવ થરનો છે. મંદિરની પીઠમાં નરથરમાં પૂર્ણ કદની મૂર્તિઓ નજરે પડે છે. જંઘાના બીજા થરમાં ગવાક્ષોમાં લલિતાસનમાં બેઠેલાં અનેક દેવદેવીઓનાં શિલ્પ દેખા દે છે. મંદિરની શિલ્પસમૃદ્ધિ ઉત્તમ કોટિની છે. મંદિરની બહારની બાજુએ એકંદરે 740 જેટલાં શિલ્પ આવેલાં છે.

પ્રભાસપાટણ(જિ. જૂનાગઢ)ના સોમનાથ મંદિરનો અનેક વાર જીર્ણોદ્ધાર થયેલો છે. ઈ.સ. 1026માં મહમૂદ ગઝનવીએ જૂના મંદિરનો ધ્વંસ કર્યો. પછી ભીમદેવ 1લાએ નવું પાષાણનું મંદિર બંધાવ્યું. એ મંદિર થોડા વખતમાં જીર્ણ થતાં કુમારપાલે ઈ.સ. 1169માં એનું નવનિર્માણ કર્યું. આ પ્રાસાદ મેરુ પ્રકારનો હતો. ભીમદેવ 2જાએ એની આગળ 'મેઘધ્વનિ' નામનો મંડપ ઉમેરાવ્યો. ગંડ ત્રિપુરાંતકે એ મંડપની ઉત્તરે પાંચ નાનાં દેવાલય અને કીર્તિતોરણ કરાવ્યાં. ઈ.સ. 1299માં દિલ્હીના સુલતાન અલાઉદ્દીન ખલજીના સરદાર ઉલુઘખાને એ મંદિર તોડ્યું. આ મંદિરની ઇમારત શતકો સુધી વેરાન બની રહી.

1950માં એ પ્રાચીન ઇમારતનું પુરાતત્ત્વીય ઉત્ખનન કરાયું ત્યારે તેમાં

કુમારપાલના સમયના મંદિર પૂર્વેના બાંધકામના બે થર નીકળ્યા હતા. પ્રથમ બાંધકામ ગર્ભગૃહ અને મંડપનું બનેલું હતું. ને એની આગળ શૃંગારચોકી હતી. એ મંદિર મૈત્રકકાલનું હતું. એની ઉપરનું મંદિર 11મી સદીનું હતું. એમાં ગર્ભગૃહ, પ્રદક્ષિણાપથ અને મંડપની દરેક બાજુએ ભદ્રાદિ નિર્ગમોની વિસ્તૃત ફાલનાઓ દેખા દે છે. કુમારપાલના સમયના મંદિરનું તલદર્શન ઘણું કલાત્મક અને વિસ્તૃત હતું. મંદિરની મહાપીઠમાં અનેકવિધ થરોની રચના થઈ હતી. ગર્ભગૃહ અને મંડપની વચ્ચે અંતરાલ ઉમેરાયું હતું. પ્રદક્ષિણાપથમાં તથા ગૂઢમંડપમાં ચંદ્રાવલોકન (ઝરૂખા) કઢાયા હતા. મંડોવર ઉત્કૃષ્ટ કોટિનાં શિલ્પોથી વિભૂષિત બન્યું. મંદિરના પ્રાંગણમાંથી સોલંકી કાલનાં અનેક કલાત્મક મૂર્તિશિલ્પો તથા શિલ્પખંડો પ્રાપ્ત થયા હતા. આ અવશેષ ત્યાંના સ્થાનિક મ્યુઝિયમમાં સંગૃહીત કરાયા છે.

સામાન્ય રીતે દરેક દેવાલયમાં એક ગર્ભગૃહ હોય છે ને તેમાં એક સેવ્ય પ્રતિમાની પૂજન માટે પ્રતિષ્ઠા કરી હોય છે. છતાં ક્યારેક એક કરતાં વધુ ગર્ભગૃહ પણ પ્રયોજાતાં.

ખંડોસણ(જિ. મહેસાણા)ના પ્રાચીન મંદિરમાં મધ્યના મંડપની એક બાજુએ એક પશ્ચિમાભિમુખ ગર્ભગૃહ અને બીજી બાજુએ એક દક્ષિણાભિમુખ ગર્ભગૃહ આવેલું છે. આવા મંદિરને 'દ્વયાયતન' કહે છે. આ મંદિર હરિ-હરનું કે શિવ-શક્તિનું હશે એમ લાગે છે. વીરમગામમાં મુનસર કાંઠે આવેલાં બે મોટાં મંદિર તથા પાવાગઢનું લકુલીશ મંદિર પણ દ્વયાયતન સ્વરૂપ ધરાવે છે.

કેટલાંક દેવાલય ત્રણ ગર્ભગૃહ ધરાવે છે. એને 'ત્ર્યાયતન' કહે છે. કસરા(જિ. બનાસકાંઠા)ના મંદિરમાં મધ્યના મંડપની ઉત્તરે વિષ્ણુનું, દક્ષિણે બ્રહ્માનું અને પશ્ચિમે શિવનું ગર્ભગૃહ આવેલું છે. દરેકની ઉપર શિખર કરેલું છે. ગર્ભગૃહોમાં સેવ્ય પ્રતિમાઓ સચવાઈ નથી, પરંતુ દરેકની દ્વારશાખામાં તે તે દેવનાં શિલ્પ નજરે પડે છે. દેલમાલ(જિ. મહેસાણા)માં મુખ્ય મંદિરની ઉત્તરપૂર્વે અને ઉત્તરપશ્ચિમે ત્રણ ત્રણ ગર્ભગૃહ ધરાવતાં સામસામાં બે મંદિર આવેલાં છે. ગિરનાર પર્વત પર વસ્તુપાલે એક ત્રિપુરુષ-પ્રાસાદ બંધાવ્યો હતો. એમાં મુખ્ય મંદિર મૂળમાં આદિનાથનું હતું, પરંતુ હાલ આદિનાથના સ્થાને મલ્લિનાથની પ્રતિમા સ્થાપેલી છે. આગળના મંડપની ડાબી બાજુએ પત્ની લલિતાદેવીના પુણ્યાર્થે સમેતશિખરનું મંદિર અને જમણી બાજુએ પત્ની સોખુકાના શ્રેય અર્થે અષ્ટાપદ તીર્થનું મંદિર કરાવ્યું હતું. મંદિરમાં પોતાના પૂર્વજોની, પોતાની, તેજપાલની, કુમારદેવીની અને પોતાની ભગિનીઓની પ્રતિમાઓ પણ કરાવી. મુખ્ય મંદિરમાં અજિતનાથ અને વાસુપૂજ્યનાં બિંબ પણ મુકાવ્યાં.

કેટલાંક સ્થળોએ વચ્ચે એક મુખ્ય મંદિર અને ચારખૂણે ચાર ગૌણ મંદિર– એ રીતે પાંચ મંદિરોનો સમૂહ આવેલો હોય છે. એને 'પંચાયતન' કહે છે.

ખેડાવાડા(જિ. સાબરકાંઠા)માં આવેલા પંચાયતનમાં મુખ્ય મંદિર દક્ષિણાભિમુખ છે. આ મંદિર બ્રહ્માનું હતું એમ લાગે છે. એના ચાર ખૂણે આવેલાં ચાર મંદિરોમાં એક શિવનું, બીજું સૂર્યનું, ત્રીજું પાર્વતીનું અને ચોથું વિષ્ણુનું હતું એમ જણાય છે. આગલી હરોળનાં મંદિરોનાં ગર્ભગૃહ પાછલી હરોળ તરફ અભિમુખ છે. આ મંદિરોની જંઘાઓમાં શિવ, પાર્વતી, સ્કંદ, સૂર્ય, વિષ્ણુ, ઇન્દ્ર વગેરે દેવોનાં શિલ્પ નજરે પડે છે. ગવાડા(જિ. મહેસાણા)માં આવેલ પંચાયતનમાં મુખ્ય મંદિર શિવનું છે ને ખૂણાનાં મંદિર ગણેશ, ગૌરી, સૂર્ય અને વિષ્ણુનાં છે. આ મંદિરોના ભદ્રગવાક્ષોમાં કુબેર, શિવ, ત્રિવિક્રમ, સૂર્ય અને હરિ-હર-પિતામહ-અર્કની સુંદર મૂર્તિઓ આવેલી છે. આસોડા(જિ. મહેસાણા) તથા દાવડ(જિ. મહેસાણા)માં પણ આ પ્રકારનાં પંચાયતન આવેલાં છે.

કુંભારિયા(જિ. બનાસકાંઠા)માં પાંચ પ્રાચીન જૈન મંદિર આવેલાં છે. એમાંનાં નેમિનાથ, મહાવીર, શાંતિનાથ અને પાર્શ્વનાથનાં મંદિરોમાં પ્રાસાદને ફરતા ખુલ્લા ચોકની ચોતરફ પડાળીઓમાં 24 દેવકુલિકાઓ કરેલી છે, એને 'ચતુર્વિંશતિ જિનાલય' કહે છે.

એમાં નેમિનાથનું મંદિર સૌથી મોટું છે. એ ગર્ભગૃહ, અંતરાલ, ગૂઢમંડપ, ત્રિકમંડપ, સભામંડપ અને શૃંગારચોકી ધરાવે છે. મંદિરમાં કુલ 94 સ્તંભ છે, એ પૈકીના 22 સ્તંભ ઉત્તમ કોતરણીવાળા છે. એમાં દેવ-દેવીઓ તથા વિદ્યાધરીઓનાં રેખાંકન ઉપસાવેલાં છે.

મહાવીર સ્વામીના મંદિરમાં ગર્ભગૃહ, અંતરાલ, ગૂઢમંડપ, સભામંડપ અને શૃંગારચોકી છે. એમાં 16 દેવકુલિકાઓ અને આઠ ખત્તકોની રચના કરી 24ની પરિપાટી પૂરી પાડી છે. છતો, ઘૂમટો અને દ્વારશાખાઓમાં ઉચ્ચ કોટિનાં શિલ્પાંકન નજરે પડે છે. પાર્શ્વનાથના મંદિરમાં ગભારો, અંતરાલ, ગૂઢમંડપ, સભામંડપ અને શૃંગારચોકીઓ ઉપરાંત 24 દેવકુલિકાઓ આવેલી છે. શાંતિનાથનું મંદિર ગભારો, અંતરાલ, ગૂઢમંડપ, સભામંડપ અને 24 દેવકુલિકાઓનું બનેલું છે. એમાં સભામંડપની છતમાં પંચકલ્યાણક સાથે તીર્થંકરોના વિશિષ્ટ જીવનપ્રસંગ ખાસ જોવાલાયક છે. ગિરનાર તથા શત્રુંજય પર આવેલાં જિનાલયોમાં પણ 24 દેવકુલિકાઓની યોજના કરેલી છે. ગિરનારનો કુમારવિહાર અભિનંદન સ્વામીનો અને શત્રુંજયનો કુમારવિહાર આદિનાથનો છે.

હાલ આબુ પર્વત રાજસ્થાનમાં ગણાય છે, પરંતુ ત્યાં બંધાયેલાં પાચં સુંદર જિનાલયો પૈકી બે ગુજરાતના અમાત્યોએ સોલંકી કાલમાં બાંધેલાં છે. ભીમદેવ 1લાના મંત્રી વિમલશાહે વિ.સં. 1088માં 'વિમલવસહી' નામે મંદિર બંધાવેલું, તે ગર્ભગૃહ અંતરાલ અને ગૂઢમંડપનું બનેલું હતું. આગળ જતાં એમાં નવચોકી,

રંગમંડપ અને પર દેવકુલિકાઓ ઉમેરાયાં. આ ઉત્તરકાલીન ઇમારતો ઉચ્ચ કોટિની શિલ્પકૃતિઓથી વિભૂષિત છે. રંગમંડપ વિમલના ભાઈના પ્રપૌત્ર મંત્રી પૃથ્વીપાલે 12મી સદીમાં કરાવેલો. એણે આ મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો ને મંદિરની સામે પોતાના પૂર્વજોની સ્મૃતિમાં હસ્તિશાળા પણ કરાવી. વિમલવસહીના મૂળ ગભારામાં મૂલનાયક ઋષભદેવની સ-પરિકર પંચતીર્થી પ્રતિમા આવેલી છે. મંદિરની છતમાં વિવિધ વિતાન કંડારેલાં છે.

વિમલવસહીની પાસે તેજપાલે બંધાવેલું નેમિનાથનું મંદિર એના પુત્ર લૂણસિંહના નામ પરથી 'લૂણવસહી' નામે જાણીતું છે. મૂળ ગભારામાં નેમિનાથની મૂર્તિની પ્રતિષ્ઠા વિ.સં. 1287માં થઈ હતી. મંદિર ગભારો, અંતરાલ, ગૂઢમંડપ, નવચોકી, રંગમંડપ, 52 દેવકુલિકાઓ અને હસ્તિશાલા ધરાવે છે. એના અસલ ગભારા અને ગૂઢમંડપનો 14મી સદીના આરંભમાં જીર્ણોદ્ધાર થયેલો. તેજપાલે આરસનું આ ભવ્ય મંદિર પોતાની પત્ની અનુપમા તથા પુત્ર લૂણસિંહના શ્રેય અર્થે બંધાવેલું. ગૂઢમંડપની આગળ બે બાજુએ ઉત્તમ કોતરણીવાળા બે મોટા ખત્તક (ગોખલા) છે, તે તેજપાલે પોતાની બીજી પત્ની સુહડાદેવીના શ્રેય અર્થે કરાવેલા. પૂરતી જાણકારીના અભાવે સ્થાનિક લોકો તથા પ્રવાસીઓ આ મંદિરને વસ્તુપાલ-તેજપાલનું ગણાવે છે ને આ બે ગોખલાઓને 'દેરાણી-જેઠાણીના ગોખલા' કહે છે ! દેવકુલિકાઓની દીવાલો તથા છતોમાં જૈન ધર્મને અભિપ્રેત વિવિધ દૃશ્ય કોતરેલાં છે(જુઓ આકૃતિ 19). હસ્તિશાલાની વચ્ચે આદિનાથની સ-પરિકર ભવ્ય મૂર્તિ બિરાજે છે. મધ્યખંડની બે બાજુએ મોટા વિભૂષિત ગજરાજ કંડારેલા છે ને એ દરેકની પાછળ દીવાલોના ખત્તકોમાં દરેક ગજના સ્વામી-યુગલની પ્રતિમાઓ કોતરેલી છે, જે તેજપાલ અને એનાં કુટુંબીજનોની છે.

ગિરનાર પરનું નેમિનાથ મંદિર આ કાલનું મહત્ત્વનું જિનાલય છે. એ ગર્ભગૃહ, પ્રદક્ષિણાપથ, અંતરાલ, ગૂઢમંડપ, ત્રિકમંડપ, રંગમંડપ, 72 દેવકુલિકાઓ અને બલાનક ધરાવે છે. આ મંદિર સિદ્ધરાજના મંત્રી સજ્જને પથ્થરનું બનાવેલું. ગૂઢમંડપમાં કુલ 22 સ્તંભ છે. પ્રદક્ષિણાપથમાં ત્રણે બાજુએ ઝરૂખાઓ છે, જેમાં અનેક સુંદર મૂર્તિઓ નજરે પડે છે.

આમ સોલંકી કાલ દરમ્યાન ગુજરાતમાં ઠેકઠેકાણે દેવાલય બંધાયાં ને એના સ્થાપત્ય-સ્વરૂપમાં નાગર શૈલીનો પૂર્ણ વિકાસ સધાયો.

આ કાલ દરમ્યાન ગુજરાતમાં અનેક સ્થળોએ મુસ્લિમ વસાહતો થઈ હતી ને તેઓએ અહીં મસ્જિદો, જુમા મસ્જિદો, મકબરા વગેરે ઇમારતો બંધાવી હતી. પરંતુ એમાંની મોટા ભાગની મસ્જિદો હાલ મોજૂદ રહી ન હોવાથી તેઓનું સ્થાપત્ય-સ્વરૂપ જાણવું મુશ્કેલ છે. આ સમયની પથ્થરની ત્રણ મસ્જિદ મોજૂદ રહી છે. એમાંની બે ભદ્રેશ્વરમાં અને એક જૂનાગઢમાં આવેલી છે.

ભદ્રેશ્વરની સોળખંભી મસ્જિદની ઇમારતનો મોટો ભાગ જમીનમાં રેતી નીચે દટાઈ ગયો છે. એમાં ગુજરાતનાં મંદિરોની જેમ પથ્થરનાં મોટાં ચોસલાં વપરાયાં છે. આ મસ્જિદના થાંભલા પણ નીચે ચોરસ, વચમાં અષ્ટકોણ અને ઉપર ગોળ છે. એનો મુખ્ય કક્ષ થાંભલાઓની ચાર હારોનો બનેલો લાગે છે. આ કક્ષની મહેરાબવાળી પશ્ચિમ દીવાલ તથા થાંભલાઓની આગળની બે હાર મોજૂદ છે, જ્યારે બાકીની બે હાર પડી ગઈ છે.

ભદ્રેશ્વરની બીજી મસ્જિદમાં મૂળ પ્રવેશ આઠ થાંભલાવાળી પ્રવેશચોકી દ્વારા પહેલા કક્ષમાં થતો. આ કક્ષની પશ્ચિમ દીવાલમાં તદ્દન સાદો અર્ધગોળાકાર મહેરાબ છે. એની બે બાજુએ આવેલાં કમાનદાર બારણાંથી મસ્જિદના મુખ્ય કક્ષમાં જવાય છે. આ બે મસ્જિદ લગભગ 12મી સદીની લાગે છે.

જૂનાગઢની મસ્જિદ નાની, એક કક્ષની અને પ્રવેશચોકી વગરની છે. એ ઈ.સ. 1286-87માં બંધાઈ હતી. એની છત સપાટ છે. પૂર્વમાં દીવાલ નથી, એની જગ્યાએ ત્રણ મોટાં પ્રવેશદ્વાર છે.

મકબરાના સ્થાપત્યમાં પણ મોભાળી રચનાવાળા હિંદુ સ્થાપત્યનું અનુકરણ થયું છે. ભદ્રેશ્વરનો રોજો પણ આ શૈલીનો છે. સ્થાનિક શિલ્પીઓ ચાર-ચાર કે પાંચ-પાંચ એમ કુલ 12 કે 16 થાંભલા ગોઠવી, અંદરના થાંભલાઓ પર ત્રાંસી પથ્થરની લાટો અષ્ટકોણ ઉપર ગોઠવી, એની ઉપર અર્ધગોળ આકારના ગુંબજ અને એની ઉપર કળશવાળા ગુંબજ કરી મકબરાની રચના કરતા. પીર લાલશાહ બાઝનો આ મકબરો ગુજરાતના મકબરાનો પહેલો નમૂનો છે. મકાન ચોરસ છે. એની અંદર કુલ 12 થાંભલા ચણી લીધા છે ને ટોચે અર્ધગોળાકાર ગુંબજ કાઢેલો છે. પરસાળ જેવા કક્ષની છત સપાટ છે. એનાં ચોસલાં કમળના ફૂલની કોતરણીથી અલંકૃત છે. મકબરાની ત્રણ બાજુએ વેલની કોતરણી નજરે પડે છે. પરસાળની બંને બાજુએ એકેક બારણું છે. અંદર પશ્ચિમ બાજુએ સાદો મહેરાબ છે.

આમ ગુજરાતમાં સોલંકી કાલમાં બંધાયેલી ઇસ્લામી ઇમારતોમાં પ્રચલિત હિંદુ-જૈન સ્થાપત્યના સિદ્ધાંતોનો પ્રભાવ રહેલો છે, જ્યારે ઇસ્લામી સ્થાપત્યના અંશ નહિવત્ વરતાય છે.

## શિલ્પકૃતિઓ[34]

સ્થાપત્ય ઉદ્દિષ્ટ ઇમારતની પૂર્વવિહિત યોજનાની સૂઝ પર અવલંબે છે, જ્યારે શિલ્પકલા નિસર્ગનાં સર્જનોના સૂક્ષ્મ નિરીક્ષણ તથા બારીક કોતરણીની આવડત પર આધારિત છે.

દેવાલય એ ક્લેવર છે, જ્યારે સેવ્ય પ્રતિમા એ એમાંનો પ્રાણ છે. સોલંકી

કાલનાં દેવાલયોમાં અનેકાનેક દેવદેવીઓનાં વિવિધ સ્વરૂપ ઘડાયાં છે તેમજ અનેકવિધ સુશોભનોની શિલ્પકલા દૃષ્ટગોચર થાય છે.

હિંદુ દેવોમાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવ મુખ્ય ગણાય છે. બ્રહ્માનાં મંદિર વિરલ છે, પરંતુ એમની મૂર્તિઓ સંખ્યાબંધ મળે છે. ચાર મુખ, લાંબી દાઢી, માથે જટા અને હાથમાં સ્રુક્ કે સ્રુવ (ઘી હોમવાનો સરવો), પુસ્તક, અક્ષમાલા અને કમંડલુ (જલપાત્ર) એ બ્રહ્માની મૂર્તિનાં મુખ્ય લક્ષણ છે. ખેડબ્રહ્મા, નગરા, મિયાણી, દેલમાલ, કસરા વગેરે સ્થળોએ બ્રહ્માનાં મંદિર આવેલાં છે ને બીજાં અનેક સ્થળોએ પણ બ્રહ્માની પ્રાચીન પ્રતિમાઓ મળી છે.

વિષ્ણુ શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરે છે. વિષ્ણુનાં 24 ચતુર્ભુજ સ્વરૂપોમાં ત્રિવિક્રમ, વાસુદેવ અને પુરુષોત્તમ સ્વરૂપ વધુ લોકપ્રિય હતાં. ત્રૈલોક્યમોહન કે વિશ્વરૂપ તથા જલશાયી સ્વરૂપ પણ પ્રચલિત હતાં. વિષ્ણુના અવતારોમાં વરાહ, નરસિંહ અને ત્રિવિક્રમ (વામન) અવતાર વધુ લોકપ્રિય હતા. શ્રીકૃષ્ણાવતારના લીલાપ્રસંગોમાં કાલિયમર્દનનો પ્રસંગ માનીતો હતો. શિવાલયોમાં સામાન્યતઃ શિવલિંગની પૂજા થતી હોય છે. લિંગ-પ્રતિમામાં ચતુષ્કોણ બ્રહ્મભાગ અને અષ્ટકોણ વિષ્ણુભાગ જમીનની સપાટી નીચે હોય છે ને માત્ર રુદ્રભાગ જ ભૂતલની ઉપર રખાય છે. શિવાલયમાં પાછલા ગોખલામાં ઊભેલાં પાર્વતીની ચતુર્ભુજ મૂર્તિ હોય છે. એ ઉપલા બે હાથમાં શિવલિંગ તથા ગણેશને અને નીચલા બે હાથમાં અક્ષમાલા અને કમંડલુ ધારણ કરે છે. દેવાલયની પીઠ અને એના મંડોવરના થરોમાં શિવનાં આખાં સ્વરૂપ પણ મૂર્ત કરાતાં. એમાં અંધકાસુરવધ, ગજાસુરસંહાર અને શિવતાંડવનાં સ્વરૂપ નોંધપાત્ર છે. યુગલ-પ્રતિમાઓમાં બ્રહ્મા-સાવિત્રી, લક્ષ્મી-નારાયણ અને ઉમા-મહેશ્વરની મનોહર મૂર્તિઓ મળે છે.

ઘણાંખરાં દેવાલયોના ગર્ભગૃહના દ્વારના ઓતરંગ પર ગણપતિની આકૃતિ નજરે પડે છે. બેઠેલા તેમ જ ઊભા ગણપતિની છૂટી પ્રતિમાઓ પણ અનેક સ્થળોએ મળી છે.

મોઢેરામાં સૂર્યમંદિર છે, પણ એમાંની સેવ્ય પ્રતિમા લુપ્ત થઈ છે. પરંતુ મંદિરની અંદર તેમજ બહાર સૂર્યની બાર-બાર પ્રતિમાઓ ગોઠવેલી છે. કિરીટમુકુટ, બે હાથમાં બે પદ્મ અને સાત અશ્વો એ સૂર્યના સ્વરૂપનાં મુખ્ય લક્ષણ છે. કટિ પર અવ્યંગ અને પગમાં ઊંચાં પગરખાં એ ઈરાનની અસર દર્શાવે છે. ખંભાત પાસેના નગરામાં તથા ખેરાળુમાં સૂર્યની પ્રાચીન મૂર્તિઓ જોવાલાયક છે. ત્યાં એમની સાથે એમની બે પત્નીઓ રાજ્ઞી અને નિક્ષુભાની તથા પરિચારક દંડ અને પિંગલની મૂર્તિઓ પણ રહેલી છે. ગર્ભગૃહના દ્વાર પરના પટ્ટમાં ઘણી વાર સૂર્યાદિ નવગ્રહોની આકૃતિઓ નજરે પડે છે.

દેવોનાં સંયુક્ત સ્વરૂપોમાં હરિ-હર, હરિ-હર-પિતામહ અને હરિ-હર-પિતામહ-અર્ક(સૂર્ય)નાં સ્વરૂપ લોકપ્રિય હતાં. એવી રીતે ઉમા-મહેશ્વરનું અર્ધનારીશ્વર સ્વરૂપ પણ લોકપ્રિય હતું.

મંડોવરની જંઘામાં અષ્ટ દિક્પાલોની ભવ્ય આકૃતિઓ કંડારાતી. એમાં ઇન્દ્ર, અગ્નિ, યમ, નિર્ઋતિ, વરુણ, વાયુ, કુબેર અને ઈશાનનાં સ્વરૂપ જોવા મળે છે. ક્યારેક કાર્તિકેય તથા મહિષાસુરમર્દિની જેવાં દૈવી સ્વરૂપ પણ નજરે પડે છે. વળી ગંધર્વો, અપ્સરાઓ, ગણો ઇત્યાદિ અર્ધ-દૈવી વર્ગો પણ દૃષ્ટિગોચર થાય છે. દેવાલયની પીઠમાં અશ્વથર, ગજથર અને નરથરમાં વિવિધ સુંદર આકૃતિઓ કોતરાતી. નરથરમાં તથા સ્તંભોમાં પણ ક્યારેક વિવિધ ભોગ-શિલ્પ જોવા મળે છે.

હિંદુ મૂર્તિશિલ્પોની સોલંકીકાલીન દેવાલયોના સંદર્ભમાં સમીક્ષા કરીએ, તો એમાંની અનેક શિલ્પકૃતિઓ પાટણ, વડનગર, મોઢેરા અને ઉત્તર ગુજરાતનાં અન્ય પ્રાચીન સ્થળોએ ઉપલબ્ધ થઈ છે. નગરામાં બ્રહ્માની ચતુર્ભુજ પ્રતિમાની બાજુએ સાવિત્રી અને સરસ્વતીની એવી મોટા કદની પ્રતિમાઓ નજરે પડે છે. પાટણમાં બ્રહ્માની પ્રતિમા(જુઓ આકૃતિ 20)ની નીચે એમનું હંસ વાહન પણ સ્થાન ધરાવે છે. વિષ્ણુનાં 24 ચતુર્ભુજ સ્વરૂપો પૈકી કેશવ, નારાયણ, ગોવિંદ, શ્રીધર આદિ અમુક સ્વરૂપ ઉત્તર ગુજરાતનાં પ્રાચીન મંદિરોમાં મળ્યાં છે. એમાંના ત્રિવિક્રમ સ્વરૂપની પ્રતિમાઓ ગુજરાતમાં અનેક સ્થળોએ જોવા મળે છે. હાલ લોકો એને રણછોડજી કે દ્વારિકાનાથ તરીકે ઓળખે છે. વિષ્ણુની અષ્ટભુજ વૈકુંઠ-પ્રતિમા સંડેરમાં, દશભુજ પ્રતિમા તેંબપુર-(તા. કપડવંજ)માં, દ્વાદશભુજ અનંત-પ્રતિમા પાટણમાં, ચતુર્દશભુજ પ્રતિમા કોટ્યર્કમાં, ષોડશભુજ ત્રૈલોક્યમોહન-પ્રતિમા વાલમમાં, અને વિંશતિભુજ વિશ્વરૂપ-પ્રતિમા કોટ્યર્કમાં તેમજ પાટણમાં મળી છે. જલશાયી કે શેષશાયી ચતુર્ભુજ વિષ્ણુની સૂતેલી પ્રતિમા મોઢેરાના સૂર્યકુંડમાં તથા ચાણોદ અને ઊંઝામાં છે. વિષ્ણુના મુખ્ય દશાવતારોમાં વરાહ, નૃસિંહ, વામન અને કૃષ્ણની પ્રતિમાઓ અહીં સારી સંખ્યા ધરાવે છે. કદવારમાં વરાહનું, વંથળીમાં વામનનું અને વીસનગરમાં પરશુરામનું મંદિર છે. વરાહની પ્રતિમાઓ આદિવરાહ કરતાં નૃવરાહ સ્વરૂપની અહીં વધુ સંખ્યામાં મળી છે. વામનાવતારનું ત્રિવિક્રમ સ્વરૂપ પણ અહીં લોકપ્રિય હતું. કૃષ્ણનાં વિવિધ સ્વરૂપોમાં ગોવર્ધનધારી અને કાલિયમર્દન સ્વરૂપની મૂર્તિઓ અહીં વિશેષ મળી છે. બુદ્ધની પ્રતિમાઓ નગરા, તારંગા વગેરે સ્થળોએ પ્રાપ્ત થઈ છે.

શિવલિંગ ગુજરાતનાં અનેક પ્રાચીન સ્થળોએ જોવા મળે છે. શિવનું ચતુર્ભુજ સ્વરૂપ પાટણ, વડનગર, અનાવાડા, મંદરોપુર વગેરે સ્થળોએ મળ્યું છે. આ સર્વ પ્રતિમાઓ ઊભા સ્વરૂપની છે. પાટણમાં અર્ધપર્યંકાસનમાં બેઠેલા ચતુર્ભુજ શિવની પ્રતિમા પણ મળી છે. ઉમા-મહેશ્વરની યુગલ-પ્રતિમાઓ વિપુલ સંખ્યામાં ઉપલબ્ધ છે. વાયડ, વડનગર, સિદ્ધપુર, મોઢેરા, ખંભાત, ચાંદોદ, ભરૂચ વગેરે સ્થળોએ

મળેલી એવી પ્રતિમાઓ આ કાલની છે. આ સ્વરૂપમાં ઉમા (પાર્વતી) અને મહેશ્વર (શિવ) બાજુબાજુમાં બેઠાં હોય છે. ઊભાં શિવ-પાર્વતી હરગૌરી તરીકે ઓળખાય છે. આ સ્વરૂપનો નમૂનો મોઢેરાના સૂર્યકુંડમાં જોવા મળે છે. નટેશ (નટરાજ) સ્વરૂપની શિવપ્રતિમાઓ સૂણક, ગોરાદ, વીરતા વગેરે સ્થળોએ મળી છે. લકુલીશની પ્રતિમા કારવણ (કાયાવરોહણ), મિયાણી, કામળી વગેરે સ્થળોએ પ્રાપ્ત થઈ છે. લકુલીશ ભગવાન શિવનો 28મો અવતાર ગણાય છે, જે કાયાવરોહણમાં પ્રગટ થયેલો. તેઓ ઊર્ધ્વમેઢ્ર અવસ્થામાં યોગાસનમાં બિરાજે છે. ગજાસુરસંહાર સ્વરૂપની પ્રતિમાઓ કેટલાંક સ્થળોએ મળી છે.

સંયુક્ત સ્વરૂપોમાં હરિ-હરની પ્રતિમા વીસનગરમાં, હરિ-હર-પિતામહ-(બ્રહ્મા)ની કઠલાલ ઊંઝા અને થાનમાં, અને હરિ-હર-પિતામહ-અર્ક(સૂર્ય)ની પાટણ તથા દેલમાલમાં પ્રાપ્ત થઈ છે.

શક્તિનાં વિવિધ સ્વરૂપોમાં મહિષાસુરમર્દિનીની અષ્ટભુજ પ્રતિમાઓ અહીં પાટણ, સૂણક વગેરે અનેક સ્થળોએ ઉપલબ્ધ છે. સપ્તમાતૃકાઓમાં બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, ઐન્દ્રી અને ચામુંડાની છૂટક અથવા સામૂહિક પ્રતિમાઓ પાટણ, વડનગર, મોઢેરા, લાડોલ, સૂણક વગેરે અનેક સ્થળોએ પ્રાપ્ત થઈ છે.

કાર્તિકેયની પ્રતિમાઓ વડનગર, મોઢેરા, કોટ્યર્ક વગેરે સ્થળોએ મળી છે. ગણેશ કે ગણપતિની છૂટક પ્રતિમા ઠેકઠેકાણે મળે છે. ઘણાં પ્રાચીન દેવાલયોના ગર્ભગૃહના પ્રવેશદ્વારના ઉત્તરાંગમાં ગણપતિની પ્રતિમા નજરે પડે છે. ગણપતિની પ્રતિમા સામાન્યતઃ ચતુર્ભુજ વિનાયક કે ગજાનન સ્વરૂપની હોય છે.

દિક્પાલોની પ્રતિમાઓ પ્રાયઃ મંડોવરની જંઘામાં નજરે પડે છે. એમાં ઇન્દ્ર, યમ, વરુણ અને કુબેર ઉપરાંત ઈશાન (શિવ), અગ્નિ, નિર્ઋતિ અને વાયુદેવનો સમાવેશ થાય છે. થાન, દ્વારકા, બરડિયા, મોઢેરા, તારંગા વગેરે સ્થળોએ આ કાલનાં દેવાલયોમાં દિક્પાલોની ભવ્ય આકૃતિઓ કંડારાઈ છે. કેટલીક વાર એની સાથે દિક્પાલિકાઓની આકૃતિઓનો પણ સમાવેશ થતો. ગર્ભગૃહની દ્વારશાખામાં પ્રતીહારો તથા ગંગા-યમુનાની આકૃતિઓ નજરે પડે છે.

સોલંકી કાલનાં દેવાલયોનાં જુદાં-જુદાં અંગોમાં આ ઉપરાંત અનેકવિધ સાંસારિક તથા નૈસર્ગિક આકૃતિઓ તેમજ દશ્યોનો સમાવેશ થતો. દા.ત. શામળાજીમાં કિન્નર-યુગલ, થાનમાં વિદ્યાધરો તથા નર્તકીઓ, ખેડબ્રહ્મામાં અપ્સરાઓ, દ્વારકામાં તાપસો તથા નૃત્યાંગનાઓ, સરનાલમાં ગીતવાદ્યરત પુરુષો તથા પરિચારિકાઓ, ગુંજામાં યુદ્ધ, મૈથુન, રમતગમત, નૃત્યગીતવાદ્ય અને હાથીઓની સાઠમારી, કોટાય અને આણગોર ગઢમાં સુરસુંદરીઓ અને આણગોર ગઢમાં ગજસવારી, કીચક, નારીવૃંદ અને રાસમંડલનાં મનોહર દશ્ય દેખા દે છે.

થાનમાં ગીતવાદ્યરત સ્ત્રીપુરુષો, પાવાગઢમાં અષ્ટાદશભુજ દેવી તથા યોગીશ્વર શિવ તેમજ ગજેન્દ્રમોક્ષ, મોઢેરામાં પ્રણયક્રીડારત ગીતવાદ્યનૃત્યરત જનો, માલાધરો અને અનેકદલ કમલો, નર્તકીઓ, દર્પણકન્યાઓ, તાપસો ઇત્યાદિનાં શિલ્પ જોવાલાયક છે. કેરા(જિ. કચ્છ)ના દેવાલયમાં અપ્સરાઓની આકૃતિઓમાં દેહસૌષ્ઠવ તથા ભાવભરી અંગભંગી પ્રશસ્ય છે. ઘૂમલીમાં કીચક, ગજ, હંસ, વૃષભ, મત્સ્ય-યુગલ, વાનર, સિંહ, હંસ-યુગલ ઇત્યાદિની આકૃતિઓમાં વૈવિધ્ય રહેલું છે. સિદ્ધપુરના રુદ્રમાળમાં દેવદેવીઓ, પરિચારકો, અને નૃત્યાંગનાઓ ઉપરાંત દ્વન્દ્વયુદ્ધ, હાથીઓની સાઠમારી, સિંહ સાથે માનવનું યુદ્ધ, લગ્નનો વરઘોડો, કન્યાનું અપહરણ અને સંગ્રામ જેવાં વિવિધ દશ્ય દર્શનીય છે. તારંગાના દેવાલયમાં દેવ-દેવીઓ, દિક્પાલો, દિક્પાલિકાઓ, નર્તિકાઓ, તાપસો, વ્યાલ, વિદ્યાદેવી, સુરસુંદરીઓ ઇત્યાદિમાં ઉત્કૃષ્ટ શિલ્પકલા દૃષ્ટિગોચર થાય છે.

આમ સોલંકી કાલનાં દેવાલયોમાં અનેક દેવદેવીઓ અને તેઓની સિદ્ધિઓ, ગંધર્વો, અપ્સરાઓ, માનવો અને તેઓના સાંસારિક જીવનના વિવિધ પ્રસંગો, પશુઓ, પક્ષીઓ, વનસ્પતિ, સુશોભનો ઇત્યાદિ અનેકવિધ વિષયોને લગતી કલાત્મક શિલ્પકૃતિઓ નજરે પડે છે.

જૈન ધર્મમાં 24 તીર્થંકરોનો ઘણો મહિમા રહેલો છે. તેઓમાં પહેલા તીર્થંકર આદિનાથ-ઋષભદેવ અને છેલ્લા બે તીર્થંકર પાર્શ્વનાથ અને મહાવીર સ્વામી સ્વાભાવિક રીતે સહુથી લોકપ્રિય છે. વળી બાવીસમા તીર્થંકર નેમિનાથ સૌરાષ્ટ્રમાં થયા હોઈ ગુજરાતમાં તેઓ પણ સવિશેષ લોકપ્રિયતા ધરાવે છે. આબુ-દેલવાડામાં ગુજરાતના વિમલ મંત્રીએ આદિનાથનું અને તેજપાલે નેમિનાથનું આરસનું મંદિર બંધાવેલું તે એની શિલ્પસમૃદ્ધિને લીધે અદ્યાપિ સુપ્રસિદ્ધ છે. આરાસણી અંબાજીના સ્થાનક પાસે આવેલા કુંભારિયા ગામમાં મહાવીર સ્વામી, પાર્શ્વનાથ અને નેમિનાથ ઉપરાંત શાંતિનાથ અને સંભવનથનાં દેરાસર બંધાયાં છે. ગિરનાર પર નેમિનાથનું અને શત્રુંજય પર આદિનાથનું મંદિર સુપ્રસિદ્ધ છે. તારંગા પર કુમારપાલે અજિતનાથનું મંદિર બંધાવ્યું છે. ગિરનાર પર મહામાત્ય વસ્તુપાલે બંધાવેલ દેરાસરમાં આદિનાથની ભવ્ય પ્રતિમા હતી, તેના સ્થાને હાલ મલ્લિનાથની પ્રતિમા બિરાજે છે. તીર્થંકરોની મોટી પ્રતિમાઓ પ્રાયઃ યોગાસનમાં બેઠેલા સ્વરૂપની હોય છે. બીજી કેટલીક પ્રતિમાઓ કાઉસગ્ગ અવસ્થામાં ઊભેલું સ્વરૂપ ધરાવે છે. ઘણાખરા તીર્થંકરોનાં સ્વરૂપ એકસરખાં હોય છે, એમને દરેકના જુદા-જુદા લાંછન (ચિહ્ન) દ્વારા અલગ અલગ ઓળખી શકાય છે. પાર્શ્વનાથના મસ્તક પર સર્પની ફણા હોઈ, એ આપોઆપ ઓળખાય છે. દરેક તીર્થંકરની સાથે એમનાં યક્ષ-યક્ષિણી સંકળાયેલાં છે. આથી દેરાસરોમાં તીર્થંકરોની સાથે તેઓનાં યક્ષ-યક્ષિણીઓની પ્રતિમાઓ પણ સ્થપાય છે. મોટાં દેરાસરોમાં એ ઉપરાંત શ્રુતદેવી સરસ્વતી તથા 16 વિદ્યાદેવીઓની મૂર્તિઓ

પણ નજરે પડે છે. કેટલાંક દેરાસરોમાં સમ્મેતશિખર અને અષ્ટાપદ (સુમેર) પર્વત જેવાં સુપ્રસિદ્ધ જૈન તીર્થોની લઘુ પ્રતિકૃતિઓ પણ રજૂ કરવામાં આવતી. દેલવાડાની વિમલવસહીના રંગમંડપની છતમાં મોટા વચલા ઘૂમટમાં 16 વિદ્યાદેવીઓની મનોહર મૂર્તિઓ કોતરેલી છે. એની ભમતી(પ્રદક્ષિણા-પથ)ની છતમાં ભરત-બાહુબલિનું યુદ્ધ, નેમિનાથનાં પાંચ કલ્યાણક, નેમિનાથનું ચરિત, શ્રીકૃષ્ણનું કાલિયનાગદમન, નૃસિંહાવતાર ઇત્યાદિ પ્રસંગોનાં દર્શનીય દૃશ્ય કોતરેલાં છે. એની હસ્તિશાલામાં આગળ જતાં અશ્વારૂઢ વિમલ મંત્રીની અને એની આસપાસ એના વંશજોની ગજારૂઢ મૂર્તિઓ મુકાઈ છે. દેલવાડાની લૂણવસહીમાં હસ્તિશાલામાં વચ્ચે મેરુ ઘાટના ત્રણ માળના ચૌમુખજી છે. એની બે બાજુએ પાંચપાંચ સુશોભિત હાથી ખડા છે. એના પર તેજપાલના પૂર્વજો, તેજપાલ પોતે અને એના વંશજોની મૂર્તિઓ મૂકેલી હતી, તે હાલ ત્યાં મોજૂદ રહી નથી, પરંતુ એ દરેકની પાછળના ગોખલામાં તે તે ગૃહસ્થની તેની પત્ની કે પત્નીઓ સાથેની પ્રતિમાઓ નામ સાથે રજૂ કરેલી છે. મંદિરની અંદર ફૂલવેલ, હાંડી, ઝુંમર, હાથી, ઘોડા, ઊંટ, વાઘ, સિંહ, મત્સ્ય, પક્ષીઓ, મનુષ્યો અને દેવ-દેવીઓની વિવિધ સુંદર આકૃતિઓ કોતરેલી છે એટલું જ નહિ, કેટલાંક મનોહર દૃશ્ય પણ કંડારેલાં છે, જેમાં શ્રીકૃષ્ણનો જન્મ, એમની બાલલીલા, દ્વારિકા અને સમવસરણ, અરિષ્ટનેમિની વિવાહયાત્રા ઇત્યાદિ વિવિધ પ્રસંગ આલેખાયા છે. વળી નાટક, સંગીત, રણસંગ્રામ, સમુદ્રયાત્રા, સાધુ-સાધ્વીઓ, શ્રાવક-શ્રાવિકાઓ, તીર્થસ્નાન ઇત્યાદિ ઉપરાંત અન્ય જૈન તીર્થો, વિદ્યાદેવી, ઇન્દ્ર, અંબિકા, સરસ્વતી, પાર્શ્વનાથચરિત વગેરેને લગતાં દૃશ્ય પણ કલાત્મક રીતે રજૂ કરાયાં છે.

હિંદુ ધર્મનાં દેવાલયોના નિર્માણમાં એ ધર્મની વિવિધ શિલ્પકૃતિઓ ઘડવાને ટેવાયેલા સ્થાનિક શિલ્પીઓ જૈન મંદિરોના શિલ્પનિધિમાં આ રીતે ક્યારેક હિંદુ ધર્મને લગતા સુપરિચિત પ્રસંગો તથા દેવસ્વરૂપોનો સમાવેશ કરી લેતા.

સોલંકીકાલની કેટલીક શિલ્પકૃતિઓ હાલના ગુજરાતની આસપાસના પ્રદેશોમાં પણ જોવા મળે છે, જેમકે માળવાના વિરૂપાક્ષ શિવાલયમાં અને રાજસ્થાનમાંના જાલોરગઢ તથા ચિત્તોડગઢમાંનાં જૈન મંદિરોમાં. વળી હાલ રાજસ્થાનમાંનાં વાંસવાડા, ડુંગરપુર, શિરોહી, જૂની ચંદ્રાવતી, મારવાડની જૈન પંચતીર્થી, નાડોલ નાડલાઈ, સાદડી, રાણકપુર, પાલી, કિરાડુ, વગેરે સ્થળોએ પણ સોલંકી કાલની શિલ્પકલાની અસર વરતાય છે. આબુ પરના વિમલવસહીના નિર્માણમાં ચંદ્રાવતીના કારીગરોએ ઘણું પ્રદાન કર્યું લાગે છે. મોઢેરાના સૂર્યમંદિરની શિલ્પકૃતિઓ અને આબુ પરની વિમલવસહીની શિલ્પકૃતિઓ વચ્ચે ઘણું સામ્ય વરતાય છે. આ શિલ્પકૃતિઓમાં ઝીણી ગોળ આંખો ખાસ તરી આવે છે, જ્યારે સોલંકી કાલની શિલ્પશૈલીમાં સામાન્યતઃ લાંબી અણિયાળી આંખો જોવા મળે છે. સોલંકી કાલની શિલ્પકલાની શૈલીની અસર ગુજરાતમાં દીર્ઘકાલ સુધી ચાલુ રહી.

## ચિત્રકલા[39]

સોલંકી કાલ દરમ્યાન ગુજરાત-રાજસ્થાન-માળવામાં પશ્ચિમ ભારતની અનોખી ચિત્રકલા પાંગરી. એના સહુથી પ્રાચીન નમૂના માળવાનાં બે તામ્રશાસનોમાં જોવા મળે છે. ધારાના પરમાર રાજા વાક્પતિરાજના તામ્રશાસન(ઈ.સ. 974)ના બીજા પતરાને છેડે ગરુડનું રેખાંકન કરેલું છે. બીજું તામ્રશાસન પરમાર રાજા ભોજદેવનું ઈ.સ.1021નું છે. એમાં પણ ગરુડનું આલેખન છે, પરંતુ એમાં એ રેખાંકનની આસપાસ ચોકઠું કરેલું છે.

હસ્તલિખિત ગ્રંથોની કેટલીક પ્રતોમાં પશ્ચિમ ભારતની ચિત્રકલા સુપેરે વિકસી. એના પ્રાચીન નમૂના તાડપત્રોની પોથીઓમાં 12મી સદીના આરંભથી જોવા મળે છે. સિદ્ધરાજ જયસિંહના રાજ્યકાલના આરંભમાં સં. 1157(ઈ.સ. 1100)માં ભૃગુકચ્છ(ભરૂચ)માં લખાયેલી 'નિશીથચૂર્ણી'ની તાડપત્રીય પ્રત ગુજરાતની ચિત્રકલાનો હસ્તપ્રતોમાં મળતો પ્રાચીનતમ નમૂનો છે. ખંભાતના શાંતિનાથ ભંડારમાં આવેલી એવી એક હસ્તપ્રતમાં મહાવીર સ્વામી અને સરસ્વતીનાં ચિત્ર આલેખાયાં છે. એ પ્રત વિ.સં. 1184(ઈ.સ. 1127)ની છે. ખંભાતના એ ભંડારમાંની વિ.સં. 1200(ઈ.સ. 1143-44)ની હસ્તપ્રતમાં ત્રણ વ્યક્તિઓની આકૃતિઓ આલેખી છે. એ પ્રાયઃ હેમચંદ્રસૂરિ, એમના શિષ્ય મહેન્દ્રસૂરિ અને રાજા કુમારપાલની આકૃતિઓ છે. વડોદરા પાસેના છાણી ગામના જૈન ગ્રંથભંડારમાં સાત હસ્તલિખિત પ્રતોમાં સોમ, વિદ્યાદેવી, સરસ્વતી, લક્ષ્મી, અંબિકા, કપર્દિ અને બ્રહ્મશાંતિ યક્ષનાં ચિત્ર આલેખાયાં છે. આ સર્વ પ્રતો વિ.સં. 1218(ઈ.સ. 1161-62)ની છે. પાટણના સંઘવીના પાડાના ગ્રંથભંડારમાં 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત'ના અંતિમ પર્વની તાડપત્રીય હસ્તપ્રતનાં છેલ્લાં ત્રણ પત્રો પર હેમચંદ્રસૂરિ, કુમારપાલ અને શ્રાવિકા શ્રીદેવી આલેખાયાં છે. ખંભાતના શાંતિનાથ ભંડારમાં 'નેમિનાથચરિત'ની સં. 1298(ઈ.સ. 1242)ની હસ્તપ્રતમાં નેમિનાથ અને અંબિકાનાં સુંદર ચિત્ર ચીતરેલાં છે. પાટણના સંઘવીના પાડાના ગ્રંથભંડારમાં 'કથારત્નસાગર'ની સં. 1318ની હસ્તપ્રતમાં પાર્શ્વનાથનું તથા શ્રાવક-શ્રાવિકાનું અને 'કલ્પસૂત્ર' અને 'કાલક-કથા'ની સં. 1335ની હસ્તપ્રતમાં બ્રહ્મશાંતિ યક્ષ તથા લક્ષ્મી દેવીનાં સુંદર ચિત્ર આલેખાયાં છે. એ જ ગ્રંથભંડારમાં નવ કથાઓની સં. 1345ની હસ્તપ્રતમાં 23 ચિત્ર આલેખાયાં છે, જેમાં અનેક સુંદર કથાપ્રસંગ નજરે પડે છે. આ ચિત્રોમાં પ્રાકૃતિક દૃશ્યોની રજૂઆત નોંધપાત્ર છે. પાટણના તપાગચ્છ ભંડારમાંની 'હેમલઘુવૃત્તિ'ની તાડપત્રીય હસ્તપ્રત(13મી સદી)માં ચતુર્વિધ સંઘનું સુંદર ચિત્ર આલેખાયું છે. પાટણ અને ખંભાતના ગ્રંથભંડારોમાંની તાડપત્રીય પ્રતોમાં આમ લઘુ હસ્તપ્રતચિત્રોના અનેક સુંદર નમૂના દૃષ્ટિગોચર થાય છે.

સોલંકી કાલના સાહિત્યમાં ભિત્તિચિત્રોના કેટલાક રસપ્રદ નિર્દેશ આવે છે. જેમકે કવિ બિલ્હણ-કૃત 'કર્ણસુંદરી' નાટિકામાં રાજા કર્ણદેવે જોયેલા કર્ણસુંદરીના ભિત્તિચિત્રનો, હેમચંદ્રાચાર્ય-કૃત 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'માં કોશા ગણિકાના શયનમંદિરમાં આલેખાયેલાં શૃંગારોચિત ભિત્તિચિત્રોનો અને યશઃપાલ-રચિત 'મોહરાજપરાજય' નાટકમાં રાજધાનીના વણિકોના આવાસોમાં આલિખિત જિનના જીવનપ્રસંગોનાં ભિત્તિચિત્રોનો, પરંતુ ગુજરાતમાં સોલંકીકાલનાં કોઈ ભિત્તિચિત્રોના નમૂના પ્રાપ્ત થતા નથી.

ઉપલબ્ધ લઘુચિત્રોના અવલોકન પરથી પશ્ચિમ ભારતમાં સોલંકી કાલ દરમ્યાન વિકસેલી ચિત્રકલાના અનેક સુંદર નમૂના વિશેષતઃ એ સમયની તાડપત્રીય હસ્તપ્રતોમાં જોવા મળે છે. એમાં ગુજરાતના તત્કાલીન ધર્મ તથા સમાજજીવનનું સુરેખ પ્રતિબિંબ પડે છે. આ ચિત્રકલા સરલતા, વિશદતા અને લોકજીવનનો ચાલુ સંપર્ક પામી રહેલી સજીવ કલા હતી.

આમ સોલંકી કાલ દરમ્યાન ગુજરાતે પશ્ચિમ ભારતમાં એક વિશાળ મહારાજ્ય કે સામ્રાજ્ય વિકસાવ્યું એટલું જ નહિ, સોલંકી રાજાઓના પ્રોત્સાહન દ્વારા ગુજરાતમાં સામાજિક, આર્થિક, ધાર્મિક, સાહિત્યિક તથા સાંસ્કૃતિક ક્ષેત્રોમાં પણ જીવનનાં વિવિધ પાસાંનો ઉત્કૃષ્ટ વિકાસ થયો હોવાની પ્રતીતિ થાય છે.



## ખંડ 4ની પાદટીપો

1. શાસ્ત્રી દુ. કે., ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, પ્રકરણ 6; Majumdar A. K., *Chaulukyas of Gujarat*, pp. II ff.; પરીખ ર. છો. અને શાસ્ત્રી હ. ગં. (સંપા.), "ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ", ગ્રંથ 4 : 'સોલંકી કાલ', પ્રકરણ 2
2. સોલંકી કાલ, પ્રકરણ 1
3. એજન, પૃ 25-30
4. એજન, પૃ 30-31
5. એજન, પૃ 31-32
6. એજન, પૃ 32-34
7. એજન, પૃ 34-38
8. એજન, પૃ 38-42
9. એજન, પૃ 48-58
10. એજન, પૃ 58-65
11. એજન, પૃ 71-72
12. એજન, પૃ 72-73
13. એજન, પૃ 73-79
14. એજન, પૃ 79
15. શાસ્ત્રી દુ. કે., ઉપર્યુક્ત, પ્રકરણ 17; સોલંકી કાલ, પૃ. 84-87
16. સોલંકી કાલ, પૃ 87-89 .17. એજન, પૃ 89-91
18. એજન, પૃ 91
19. એજન, પૃ 91-94
20. શાસ્ત્રી દુ. કે., ઉપર્યુક્ત, પ્રકરણ 22; સોલંકી કાલ, પૃ. 94-98
21. વિગતો માટે જુઓ એજન, પ્રકરણ 6, પરિશિષ્ટ.
22. સોલંકી કાલ, પૃ 133-142
23. એજન, પૃ 142-148
24. એજન, પૃ 151-153
25. એજન, પૃ 156-158
26. એજન, પૃ 159-162
27. એજન, પ્રકરણ 9

28. એજન, પ્રકરણ 10
29. એજન, પ્રકરણ 11
30. એજન, પૃ 266-270
31. એજન, પ્રકરણ 13
32. Shelat B. K., *Chronilogical Systems of Gujarat,* pp. 90 ff.
33. ઇતિહાસની પૂર્વભૂમિકા, પૃ 490-492; Shelat B. K., *op. cit.*, pp. 330 ff.
34. ઇતિહાસની પૂર્વભૂમિકા, પૃ 493-495; Shelat B. K., *op. cit.*, pp. 351 ff.
35. સોલંકી કાલ, પૃ. 270-330
36. એજન, પ્રકરણ 14
37. એજન, પ્રકરણ 16
38. એજન, પ્રકરણ 17
39. એજન, પ્રકરણ 18

# સંદર્ભસૂચિ

## (અ) મૂળ સંદર્ભો


આચાર્ય, ગિ. વ. (સંપા.) : ગુજરાતના ઐતિહાસિક લેખો, મુંબઈ, ભાગ-1 (1933), ભાગ 2 (1935), ભાગ 3 (1942)

**कृष्ण कवि** : रत्नमाला, અમદાવાદ, 1903

**Diskalkar D. B. (Ed.)** : Inscriptions of Kathiawad, Poona, 1944

**I - tsing** : A Record of the Buddhist Religion as Practised in India and the Malay Archipelago, Oxford, 1896

**Repson, E. J.** : Catalogue of the Coins of the Andhra Dynasty, the Western Kshatrapas, the Traikūṭaka Dynasty, and the Bodhi Dynasty, London, 1908

**Watters, T.** : On Yuan Chwang's Travels in India, London, 1905

**मेरुतुंग** : प्रबन्धचिन्तामणि, शान्तिनिकेतन, १९३३

**मेरुतुंग** : विचारश्रेणी, पूना, १९२५

**राजशेखर सूरि** : प्रबन्धकोश, शान्तिनिकेतन, १९३५

**सोमेश्वर** : कीर्तिकौमुदी, मुंबई, १९६१

**हेमचन्द्राचार्य** : द्वयाश्रय, भाग १-२, मुंबई, १९१५, १९२१


## (આ) અંગ્રેજી ગ્રંથો


**Burgess, J.** : Antiquities of Kathiawad and Kachh, London, 1876

**Burgess, J. and Cousens, H.** : Arshitectural Antiquities of Northern Gujarat, Bombay, 1903

**Cousens, H.** : Somanatha and Other Medieval Temples in Kathiavad, Calcutta, 1931

Elliot, H. M. and Dowson, J. : The History of India as told by its own Historians, Vols I, III, London, 1867, 1871

Majmudar, M. R. (Ed.) : Chronology of Gujarat, Vol. I, Baroda, 1960

Majumdar, A. K. : Chaulukyas of Gujarat, Bombay, 1956.

Parikh, R. C. : 'Introduction to the History of Gujarat', Introduction to Kāvyānuśāsana, Bombay, 1938

Rao, S. R. : Lothal and Indus Civilization, 1973

Shah, U. P. : Akota Bronzes, Bombay, 1959

: Seulptures from Śāmalājī and Roḍā, Baroda, 1960

Shelat, Bharati K. : Chronological Systems of Gujarat, Ahmedabad, 1987

Sompura, K. F. : The Structural Temples of Gujarat, Ahmedabad, 1969

## (ઈ) ગુજરાતી ગ્રંથો

જમીનદાર, રસેશ : ક્ષત્રપકાલનું ગુજરાત, અમદાવાદ, 1975

દેસાઈ, મોહનલાલ દ. : જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, મુંબઈ, 1933

પરીખ, ર. છો. અને શાસ્ત્રી, હ. ગં. (સંપા.) : ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ,

ગ્રં. 1 : ઇતિહાસની પૂર્વભૂમિકા, અમદાવાદ, 1972

ગ્રં. 2 : મૌર્યકાલથી ગુપ્તકાલ, અમદાવાદ, 1972

ગ્રં. 3 : મૈત્રકકાલ અને અનુમૈત્રકકાલ, અમદાવાદ. 1974

ગ્રં. 4 : સોલંકી કાલ, અમદાવાદ 1976

શાસ્ત્રી, દુ. કે : ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, ભાગ 1-2, અમદાવાદ, 1953

શાસ્ત્રી, હરિપ્રસાદ ગં. : ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, અમદાવાદ, 1973

: મૈત્રકકાલીન ગુજરાત, ભાગ 1-2, અમદાવાદ, 1955

: સ્વ-સંપાદિત શિલાલેખો અને તામ્રપત્રો, અમદાવાદ, 1991

સાંડેસરા, ભો. જ. : મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ તથા સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો, અમદાવાદ 1957

